સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક ત્રેવીસમું

# તુલસી-ક્યારો

: લેખક :

ઝવેરચંદ મેઘાણી

: પ્રકાશક :

**આર. આર. શેઠની કંપની**

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

# નિવેદન

આ વાર્તા પણ 'વેવિશાળ'ની જેમ, 'વેવિશાળ'ની પછી, 'ફુલછાબ'ની ૧૯૩૯-૪૦ની ચાલુ વાર્તા લેખે પ્રકટ થઇ હતી, ને તેની જ માફક કટકે કટકે લખાઇ હતી. 'વેવિશાળ'માં એક વૈશ્ય કુટુંબનો સંસાર આલેખવાનો યત્ન હતો, ને આમાં એક બ્રાહ્મણ કુટુંબનો.

આ બેઉ વાર્તાઓમાં મારી જે દૃષ્ટિ કામ કરી ગઇ છે તેને વિષે આપણા જાણીતા વિવેચક શ્રી નવલરામ ત્રિવેદીએ એવું લખ્યું છે કે—

"દરેક માણસ જગતની દૃષ્ટિએ મહાજન ન થઈ શકે, પણ નૈતિક જીવનમાં ઉન્નતિ મેળવી સાચી મહત્તા તો પ્રાપ્ત કરી શકે એવું એમની આ નવલકથાઓમાં ખાસ દેખાય છે. 'ભાભુ' (વેવિશાળ) અને 'ભાભી' (તુલસી–ક્યારો) જેવાં પાત્રો બતાવે છે કે ગુજરાતનાં ગામડાંની અભણ સ્ત્રીઓ પણ પોતાના દરરોજના જીવનમાં કેટલી વીરતા ને ઉદારતા તથા ઉચ્ચતા બતાવી શકે તેમ છે. શ્રી મેઘાણીનાં આવાં સ્ત્રીપાત્રો તેમ જ 'માસ્તર' જેવાં પુરુષપાત્રો સામાન્ય વાંચકોના મનમાં સિદ્ધ થઈ શકે તેવી પ્રશસ્ય મહત્ત્વાકાંક્ષાઓના અંકુરો પ્રકટાવે છે.........'

આથી વધુ કશું જ મારે મારી આ વાર્તાનાં પાત્રો વિષે ઉમેરવાપણું રહેતું નથી. 'સામાન્ય માનવીમાં રહેલી આંતરિક મહત્તાની સિદ્ધિની શક્યતા'– એ રૂપી તુલસી–ક્યારે જો મેં મારી શક્તિની આ નાની શી ટબૂડી સીંચી હોય, તો તેને હું મારી જીવનભરની કૃતાર્થતા માનીશ.

આ વાર્તાનો વાચક સમૂહ 'વેવિશાળ'માં જે આત્મીયતા અનુભવી ગયો છે તે જ આત્મીયતા આમાં બતાવી ચુકયો છે. પણ 'તુલસી–ક્યારો'

સાથેનો તેમનો તાદાત્મ્યભાવ એક કદમ આગળ ચાલ્યો છે. અકસ્માત એવો થયો કે બીજા અંતરાયોને કારણે 'તુલસી-ક્યારો'નાં છેલ્લાં ચારેક પ્રકરણોનો અંતભાગ મારે મોકૂફ રાખવો પડેલો. એટલે એ સમાપ્તિ હું કેવી રીતે લાવવાનો હોઈશ તે વિષેની પુષ્કળ અકળામણ, કંઈક ધાસ્તી ને કેટલોક સંદેહ અનુભવી રહેલાં વાચક ભાઇઓ-બહેનોએ મને ચેતવણીના કાગળો લખેલા. અમૂક પાત્રને રખે તું અમૂક રીતે બગાડી કે દુઃખી કરી મૂકે! એવા એવા એ ચેતવણી-સ્વરો પરથી મને લાગ્યું કે વાંચકો પોતે જ આ વાર્તાનો અંત કેવો ઈચ્છે છે ને કલ્પી શકે છે તે તેમની પાસેથી જ જાણી લેવું. નિમંત્રણ દીધું, જવાબો આવ્યા, 'ફુલછાબ'માં એ જવાબો પ્રગટ કર્યા, અને એ જવાબોએ મને ખાત્રી કરાવી કે વાચકો પોતાને પ્રિય થઇ પડેલી સરજાતી વાર્તાને કેવળ વાંચતા જ નથી, પણ તેના સર્જનમાં ય સક્રિય સાથ આપે છે, ને પોતાની ઉકેલબુદ્ધિથી એ પારકી કૃતિને (એનું પારકાપણું બિલકુલ ભૂલી જઈ) પોતાપણાથી રસી દે છે.

આવા ઉકેલો અનેક આવ્યા. આપણા વાર્તાસાહિત્યના સર્જનની એ નવીન વિશેષતાને એક ઐતિહાસિક પાના લેખે આંહી ગ્રંથસ્થ કરવાની મારી ઉત્કટ ઇચ્છા હતી, પણ તેમ કરવા જતાં પુસ્તકની કિંમત પોતાને રૂ. ત્રણની કરવી પડશે એવી સ્થિતિ આ પુસ્તકના મુલ્યનિર્ણયના મુખત્યાર પ્રકાશકોએ મને લાચારીથી લખી જણાવી, અને અમૂક જ લેખકની વાર્તા ગણીને ખરીદનારો કેટલોક વાચકસમૂહ આવા એક 'ઐતિહાસિક પાના'ને ખાતર અરધા રૂપિયાનો વધારો પસંદ નહિ જ કરે એમ લાગતાં વાચકોના એ સુંદર પત્રો મારે છોડી દેવા પડ્યા છે.

મેં આણેલી સમાપ્તિમાં બધું જ સુખ સુખ ને સુખ જ નથી વેરી દીધું. કંચન-વીરસુત વચ્ચેનો વિયોગ મૂકવાની મારી ગણતરી તો આગાઉથી જ હતી. લડાઈનો અકસ્માત તો એ નક્કી કરેલ સમાપ્તિને લટકાવવાની ખીંતી જ બનેલ છે. વસ્તુતઃ મારે તો વાર્તાને, કંચનની પ્રસૂતિવાળા ૪૩મા પ્રકરણના છેલ્લા બોલ 'બડકમદાર' સાથે જ થંભાવી દેવી હતી. 'સુખકારી સમાપ્તિ'ની મારી જે કલ્પના છે તે ત્યાં જ બંધ બેસતી થતી હતી.

કોઇ કહેશો ના કે ભદ્રાને કે ભાસ્કરને મારે હજુ આગળ લઈ જવાં જોઇતાં હતાં. નહિ, એમ કરવા જતાં મેં વાર્તાનું પ્રધાન દૃષ્ટિબંદુ જ ગુમાવી

દીધું હોત. આ વાર્તા ભદ્રાના પુનર્લગ્ન કે ચિરવૈધવ્યનો પ્રશ્ન છણવા માટે લખાઈ જ નથી. કુટુંબ-જીવનના ક્યારામાં 'તુલસી' સમી શોભતી ભદ્રાને, એ ક્યારામાંથી ઉખાડી બીજે કોઈ ઠેકાણે વાવવાનું કશું પ્રયોજન નહોતું. ભદ્રાને તો જે રૂપે મેં આલેખી છે એ રૂપે જ એ મારા મનોરાજ્યમાં પરિપૂર્ણપણે જીવતી છે, ને એ રૂપે એનું જીવન મને સભરભર ભાસે છે. જીવનની એ 'સભરભરતા'માં દુઃખ ને સુખ, હાસ્ય ને આંસુ, ઉચ્છ્વાસ ને નિઃશ્વાસ ભેળાં જ ભર્યાં છે. એને પરણાવી દેવા જેવું કે કોઈ દવાખાનાની નર્સ નીમાવી દેવા જેવું બનાવકી જીવનસાફલ્ય બતાવીને શું કરું ?

'ભદ્રા જીવતી છે' એમ કહ્યું, તે પરથી રખે કોઈ કલ્પજો કે મેં ભદ્રાને જીવતા કોઈ માનવી સંસારમાંથી ઉઠાવી છે. 'વેવિશાળ'ના વાંચકો તેમ જ વિવેચકોમાં પણ એ ભ્રમણા રમી ગઈ છે, કે આવાં હુબહુ પાત્રો કોઈક જીવતાં માનવજીવનમાંથી મને જડયાં હોવાં જોઈએ. આ વિભ્રમ પર લંબાણથી લખવાની જરૂર છતાં અહીં એ શકય નથી. પણ ખાત્રી આપું છું કે 'વેવિશાળ' કે 'તુલસી-ક્યારો' માંનું એક પણ પાત્ર આલેખતી વેળા મારી જાણનું કોઈ જીવતું માનવી મારી નજર સામે હતું નહિ. એ બધાં પાત્રો આ બેઉ વાર્તાઓમાં સાવ સ્વતંત્રપણે જન્મેલાં, જીવેલાં, હસેલાં ને રડેલાં છે. ને મારે મન તો એ સત્ય-જગતનાં માનવીઓ જેવાં જ—બલકે એથી પણ વધારે 'જીવતાં' છે. વાચકની લાગણીમાં પણ એ 'જીવતાં' છે, પણ તેનું કારણ એ નથી કે તેઓ કોઇ જીવતા માનવીની તસ્વીરો છે. એના વાચનથી આસપાસની દુનિયાનાં અમૂક માનવો યાદ આવે છે એ વાત ખરી—પણ તે તો વાચકે વાચકે જુદાં જુદાં માનવો હોય છે. એ જ બતાવે છે કે અમુક ચોક્કસ નરનારીઓ પરથી આ આલેખનો થવાં સંભવિત નથી.

વાર્તા લખાઇ ગયા પછી એક અકસ્માત થયાનું યાદ આવ્યું છે. 'નિરંજન'ની જેમ આંહી પણ માસ્તર પિતા ને પ્રોફેસર પુત્ર પેસી ગયા છે. આમ કેમ બન્યુ હશે ? હું પણ સમજી શક્યો નથી.

રાણપુર
તા. ૨૭-૭-'૪૦

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમ

## પ્રકરણ પહેલું

### કોના પ્રારબ્ધનું ?

સોમેશ્વર માસ્તરના મકાન પાસે લોકોનું ટોળું જમા થઈ ગયું હતું. સોમેશ્વર માસ્તરની પચીશેક વર્ષની ભત્રીજી યમુના ગાંડી હતી. ઘરથી થોડે દૂર નળની ટાંકી પાસે ઊભી ઊભી એ લાંબા હાથ કરીને રોષભર્યા અસ્પષ્ટ શબ્દો કાઢતી કાઢતી, કોઈ મવાલી પણ જાહેરમાં ઉચ્ચારવા હિંમત ન કરી શકે તેવી અશ્લીલ ગાળો કોણ જાણે અંતરીક્ષમાં કોને ભાંડી રહી હતી.

પચાસ વર્ષના સોમેશ્વર માસ્તર બહાર આવ્યા ને યમુનાને ફોસલાવવા લાગ્યા; યમુનાએ એને પણ અપશબ્દો કહ્યા. આખરે સોમેશ્વર માસ્તરના પચીશેક વર્ષના યુવાન પુત્ર પ્રોફેસર વીરસુતે એક સોટી સાથે દોટાદોટ આવીને ગાંડી યમુનાના શરીર પર ફટકા ખેંચવા માંડયા, ત્યારે પછી આડા હાથ દેતી, ચમકતી ને ડરતી યમુના રડતી રડતી ઘરની અંદર ચાલી ગઈ.

યમુનાને ઘરની અંદર લઈ જઈ એક ઓરડીમાં પૂરીને પણ વીરસુત જ્યારે મારવા ને ત્રાડ દેવા લાગ્યો ત્યારે એક દસેક વર્ષનો છોકરો ત્યાં ઊભો ઊભો કહેતો હતો : 'બાફોઈ, બોલો મા, બાફોઈ,

ચુપ રહો તો બાપુ નહિ મારે. બાપુજી, હવે બાકોઈને ન મારો, એ કશું બોલતાં નથી, હો બાપુજી !'

'તું બહુ ડાહ્યલો ન થા, દેવુ!' વીરસુતે પોતાના એ પુત્રનું મોઢું તોડી લીધું.

સોમેશ્વર માસ્તર એ ઓરડી તરફ ધીરે ધીરે આવી રહ્યા હતા, ત્યારે તેને તેના દીકરા વીરસુતે વઢીને કહ્યું :

'તમે જ એને બહેકવા દીધી છે. હું કહી કહીને થાક્યો કે એને ગાંડાંની ઇસ્પિતાલમાં મૂકી આવવા દો, ત્યાં એ સાજી થશે, એનો ત્યાં જ વહેલો છૂટકો થશે. પણ તમે તો અમે જ્યારે જ્યારે રજા ગાળવા આવીએ ત્યારે ત્યારે આ હૈયાહોળી અમારી છાતી પર ને છાતી પર રાખી છે.'

'ભાઇ, મેં સારા માટે જ ગાંડાંની ઇસ્પિતાલની ના કહી છે, ત્યાં એ બાપડીનું પોતાનું કોણ ?'

'ને અહીં ક્યાંય મોટર કે ટ્રેનમાં ચગદાઈ જશે તો ?'

'તો તે એના પ્રારબ્ધની વાત બનશે, પણ ભાઈ, આપણે દેખી-પેખીને એને કુટુંબમાંથી કાઢીએ તો એનો જીવ અંદરખાનેથી કકળી ઊઠશે.'

'એને ગાંડા માણસને એવું શું ભાન હોય ! તમે પણ કેવી...' વીરસુત હસ્યો.

'હું ઠીક કહું છું ભાઈ, જીવ કકળે.'

'તો હવે શું કરવું છે ? કંઇ છૂટકો પતાવવો છે કે નહિ ?'

'એક વાર હું જોઉં, એને ભેરવપુર લઈ જાઉં.'

'જ્યાં લઈ જતા હો ત્યાં લઈ જાવ.'

'તું આજ સુધી એ વહેમમાં પડવાની ના પાડતો હતો ને ?'

'હવે ના નહિ પાડું, ગમે તે ફકીર બાવા કે મેલડીના ભૂવા પાસે લઈ જાવ, નીકર પછી હું ગાંડાની ઇસ્પિતાલે મૂકી આવીશ. હવે હું કોઇની શરમ નહિ રાખું. આપણી એ કંઈ નજીકની સગી છે કે એને વેઠો છો ? એની સગી બહેનો ને માશીઓ તો ભાવ પૂછતી નથી.

'એમ ન વિચાર ભાઈ, કોને ખબર છે કે આપણે આ આખા કુટુંબમાંથી કોના પ્રારબ્ધનો દાણો ખાતા હશું !'

'આ વાત તમે મને ચોથી વાર સંભળાવી.'

'મન બહુ જ દુભાય છે ત્યારે જ એ વાત યાદ આવે છે વીરસુત.'

'વારૂ, હવે જે કરવું હોય તે પતાવો. નહિ તો મારે એ ગાંડીના પ્રારબ્ધનો દાણો મારા ઘરમાં નથી જોઈતો. હું ભલે ભૂખ્યો રહું.'

વળતા દિવસની ગાડીમાં સોમેશ્વર માસ્તર પોતાની ગાંડી ભત્રીજી યમુનાને લઈ જ્યારે ટ્રેનમાં બેઠા ત્યારે પેલો દસ વર્ષનો બાળક દેવુ તેમની સાથે ચાલ્યો હતો. એ બાળક સોમેશ્વર માસ્તરનો પૌત્ર અને પ્રો. વીરસુતનો પુત્ર થાય. એની પોતાની મા એને નાનો મૂકીને જ મરી ગયેલી એટલે એ દાદા પાસે જ ઊછરેલો. એને એના દાદા જોડે વિશેષ બનતી હતી. એના પિતાએ પણ જાણી જોઈને વળાવ્યો હતો. પિતા અમદાવાદમાં સાયન્સના પ્રોફેસર હતા. નવી સ્ત્રી પરણ્યા હતા. તેમને કલકત્તાની વિજ્ઞાનની પરિષદમાં નવાં પત્ની સહિત જવું હતું. આ બાળક એનું એક જ સંતાન હતો. એને ગળે વળગાડીને પ્રવાસ કરવામાં શી મઝા પડે ?

ભૈરવપુર નામના એ વળગાડ કાઢવા માટે જાણીતા દેવમંદિરમાંથી ત્રીજા દિવસે રવિવારે જ્યારે દાદા અને પાત્ર દેવુ ગાંડી યમુનાને લઈ પાછા વળ્યા ત્યારે દેવુ હેબતાઈ ગયો હતો. પોતે જેને બાફોઈ કહેતો તે ગાંડી યમુના થાકી લોથ થઈ આગગાડીના પાટિયા પર શબની સ્થિતિમાં પડી હતી. એનાં ટૂંકાં ટૂંકા ઝંટિયાંમાંથી કેટલીય પૂણીઓ ખેંચાઈ ગઈ હતી. એના કપાળની ચામડી વાળના જથ્થા નજીક સોઝી ગઈ હતી. ને એના ગાલ ઉપર ઉપ્રાવેશી તમાચાનાં આંગળાં ઊઠી આવ્યાં હતાં. એ વારે વારે ચમકતી હતી.

'બાફોઈને એ મારતો'તો કોણ હેં દાદા?' દેવુ ભયભીત અવાજે પૂછવા લાગ્યો.

'ભૂવો.'

'એ ભૂવો હતો? એટલે શું?'

'ભૈરવનો પૂજારી.'

'એ કાળો ને કદરૂપો હતો તે શાથી?'

'ભૂવા એવા જ હોય.'

'પણ એણે બાફોઈને ને ત્યાં બેઠેલી બીજી બાઈઓને અડબોતો કેમ મારી?'

'મારવાથી ભૂત જાય.'

'બાફોઈનું ભૂત તો ન ગયું. મને તો દાદા, એમ લાગે છે કે જાણે એ ભૂવો જ બાફોઈને ચોંટયો છે. હવે જુવોને, બાફોઈ ચમકી ચમકીને આમ તેમ જોયા જ કરે છે. મને એ ભૂવો ન ગમ્યો, એ મંદિર પણ બહુ ડરામણું લાગ્યું ને ત્યાં બેઠેલી બધી બાઈઓ પર આટલી બધી ચીસાચીસ ને રાડારાડ ને ડરધમકી તે શી?'

ખરું જોતાં સોમેશ્વર માસ્તરની પાસે આ પ્રશ્નોના ઉત્તર નહોતા. એમણે કદી અગાઉ ભૈરવપુર જોયેલું નહિ. ઘણાં માણસો, પારસીઓ અને મુસલમાનો પણ પોતાનાં ગાંડાં થઈ ગયેલ કુંટુંબીઓને ભૈરવપુર લઈ જતાં, ને તેમાંનું કોણ આરામ મેળવીને આવ્યું તેની નજરે સાબિતી તો નહોતી દીઠી, પણ ફરતાં ગામોમાં અજાણ્યાં અજાણ્યાં લોકો એવી વાતો કરતાં કે ભૈરવપુરના ભૈરવ આગળ એકેય વળગાડ ઊભો રહેતો નથી. ફલાણાને આરામ થયો, ઢીંકણાનું ભૂત ભાગી ગયું, પેલા પારસીની છોકરીને વળગેલી વાઘરણ ચાલી ગઈ, અરે એને તો ભૂવાએ ચોટલે ઝાલી ઝાલી, લપડાકો મારી મારીને કાઢી, વગેરે ખાલી વાતો જ હવામાં તરતી આવતી હતી.

'આમ તે કોઈને સારું થાય હેં દાદા ?' એ પ્રશ્ન પૂછનાર દેવુને સોમેશ્વર માસ્તર કશો જવાબ ન વાળી શક્યા. એને પોતાને પસ્તાવો પણ બહુ થયો, કે એણે ઊંડા ઊતરીને કશી ખાત્રી કર્યા વગર યમુનાને ભૈરવપુર લઈ જઈ ઘાતકી માર ખવરાવ્યો. યાદ કરતાં કરતાં એને પણ ભૂવા પ્રત્યે ઘૃણા જન્મી. આ માણસમાં શિવજીનો સદંશ હોઈ જ કેમ શકે ?

'આવી ક્રૂરતા ગાંડાં માણસો પર કરાય, હેં દાદા ? મને તો દયા જ આવે છે.'' એવું બોલતો દેવુ હસવાનો પ્રયત્ન કરી રડવું રોકતો હતો. સૂતેલી યમુનાની નજીક પોતે ''બાફોઇ, કેમ છે ? હવે દુઃખે છે ?' એમ કહેતો ગાલ પંપાળવા નજીક ગયો ત્યાં યમુના ટ્રેનના પાટિયા પરથી ચમકી ઊઠી, બારી વાટે બહાર કૂદી પડવા દોડતી હતી. દાદાએ એને પાછી સુવારી ત્યારે એનો ચહેરો ખૂબ દયામણો લાગતો હતો. દેવુ એ ભૈરવપુરના સોમવારની ધુણાવવાની ક્રિયાને વારંવાર યાદ કરતો કરતો પોતાની આંખો આડે હાથ ચાંપી દેતો હતો ને મનમાં મનમાં બોલતો 'ભયંકર ! બહુ ભયંકર દાદા ! બહુ નિર્દય !''

ઘેર પાછા આવ્યા પછી સોમેશ્વર માસ્તર પોતાના પ્રોફેસર પુત્રથી શરમીંદા બન્યા. એણે દેવદેવલાં અને ભૂતપ્રેતના વહેમો પર સારી પેઠે મેંણાંટોણાં સાંભળ્યાં. ને છેવટે એક દિવસ ગાંડાની ઇસ્પિતાલે યમુનાને મૂકી આવવા ડોસા કબૂલ થયા, પણ ધીમે ધીમે બબડયા જ કર્યું કે 'કોને ખબર છે, આપણે એના પ્રારબ્ધનો રોટલો ખાતા હશું તો!'

આ વાક્ય ફક્ત એક દેવુ જ સાંભળતો હતો. એને બીજું તો કાંઈ સમજાતું નહોતું, પણ 'રોટલો ખાવા'ની વાત બાળક તરીકે એને પરમ મહત્ત્વની લાગી.

'તમારે ત્યાં જોડે આવવાની જરુર નથી. પાછા તમે ત્યાં પોચા પડી જશો.'

એટલું કહીને પ્રોફેસર વીરસુતે ખભે ખેસ નાખીને તૈયાર થયેલા પિતાને અટકાવ્યા ને યમુનાને પોતે હાકોટાવતો તેમ જ ધકાવતો ગાડીમાં નાખીને લઈ ગયો. સરકસનાં ચોપાનીઆં જેમ ઘોડાગાડીમાંથી ફરફરાટ કરતાં વેરાતાં હોય છે તે રીતે આ ઘોડાગાડીમાંથી યમુનાના અપશબ્દો વેરાતા હતા. ગાંડીની ગાડી પાછળ લોકો પણ દોડતા હતા.

પ્રોફેસર વીરસુતની રજા પૂરી થઈ તે પૂર્વે જ એણે પિતાએ ભેગાં કરેલાં આ કુટુંબીઓની વેજામાંથી નાસી છૂટવા તથા પુત્રને પણ આ વાતાવરણમાંથી ઉઠાવી લેવા ઇચ્છા કરી. પણ પિતાએ પુત્ર પાસેથી દેવુને માગી લીધો. 'શરીરે સુકલકડી છે. આંહીં ભલે રહ્યો. અમે દાદો દીકરો જોડીદાર થઈને રહેશું. તારે કશી ચિંતા કરવી નહિ.'

'ઠીક, તો રાખો.'

પ્રોફેસર વીરસુત અને એનાં પત્ની (દેવુનાં સગાં માતા નહિ પણ પ્રોફેસરનાં નવાં પત્ની) પોતાની કોલેજના શહેર તરફ ઊપડી ગયાં.

## પ્રકરણ બીજું

### જબરી બા

'તારી બા બહુ જબરૂં માણસ હતાં.'' દાદા દેવુને સાંજ સવાર એની બાના જબરાપણાનું સ્મરણ કરાવતા. પણ દેવુ એ 'જબરી' શબ્દના આધારે બેવડીઆ ને ઊંચા પડછંદ દેહવાળી કોઈક બાઈની કલ્પના કરતો. એવી બાના પુત્ર હોવું એને ગમતું નહિ.

'જબરી હતી તેમાં શું?' દેવેન્દ્ર ચિડાઈને મોં બગાડતો.

'એણે જ મને હમેશાં કહાવ્યા કરેલું—'

'શું?'

'કે બાપુજી, કોને ખબર છે આપણે કોના પ્રારબ્ધનો રોટલો ખાતા હશું?'

'એટલે શું દાદાજી?'

'એટલે એમ કે આપણા ઘરમાં બાફોઈ યમુના ફોઈ છે. તારા બાપથી મોટેરા ભાઈ ગુજરી ગયા છે તેનાં વિધવા વહુ તારાં ભદ્રા ભાભુ છે. તેની નાની દીકરી અનસૂયાને બરડામાં હાડકું વધે છે. પછી બીજાં આપણાં ઘરમાં તારાં દાદીમા જે મરી ગયાં છે તેમના નાના ભાઈ એટલે

તારા બાપુના મામા જ્યેષ્ઠારામ મામા છે. એ બાપડા આંધળા છે. હવે એ બધાં આપણી સાથે રહે છે, પણ એ તો કશું કમાઈ લાવતાં નથી. કમાય છે તો એકલા તારા બાપ ને બીજું આવે છે મારું પંદર રૂપિયા પેન્શન. પણ તારા બાપને એ ભણીને આવ્યા કે તુર્ત મોટી નોકરી શાથી મળી ગઈ હશે? જાણે છે? ના, હું યે જાણતો નથી. પણ બીજા તો કેક તારા બાપની જોડેના રખડે છે. તો કોને ખબર છે કે આ આપણા ઘરનાં બધાંમાંથી કોના નસીબનું તારા બાપ નહિ રળતા હોય?'

'કહું દાદા? કહું, મને ખબર છે, કહું? એ...એ યમુના ફોઈના નસીબનું...ના, કહું દાદા, એ...એ જ્યેષ્ઠારામ મામાના નસીબનું. ના, ના, ના, રહો હું કહું, એ અનસૂયા બેનના...એ ના, ના. ના, દાદા! તમે તો સમજો નહિ ને? હવે ચોકસ ને ચોકસ કહી દઉં છું, હવે ફરવાનું નથી હો દાદા! એ....એ...કહું? બધા કરતાં બધાના નસીબનું.'

'બસ, તારી બા એમ જ કહેતાં.'

'મારી જબરી બા ને?'

'હા.'

'જબરી બા મને નથી ગમતી.'

'પણ મને એ બા બહુ ગમતી.'

'તમારી પણ બા? લો......ઓ! હો–હો! હિ...હિ. દાદા તો છે ને કાંઈ? તમારી પણ બા?'

'હા મારી પણ બા. મારા વીશ જ રૂપિયાના પગારમાંથી એ આખા કુટુંબનું ચલાવતી, ખબર છે?'

'ને પોતે જબરી હતી તોય શું ઓછું જમતી?'

'અરે મહિનામાં દસ તો ઉપવાસો કરતી. આખું ચોમાસું તો એકટાણું જ કરતી.'

'તો પછી જીવતી શી રીતે?'

'જીવતી ન રહી તે એ જ કારણે ને? એ આજ જીવતી હોત તો યમુના ફોઈને ગાંડાની ઇસ્પિતાલે તારા બાપને તો શું, તારા બાપના બાપને પણ ન લઈ જવા દેત. સિંહણ હતી એ તો.'

'ઓ બાપ! જબરી અને પાછી સિંહણ?'

'તારા જેવી જ આંખો. બહુ દયાળુ હતી એ બા.'

'બા' બોલતી, ડોસાના કંઠના તાર પર કશીક ધ્રુજારી ઊઠી ..વું દેવુને લાગ્યું. તેણે પડતી રાતની ભૂખરી પ્રભામાં ડોસાની ..આંખો પર દીઠાં–બે જળબિન્દુઓ.

દાદા અને દેવુ આથમતા દિવસના ગોધૂલિ–ટાણે ઘરની નાનકડી ..ડીમાં બેઠાબેઠા આમ એક મૂવેલા સ્વજનની વાતો કરતા હતા ત્યારે ..ાઘેથી તેમણે કોઈકના બિભત્સ બૂમબરાડા સાંભળ્યા; પસાર થતા ..હદારીમાંથી કોઈકે કહ્યું કે 'માસ્તર,તમારી જમનાને ઘરમાં લઈ લો.'

સોમેશ્વર માસ્તરે અને દેવુએ દોડાદોડ બહાર આવી આઘે ..મેલી યમુનાને દેખી ધ્રાસકો અનુભવ્યો. એના શરીર પર પૂરાં કપડાં ..હોતાં. એને આખે દેહે ચાલ્યા જતા લોહીના રેગાડા ફાનસના ..જવાળે રાતા તો ન દેખાયા પણ ભીના ને રેલાતા તો જણાયા.

'તેં–તેં–તેં–તારાં–તારાં છાજિયાં લઉં–તેં મને માર ખવરાવવા ..કરી'તી!' એમ બોલતી યમુના સોમેશ્વર દાદાને મારવા દોડી: ..–અં. તારે મારી માયાનો ખજીનો લઈ લેવો છે. હં–અં. તારે

મને ત્યાં ઠાર રખાવવી હતી. હં-અં, મને બધીય ખબર છે—મારી માયા લેવી છે તારે-'

એને ફોસલાવવા જનાર સોમેશ્વર દાદાને એણે બે ચાર લપાટો ને ધુંબા મારી લીધા પછી દેવુ એની પાસે જઈને બોલ્યો: 'બાફોઇ, હશે બાફોઈ! ચાલો ઘરમાં.'

ને ગોવાળ પાછળ ગાય ચાલી આવે એમ યમુના ફોઇ દેવુની પાસે ઘરમાં પ્રવેશ કરી ગઈ. ત્યાં જતાં જ એ પોતાની નગ્નતાના ભાને છુપાઈ ગઈ. કપડાં એની પાસે ફેંકવામાં આવ્યાં તે પહેરીને અત્યંત શરમાળ પગલે યમુના નાની અપંગ છોકરી અનસૂયા પાસે આવી. બેસીને રમાડવા લાગી. રમાડયા પછી એણે પોતાની જાણે જ રસોડામાં જઈ ઢેબરાંનો લોટ બાંધી ઢેબરાં વણવા માંડયાં. જાણે એને કશો ય રોગ નહોતો.

દેવુ રસોઈ કરતી યમુનાની પાસે જઈ બેઠો ને પૂછવા લાગ્યો : 'બાફોઈ, કોણે માર્યાં હતાં ત્યાં તમને?'

'બા મારે.'

'કોણ મારે?'

'બધાય—ખાવા ન દે.''

'શા માટે બાફોઈ? તમે કાંઈ તોફાન કર્યું હતું?'

'.દેવને જોવો છે: અન્સુને જોવી છે: નથી ગમતું: અન્સુને અડવી છે: મારી—મારી—મારી—'

એમ કહેતી યમુના રડી પડી.

એના ત્રુટક ત્રુટક વાકયોનો સળંગ અર્થ દેવુ સમજી શકયો.

યમુના ફોઈને દેવુ ને અનસુયા બહુ વહાલાં હતાં. તેને મળવાનું વેન લીધું હશે તેથી માર-પીટ કરી હશે ઇસ્પિતાલવાળાઓએ.

'હેં દાદા!' દેવુ ગરમ પાણીના તપેલા જેવો ઊકળતો ને ખદખદતો સોમેશ્વર માસ્તર પાસે ગયો : 'હેં દાદાજી, એ ઇસ્પિતાલમાં શું ગાંડાને લગાવે છે?' 'લગાવે' શબ્દ એ રૂવાબથી બોલ્યો.

'હા ભાઈ, બહુ માર મારે.'

'તો પછી તમે મને પહેલેથી કહ્યું કેમ નહિ? આપણે બાફોઈને ત્યાં મોકલત જ શા માટે?'

' ભાઈ, તારા બાપુની ઇચ્છા એને મૂકી આવવાની હતી.'

' પણ તમારે મને તો કહેવું હતું ને! મને એવી શી ખબર કે નિશાળોમાંય મારતા હોય છે તેવું મંદિરોમાંય મારતા હોય છે ને તેવું ઇસ્પિતાલોમાં ય મારતા હોય છે! મને આવી શી ખબર! તમારે મને કહેવું તો હતું દાદાજી!'

દેવુના આ બધા બોલ બળબળતા હૃદયના હતા છતાં હસવું જ ઉપજાવી રહ્યા હતા. દેવુ પોતાની જાતને જે મહત્ત્વ-મોટાઈ આપી રહ્યો હતો તે ભારી રમૂજી હતી.

'તો હવે શું કરશું દેવ? લે હવેથી તને પૂછીને જ પાણી પીવું, પછી છે કાંઈ?'

'કરવું શું બીજું! બાફોઈને ક્યાંય નથી મોકલવાં. આંહીં જ રાખીશું. હું ખરું કહું છું દાદાજી, તમે ખરું જ માનજો હો દાદાજી, કે કોને ખબર છે આપણે કોના પ્રારબ્ધનું ખાતા પીતા હશું! હું ખરું જ કહું છું.'

'ચાલ ચાલ હવે પાજી, એ તો મેં જ તને કહ્યું હતું.'

'તેની હું ક્યાં ના કહું છું? હું પણ તે જ કહું છું ને! હું કહું છું તે જ તમે કહો છો. તમે મને જે કહ્યું છે તે જ હું તમને કહું છું ને!'

છોકરો આમ બોલવામાં કશું જ પાજીપણું નહોતો કરતો તેની તો દાદાને ખાતરી હતી. પણ ભોળો છોકરો એવી ભ્રમણામાં પડ્યો હતો કે પોતે જ કેમ જાણે આ નવીન સત્ય શોધી કાઢ્યું હોય! દેવુની દાનત દાદાએ કહેલા સત્યને તફડાવી કાઢીને પોતાના ડહાપણરૂપે બરાડા મારવાની નહોતી, પણ દાદાના એ વાક્યે દેવુમાં એટલું તાદાત્મ્ય કરી નાખ્યું હતુ કે એ વાક્ય દાદાએ કહ્યું છે એની જ દેવુને આત્મવિસ્મૃતિ થઈ હતી. પોતાની જ એ સ્વતંત્ર માન્યતા બની ગઈ હતી. આ માન્યતાએ દેવુને રંગી નાખ્યો હતો. એ પૂરું સમજ્યા વિના જ માનતો થઈ ગયો હતો કે "કોને ખબર, આપણે કોના પ્રારબ્ધનું ખાતા હશું."

•

# પ્રકરણ ત્રીજું

## ભદ્રા

‘આ છોકરાની દ્વારા એની માતા જ ફરીથી બોલતી લાગે છે.” એવા એક મનોદ્ગાર સાથે ડોસા પોતાના આંગણાની કૂઈ પર નહાવા ગયા; દેવુ પણ સાથે નહાવામાં શામિલ થયો. નહાતાં નહાતાં ઠંડીનું ભાન ભુલાવી દેતા શ્લોકોનું રટણ ચાલતું હતું. દાદાના કંઠમાં હિન્દની તમામ જીવન-દાત્રી નદીઓનાં એક પછી એક નામો છંદધારે વહેતાં હતાં. નાનો દેવુ એ શ્લોક–રટણમાં પોતાના કિશોર કંઠનો પંચમ સૂર મિલાવીને ઠંડી ઉરાડતો હતો. સંગીતનો આસવ ગળામાં ઘૂંટાતો હતો, સાથોસાથ પોતે અનાયાસે ભૂગોળ પણ ભણતો હતો. દાદાની ડોલમાંથી પોતાના મસ્તક પર રેડાતાં એ ઘરઆંગણની કૂઈનાં નીરને ને આ રાષ્ટ્રવ્યાપી નદનદીઓનાં જળને કોઈક પ્રાણસંબંધ છે, કોઈક રહસ્યમય મિલનભોમ છે, કશીક ગુપ્ત એકાત્મતા છે, તેવા ધ્વનિ એના મગજમાં ઘૂમતા.

ઘરમાં હજુ દીવો નહોતો થયો. રસોડામાં બળતો ચૂલાનો તાપ બાજુના ઓરડામાં જ થોડું ઘણું અજવાળું ફેંકતો હતો તેનાથી સંતોષ માનતાં વિધવા ભદ્રા વહુ અનસૂયાના બરડામાં થતી વેદના પર હાથ પસારતાં એક પ્રભુપદ ગાન ગાઈ અનસૂના કાન વાટે વ્યાધિશમનની એ દિવ્ય દવા રેડતાં હતાં.

ને પાછલી પરશાળે સોમેશ્વર માસ્તરના સાળા એટલે કે પ્રો. વીરસુતના આંધળા મામા જ્યેષ્ઠારામ હાથના હળવા હળવા તાળોટા પાડીને 'રઘુપતિ રામ રુદેમાં રે'જો રે' એ પદ ગાતા હતા. એમ કરવામાં કોઈને પ્રકાશની જરૂર નહોતી.

પહેલો દીવો હમેશાં ઘરમાં તુલસીના રોપ પાસે જ પેટાતો. સોમેશ્વર માસ્તર અથવા દેવુ જ સાંજનું સ્નાન કરીને પછી એ પેટાવતા. આજે જરા અસૂર થયું હતું તે તો યમુનાના આવવાને કારણે. પરંતુ ઘરમાં યમુનાના માર ખાઈ ને ભાગી આવવાથી કશો જ મોટો અકસ્માત બન્યો નહોતો. કોઈ ને ન લાગ્યું કે નવી કશી મૂંઝવણ આવી પડી છે. નાનાં મોટાં સૌ પોતપોતાનાં ઠરેલાં કામકાજમાં મગ્ન હતાં. મોટા ફળીની બે ચાર પાડોશણો કુતૂહલવૃત્તિને દબાવી ન શકાયાથી ક્યારની આંટો મારી ગઈ હતી. તેમને તમામને વિધવા ભદ્રાએ મીઠો પણ ટૂંકો જવાબ વાળી દીધો હતો કે 'સારું થયું કે યમુનાબેન હેમખેમ પાછાં ઘેર આવ્યાં. મને તો નિરાંત વળી ગઈ. મારું તો કાળજું ફફડી હાલતું.'

'પણ ત્યારે મૂઈ,' ફળીની પાડોશણ કહેતી, 'તમારે જ આવડી બધી શી પડી છે જમનીની? એની બેન્યુંને ત્યાં મોકલી દોને.'

'મારા સસરા ના પાડે છે.'

'સોમેશર ભાઈજીને તો પારકી પંચાજણ કરવાના હેવા જ છે બાઇ!' સરસ્વતી ડોસીએ કહ્યું.

'ના મા, સંજ્યાટાણું છે. મારા સસરાનું વાંકુ લગીરે બોલતાં ના, તમારે હાથે પગે લાગું શરશતી બેજી!' એમ હસતે મોંયે બોલતી બોલતી વિધવા ભદ્રા પાડોશણનો પગ પકડી લઈ ને ચુપકિદી પળાવી શકેલી.

'મારી શોગાન, થોડી વાર ઊભાં રે'જો હો શરશતી બૈજી!' એમ બોલતી વિધવા ભદ્રા ઘરમાં દોડી જઈ, મગજની એક લાડુડી લાવીને એમને દેતી દેતી બોલી: 'લો, ઝટ તમારી વસુને ખવરાવો. હું તો મૂઈ હૈયાફુટી, તે વીશરી જ જાત. પણ મારા સસરાએ સવારે ખરાવી ખરાવીને કીધેલું કે 'વહુ, શરશતી ભાભીની વસુને ચોકસ દેજો હોં કે?'

સસરાની નિંદાને નાનકડી એક લાડુડીથી દબાવરાવી લેવાની ફોગટ આશા સેવતી વિધવા ભદ્રા તે વખતે તો "શરશતી બૈજી'ને વળામણાં દઈ દેતી, પણ કૂતરાની પૂછડી જેવી શરશતી બૈજીની જીભ વળતા દિવસના પ્રભાતે જ પાછી વાંકાં વેણ લઈને હાજર થતી. અરે પોતાની વસુને લાડુડી ખવરાવતાં ખવરાવતાં પણ એ બોલતાં કે 'ગાંડીને અમસ્થી કંઈ નથી સાચવી. એના દરદાગીના દબાવેલા છે. હં—અં માડી!'

સવાર પડતું ત્યાં પાછાં એ જ સરસ્વતી ડોશી અધો પૈસો લાવીને સોમેશ્વર માસ્તરને આપતાં: 'લ્યો ભૈ! શાક લેતા આવજો. જોડે બે તીરખી કોથમરીની ય લાવજો હો ભૈ! અને એકાદ મરચું ય લાવજો.'

ફળી મોટું હતું. ઘણીખરી વિધવાઓ રહેતી. ઘણીખરી સાસરિયાંથી રૂખ્સદ પામેલી હોઇ કાલાં ફોલીને નભતી. તે બધીને શાકપાંદડું લાવી દેનાર સોમેશ્વર જ હતા. અને સરસ્વતી ડોશીની હંમેશની ફરિયાદ હતી કે સોમેશ્વર રોયો પોતાના ઘરનું શાક તો પરબારું અમારામાંથી જ કાઢતો હશે!

આવા કચવાટની સોમેશ્વર માસ્તરને ખબર હતી, પણ પોતે એનું દુઃખ રાખતા નહોતા. કેમ કે એને લાગ્યા જ કરતું હતું કે 'કોણ જાણે આ ફળીવાળાંમાંથી જ કોઇકના નસીબનું આપણે ખાતા હશું તો!'

આમ સોમેશ્વર માસ્તરના સંસારનું ગાડું ચાલ્યા કરતું. ભાણા ખડખડ ઘરમાં બિલકુલ નહોતી થતી એમ પણ નહિ. ગાંડી યમુના અને પાછલી પરશાળે બેસી રહેતા મામા, એ બેઉ વચ્ચે ઘણી વાર ચકમક ઝરતો ત્યારે મામા કહી નાખતા કે 'આવી છે મારાં ભાણેજડાંનો જીવ લેવા, તે ભરખી કરીને જ જશે.'

અર્ધ સમજમાં ને અર્ધ બેભાનમાં યમુના પણ ઘર ગજાવી મૂકતી કે 'મારી મૂડીમાયા લઈ લેવા સૌ ભેગાં થયાં છો કાં ને? હું તો નાગણી છું નાગણી!' ને પછી બિભત્સ ગાળો.

વિધવા વહુ ભદ્રા ઉપર વારંવાર એક જુદી જ ફરજ આવી પડતી. અમદાવાદ રહેતા પ્રો. વીરસુતનાં નવાં પત્નીને જ્યારે જ્યારે થોડી કે ઝાઝી માંદગી થઈ આવતી ત્યારે તાબડતોબ ભદ્રા ભાભીને મોકલવાનો તાર પિતા પર પહોંચતો. સોમેશ્વર માસ્તર ઘણું ય લખતા કે ભાઈ, નવી વહુને આંહીં મોકલ, તો એમનું સચવાય તે સાથે સૌનું સચવાય. આ ગાંડીનું કાંઈ ઠેકાણું નહિ; રોટલા કરી આપે કે ન કરી આપે. મોટી વહુ વગર મુશ્કેલી પડે: મને તો કાંઈ નથી. હું તો હાથે રાંધી લઉં, પણ ઘરની સાચવણ ચીંખાઈ જાય છે, નવી વહુ આંહીં આવીને રહે તો હું ચીવટ રાખીને દવા કરાવી શકું, તેમ એને ઘરકામ કરવાનો થોડો વ્યાયામ પણ મળે. ઘર એનું છે, એટલે પોતે ઘરની સાચવણ પણ કરતાં થાય.

પણ વીરસુત જવાબ વાળતો કે 'મારે નવીને પણ ત્યાં મૂકીને સંસ્કારહીન નથી બનાવવી. મારે એને એ ઘરની ધૂળ ઝાડવા-ઝાપટવાનું ભળાવવું નથી. એકને ગુમાવી છે તે ઘણું બધું છે. માટે મોકલવાં હોય તો ભદ્રાને મોકલજો, નહિતર ઇસ્પિતાલે જ મૂકીશ.'

પિતા લખતા કે 'મારો જીવ સહેજ સંકોડાય છે, કેમ કે ભદ્રા

આખરે તો વિધવા છે. આંહી પગ ઢાંકીને બેસી રહી શકે, ત્યાં મોકળા સંસારમાં એના જીવનો મેળ ન મળે. વગેરે વગેરે.'

પુત્રનો ફળફળતો ઉત્તર આવતો :

'ફિકર રાખશો મા, હું નહિ એને પુનર્લગ્ન કરાવી દઉં. એ બ્હીક હોય તો ન મોકલતા.'

આખરે તો ભદ્રાને જ બે વાર જવું પડેલું. બે વાર જવાનું ખાસ કારણ એ હતું કે નવી વહુને ઉપરાઉપરી બે કસુવાવડો થઈ હતી.

ત્રીજી વાર ભદ્રાને જવાનું તેડું આવ્યું ત્યારે લખ્યું હતું કે 'અનસુ માંદીને ત્યાં જો રાખી શકાય તો રાખીને એકલાં જ મોકલવાં. ભદ્રાના હાથ બે માંદાંની માવજત કરી શકે નહિ. ઊલટાનું બન્નેનું બગડે.'



## પ્રકરણ ચોથું

### સસરો

**પ્રોફેસર** પુત્રના આ કાગળની વાત ઘરમાં કોઈને કર્યા વગર માસ્તર સાહેબે ચુપચાપ માંદી અનસુને પોતાની સાથે હેળવવા માંડી. બધાં જ છોકરાં દાળીઆ રેવડી જેવા ખાદ્ય પદાર્થથી જ રીઝી જાય છે એ વાત માંદલી અનસુએ ખોટી પાડી. દાદાજી પાસેથી ખાઉ ખાઉ લઈ કરીને એ પાછી માની સોડમાં જ ભરાઈ બેસતી. દાદાને મૂંઝવણ થતી હતી કે માથી દીકરીને નોખી પાડવાનો કયો કીમિયો કરવો ? ધીરે ધીરે એને યાદ આવ્યું. બહુ જ નાનેથી મા વગરના થયેલા દેવુને તો દાદા સાથે પ્રીત બંધાતાં મુશ્કેલી નહોતી પડી, પણ પોતાના જ પુત્ર વીરસુતની બાલ્યાવસ્થા એને યાદ આવી. પોતે 'રાધે ગોવીંદ રાધે, શેરા પૂરી ખાધે !' ગાતા, તાળોટા વગાડતા, વીરસુતની સન્મુખ નાચતા ને કુદતા હતા. અનસુ પાસે પણ એણે નાચ ગાન અને તાળોટા આદર્યા. મિડાઇએ ન કરેલું કામ નૃત્યગીતે કર્યું. અનસુ માંદી માંદી પણ દાદાની સાથે નાચતી ને ગાતી થઈ. દાદાની સાથે જ સુવા લાગી. દાદા અનસુના સંપૂર્ણ કેદી બન્યા તે પછી જ તેણે ભદ્રા વહુને પોતાની પાસે બોલાવી મગાવ્યાં. બારણાની સ્હેજ આડશ લઈને ભદ્રા ઊભી રહી. સસરાની આંખો ભદ્રાને ભાળતી ત્યારે ત્યારે અચુક

હમેશાં એક જ ઠેકાણે ચોંટી રહેતી. આજે પણ એ આંખો ત્યાં જ ચોંટી–ભદ્રાના માથા ઉપર.

ત્યાં એ આંખોને શું જોવાનું હતું ?

મુંડાએલા માથા પરના નવા ઉગેલા કેશના કાંટા સફેદ ઓઢણાની આરપાર અણીઓ કાઢતા હતા તેને જાણે કે સસરાની આંખો ગણતી હતી. એ કણીઓ સસરાની આંખોમાં ઘોંચાતી હતી. પુત્ર-વધુના વૈધવ્યનો વધુમાં વધુ કરૂણ એને એ કેશવિહોણો વેશ લાગતો હતો. તે સિવાય તો પોતે તપાસ લેતા ને સંતોષ પામતા કે વહુનો દેહ દૂબળો નથી પડ્યો : ને વહુના થોડા થોડા દેખાતાં હાથનાં આંગળાં એમને ખાત્રી કરાવતાં કે ભદ્રાને નખમાંય રોગ નથી.

એમણે વાત ઉચ્ચારી :—

'જુઓ છો ને, છોકરાં સાચવી જાણું છું કે નહિ હેં બેટા ! જુવો, અનસુને મેં તમારી આગળથી પડાવી લીધી છે ને ?'

જવાબમાં ભદ્રા ઘૂમટાની આડશે મંદ મંદ હસતી હસતી, એ ઘૂમટામાં છુપાએલા પોતાના ચહેરા સામે તાકી ઊભેલા દેવુને કહેતી હતી–

'દેવ ! દાદાજીને કહે કે તમે એકલા સસરા જ ક્યાં છો ? તમે તો સાક્ષાત સાસુજી પણ છો ને ! અનસુને મારો હેડો છૂટ્યો એટલે હું તો શાંતિ પામી છું.'

'તો પછી બચ્ચા, થોડા દિ' નાનુભાઇને ત્યાં એકલાં અમદાવાદ જઈ આવશો ? નાની વહુ બિચારી મુંઝાતી લાગે છે. ભાઈનો તો કાગળ આવેલ કે ચિંતા કરશો મા, પણ મારો જીવ કેમ રહે ? હું

પડું જ જાઉં એમ થયું, પણ મારા જવાથી વહુને શી સહાય મળે? એ કરતાં તો તમે જ જઈ આવો.'

ભદ્રાએ કશો ઉત્તર ન આપ્યો. દેવ તો ભદ્રા બાના ચહેરા સામે જ જોઈ રહેલો હતો. ભદ્રાની આંખોમાં સહેજ ચમકાટ ને ગાલો પર લાલ લાલ થોડો ધગધગાટ એણે જોયો ખરો, પણ એવા રંગબાવોનો અર્થ સમજવા જેટલી ઉમ્મરે હજુ દેવુ નહોતો પહોંચ્યો.

'તમને તમારી મરજી વિરુદ્ધ મારે લેશમાત્ર નથી મોકલવાં હો કે! વળી પાછાં કહેશો કે કીધું નહિ!' ડોસા ગર્વિષ્ઠ અવાજે બોલ્યા. વિધવા પુત્રવધુની માનસિક સ્વતંત્રતાનું પાલન કરવાનો પોરસ એ અવાજમાં રણકી રહ્યો.

'દાદાજી કહેતા હોય તો મને શો વાંધો છે?'

ભદ્રાએ દેવુને આમ કહ્યું ત્યારે એના બોલમાં યે આવો સન્માનદાયક સસરો હોવાનો પોરસ ગુંજ્યો.

'ના, એમ ન બોલો બચ્ચા. તમને ન ગમે ત્યારે સાફ ઝાટકીને ના પાડી દેવાની તમને છૂટ છે. મારે કાંઈ તમે વધારાનાં નથી. ન જવાનું કાંઈ ખાસ કારણ હોય તો કહો તમ તમારે. બેલાશક કહો. હા, બેલાશક!''

ડોસાના મોંમાં જ્યારે 'બેલાશક' શબ્દ બોલાતો ત્યારે એની ડોક ઘૂમતા પારેવાની જેમ ફુલાતી.

'કહેને દેવ, મારું મન હોય ન હોય એવો તો વિચાર જ દાદાજીએ નથી કરવાનો. મારું તો મન જ છે, જે દાદાજી કહે તે કરવાનું.'

'તો જઈ આવો દીકરા, પણ આમ જોવો, એક શર્તે. ઘરની દરદાગીનાની પેટીઓની ચાવી હું આંહી નથી સાચવવાનો. એ જોખમ

મારી કેડયે ન રહે. માથાકુટ કરાવવી નહિ આ વખતે. બધી જ ચાવીઓ ભેગાં લઈને જાવું હોય તો જાઓ. ને ઘી ગોળ ખાંડ પણ એકાદ મહિનો હાલે એટલાં કાઢી દઈને બાકીનાંને કબાટમાં મૂકી ચાવી સાથે લેતાં જાવ. મારાથી એ બધી પંચાતમાં નહિ પહોંચાય. પોતાનું છે તેની સાચવણ પોતે જ રાખવી પડશે. ચાવીઓનો જૂડો મારાથી નહિ વેઠાય. હા, સાથે લઈ ને જાઓ, બેલાશક !'

દાદાને બોલે બોલે ભદ્રાબાના મુખ ઉપર ઊર્મિઓનાં જે મંડલો પુરાતાં હતાં, ભાવનાનાં કણેકણની જે ઢગલીઓ પડતી હતી, તેનું તો દેવુને એ ટાણે જંગી કોઈ પ્રદર્શન સાંપડી ગયું હતું. એની ડોક ઊંચે જોઈ જોઈ દુઃખવા આવી હતી તો પણ એની જીજ્ઞાસા ખૂટતી નહોતી.

ભદ્રાના રંડવાળ ચહેરા પર ભાવોની ભરતી આવજા કરતી હતી. તેનું એક કારણ હતું. ત્રણેક વર્ષો પર ન્યુમોનીઆએ એકાએક સમળી ઝડપે તેમ ઝડપી લીધેલા સ્વામીની સાથે એનો મેળ બહુ મધુર હતો. સ્વામીની હયાતીમાં જે પ્રેમ અને સન્માન એ આ ઘરમાં પામી હતી તે કરતાં તો અદકેરાં સન્માન સસરાએ .એને માટે કુટુંબમાં જમાવી દીધાં હતાં. ઘરેણાં તો માસ્તર સાહેબના ઘરમાં અલ્પ હતાં, પોતાના લગ્નટાણાના દાગીના જ વારંવાર ભંગાવી તેના રૂપાન્તરમાંથી જ એમણે બે દીકરાનાં લગ્ન કર્યાં હતાં. તેમાં દેવુની બાએ ઘરખર્ચમાં કોશીર (કરકસર) કરી કરી સસરાની આમદાનીમાંથી જે બચત નીચોવેલી તેનું પણ થોડું સોનું રૂપું ઉમેરાયું હતું. દેવુની બાના પિયરના થોડા દરદાગીના તેમ જ આણાંનાં વસ્ત્રોની જુદી પેટી રાખી હતી તેને તો માસ્તર સાહેબે વીરસૂતનો સ્પર્શ સુદ્ધાં થવા દીધો નહોતો, છતાં તે પેટીની ચાવી એમણે ભળાવી હતી ભદ્રા વહુને. ભળાવતી વેળા ભદ્રાની આનાકાનીની એમણે આ શબ્દોમાં ખબર લીધી હતી કે–

"બેશક, તમારે જ ચાવી સાચવવી પડશે. ના કહેવા જેટલું અભિમાન ક્યાંથી કાઢ્યું ? દેવુ શું તમારો નથી? દેવુનું છે તે શું તમારે લૂંટાવા ને પીંખાવા દેવું છે!'

'પણ એમાંથી કાંઈ હેરફેર થાય તો–'

'એ પેટી કોક દિવસ ખાલીખમ માલૂમ પડશે તો પણ મારે કબૂલ છે. ચાવી તો તમારે જ સાચવવાની છે; બેશક તમારે.'

તે પછી સાસરાની ને વિધવા પુત્રવધુની ખરી કસોટી તો વીરસુતના બીજા લગ્ન પછી થઈ હતી. લગ્ન તો પોતે અમદાવાદમાં જ પતાવ્યાં હતાં, પણ તે પછી એકાદ બે વાર એ નવી નવી પત્ની કંચનને લઈને પિતાને ઘેર આવ્યો હતો.

ચાવીઓનો પ્રશ્ન તે વખતે ઉગ્ર બન્યો હતો. પોતે કુટુંબનો એકનો એક રળનાર છતાં ઘરની ચાવીઓ પોતાની પત્નીને ન મળી શકે, નાની મોટી પ્રત્યેક ચીજ માટે વિધવા ભદ્રાભાભીને જ વિનતિ કરવી પડે, એ વાત અસહ્ય હતી. એમાં વીરસુત પોતાનું ને પોતાનાં નવાં સુશિક્ષિત પત્નીનું અપમાન માનતો હતો. ખરેખર અવિશ્વાસ સમું કોઈ બીજું અપમાન નથી. પણ વરવધુ બન્ને આવા કોઈ અસંતોષે ધુંધવાતાં હતાં તેની ભદ્રાને તો સરત જ નહોતી રહી. એ તો ઊલટાની દેર દેરાણી ઘેર આવ્યા બાદ બે ચાર જ દહાડે સસરાની પાસે કમાડની અરધ આડશે હાથ જોડયા જેવા કરીને ઊભી ઊભી દેવુની મારફત પરવાનગી માગતી હતી કે 'દેવ, દાદાજીને કહે, જો મારા પર ક્રોધ ન કરે તો એક વાત માગવા આવી છું.'

'વાહવા ! મઝાની વાત.' દાદાજીએ હાંસી કરી : 'હું પણ ઘરમાં વાઘ દીપડો જ છું ખરોને, એટલે બેઠો બેઠો કેમ જાણે સોના ઉપર ઘે-ઘે-ઘે-ઘે જ કરતો હોઉં ! હું જ તમને પૂછું છું બાપ ! કે કયે દા'ડે મેં તમારા પર ક્રોધ કર્યો છે?'

'દેવ, દાદાજીને કહે, એવું કેમ પૂછો છો?'

'બેલાશક પૂછું છું વળી. બેલાશક! નહિતર તો પછી સીધું પૂછતાં શું ભાલાં વાગે છે?'

'તો કંચનગૌરીને મારે દાગીના પહેરાવવા છે.'

'કોના, તમારા? ખબરદાર...'

'ના, મારા તો જુનવાણી ઘાટના છે. એમના ગળામાં નહિ ઓપે.'

'ત્યારે શું દેવની બાના?'

'હા જ તો.'

'દેવની વહુ સિવાય કોઈથી એ પહેરાય કે?'

દાદાના આ એકદમ અજાણ્યા બોલથી ચમકેલો દેવ ભદ્રાબાને સામે જોતો જોતો એવો તો ખસીઆણો પડેલો કે તે પછી જ્યાં જ્યારે દાદાજી જોડે ભદ્રાબાને વાતો કરાવવી હોય ત્યારે ત્યારે એ પહેલી જ શર્ત ભદ્રાબા સાથે એ કરતો કે 'વહુ ફહુ વાળું કશું ન બોલો તો હું આવું.'

ભદ્રાએ તુર્ત જ સસરાને દબાવ્યા : 'પણ કંચનગૌરી દેવની બા જ છે ને!'

'છે છે, હું ક્યાં ના કહું છું? પણ–પણ–એમ કાંઈ...'

ચતુર સસરો તે દિવસ ગેંગેં ફેંફેં થઈ ગએલો. કારણ કે પોતાની આવતી વહુ પ્રત્યે છૂપો કશોક અણગમો છે એવો એને પોતાના અંતઃકરણ માટે અંદેશો પડેલો. એને બ્હીક જ લાગી ગયેલી કે આ વાત જો ક્યાં

કંચનગૌરીને કાને જશે તો અત્યારથી જ ઝેરી ઝાડનાં મૂળ ઘાલી જશે. એણે તુર્ત જ ભદ્રાને કહ્યું: 'તો પછી એમાં પૂછવાની શું વાટ જોતાં હતાં? તમે સ્વતંત્ર છો, તમારી બાબતનાં તમે કુલમુખત્યાર છો. બેલાશક પહેરવા આપો. બેલાશક.'

જ્યારે ભદ્રાએ દેવનાં મુવેલાં બાની પેટી ઉઘાડી, તેમાંથી નાની મોટી દાબડીઓ ખુલ્લી કરી, દેરાણી કંચનને એ ઓરડામાં બોલાવ્યાં, ને કહ્યું કે 'બેસો, દેવને એની અડવી બા ગમતી નથી. આજથી બાને શણગારવી છે, બેસો જોઉં!'

પણ એ ઝીણા મોટા દાગીના ભદ્રાના હાથમાં ઠઠયા રહ્યા, દાબ-ડીઓ ઉઘાડી હતી તે બંધ કરવાનું ય ભાન ભુલાયું, ભદ્રા ને દેવ ત્યાં ને ત્યાં થીજી ગયાં, ચિત્રામણમાં આલેખાઈ ગયાં. કેમકે કંચનગૌરી ફક્ત આટલું જ બોલીને ચાલતાં થયાં હતાં—

'મારૂં આ ઘરમાં શું છે? મારે દાન નથી લેવું. અડવી લાગીશ તો મઢાવશે જેને દાઝશે તે.'

આ તો એક આગલો પ્રસંગ અમને યાદ આવી ગયો એટલે કહી દીધો. મૂળ મુદ્દો તો ભદ્રાને અમદાવાદ મોકલવાની સસરાની આવડતનો હતો.

•

# પ્રકરણ પાંચમું

## દેશાણી

એ ત્રણ વખત દાદા અનસુને લઇને એક બે રાત બહાર ગામ પણ જઇ આવ્યા. અનસૂયા દાદા સાથે અને દેવ સાથે એકરસ થઇ ગઇ, ત્યારે દાદાએ ભદ્રા વહુને બોલાવી કહ્યું : 'મને તો આ ઇતડી જેવી વળગી છે. મારૂં તો લોહી પી જાય છે.'

'તો અમારૂં કેટલું પીતી હશે ?'

'તો હવે મારૂં જ ભલે પીવે ને તમે અમદાવાદ એકલાં આંટો મારી આવો દીકરા.'

અનસુને છોડીને અમદાવાદ જતાં ભદ્રાને ઝાઝી વ્યાકુલતા નડી નહિ. અને દેવે જઇ અમદાવાદની ટિકિટ કઢાવી આપી. દાદા અનસુને લઈને નાચ કરતા ઘેરે રહ્યા.

'તું યે હાલને દેવ ?' ભદ્રાબાએ દેવુની સામે દૃષ્ટિ કરી તેમાં એક મા સિવાય બીજું કોઈ ન સમજી શકે તેવો, બાળકની એકલતા અનુભવતો ભાવ હતો.

'ત્યાં આવીને શું કરૂં ?' દેવ પ્લેટફોર્મ પર જોડાની એડી દબાવીને લસરકો લઈ બીજી બાજુ ફરી ગયો.

'કાં, તારાં બા જોડે જરી જરી જીવ તો મેળવતો થા.'

દેવ વળી પાછો કૂદડી ફરીને મોં સ્ટેશન બાજુ કરી ગયો ને બોલ્યો, 'એ તેડાવે તો ને?'

'માવતરના તેડાની તે વાટ જોવાય ગાંડા? સામેથી જઈને ખોળામાં પડીએ ને?'

'એક વાર ગયેલો, પણ......'

'પણ શું?'

'એમને ગમતું નો'તું.'

'એમને એટલે કોને?'

'મારા બાપુને.'

હવે તો દેવ બૂટની એડી ઉપર કૂદડી ફરતો હતો તે નકામું હતું. જવાબો જ એના રૂંધાતા કંઠની જાણ દેતા હતા.

'મને જવા દે. હું એમને કહીને તને તેડવાનો તાર જ કરાવીશ. કરાવ્યે જ રહું. જાણછ ગાંડા? એમ તો એકાબીજાના જીવ જુદા પડી જાય.'

ગાડીની વ્હીસલ વાગી. ભદ્રાભાએ ભલામણ દીધી : 'અનસુને સાચવજે હો ભૈલા! એ એના પગમાં સાંકળાં છે તે ક્યાંય એકલી રઝળવા જવા દેતો નહિ. ને ભાભીઇનાં લૂગડાંને રસોઈ કરતાં કરતાં ક્યાંય ઝાળ ન લાગે તેની સરત રાખજે હો ભૈલા! ને દાદાજીની પૂજાનો પૂજાપો રોજ તૈયાર કરવાનું ના ભૂલીશ હો ભૈલા! ને મોટા મામા ને ભાભીઈ લડે નહિ તે જોજે હો ભૈલા!'

ગાડી યાર્ડની બહાર નીકળી ગઈ ત્યાં સુધી રાડો પાડી પાડીને ભલામણો કર્યે જતું ભદ્રાબાનું મોં બીજા ઉતારૂઓને તેમજ પ્લેટફોર્મ પરનાં માણુસોને પણ જોવા જેવું લાગ્યું. મુંડન કરાવેલી એ મુખાકૃતિ એના હજુ ય ન કરમાએલા યૌવનની ચાડી ખાતી હતી.

નાની અનસુ આખી વાટે યાદ આવતી હતી, પોતે જ પોતાના દિલને ઠપકો દેતી આવતી હતી, ને એટલેથી દિલ દબાતું નહોતું તેથી સાથેની સ્ત્રીઓ જોડે પણ મોટે સાદે વાતો કરી કરી મનને શરમાવતી હતી: 'સાચું કે'જો બા, છોકરીને ફૂલ પેઠે સાચવનાર સાસરો ઘેર બેઠો હોય પછી વળી મનને વળગણુ શાની ? છોકરી છોકરી કરી ક્યાંક લગી મરી રે'વું ! એવો અભાગીઓ જીવ તે શા ખપનો ! દૈવ જાણે, ઓચીંતા ક્યાંક જમનું તેડું આવે તો બહુ હેળવેલી છોકરીને કેવી વપત્ય પડે !'

અમદાવાદ સ્ટેશને સાંજના ચાર વાગે જ્યારે ગાડી પહોંચી ત્યારે એણે તો માનેલું કે હરવખતની માફક પ્રોફેસર દિયરના ઘરનો હિસાબ કિતાબ રાખનારો ને માલ થાલ લઇ આવનારો મહેતો જ તેડવા આવેલો હશે. તેને બદલે તો પ્લેટફોર્મ પરથી એક વાદળી રંગની સોનેરી કોર વાળી સાડી પહેરેલી, અને તે ઉપર ચડાવેલા સ્વેટરનાં ખિસ્સામાં હાથ નાખી ઉભેલી એક સ્ત્રીએ હાથ ઉંચો કર્યો. ભદ્રાએ એને થોડી મહેનતે જ ઓળખી. એ તો દેરાણી કંચનગૌરી જ છે ને શું !

હૈયામાં ઉમળકો આવ્યો.

આખા દિવસનું તલખેલું હૈયું પોતાની દેરાણીની ખુદની હાજરી જોઇ પ્રફુલિત બન્યું.

પોતે જલદી જલદી નીચે ઊતરીને નાની ટ્રંક પણ ખેંચી લીધી.

'તમે રહેવા દો. આ મજૂર છે ને.' કંચનગૌરીએ કહ્યું.

'ના રે ના, શો ભાર છે? હું ક્યાં દુબળી પડી જાઉં છું!',

'ચાલો ત્યારે.' કંચનગૌરી આગળ ચાલી. એનાં ચંપલ સ્ટેશનના પ્લેટફૉર્મના પથ્થરો સાથે ચટાકા કર્યે જતાં હતાં. એના હાથ બન્ને ગજવામાં હતાં. માથેથી સરીને ખભે પડેલી મથરાવટીની સોનેરી કોર, સ્વેટરના કૉલર ઉપર સરસ લાગતી હતી.

પાછળ પાછળ ચાલી આવતી ભદ્રા અજાયબીનો લહાવ લેતી હતી. કંચનગૌરી તો જબરાં થઈ ગયાં લાગે છે ને શું? કેવાં ઠરેલાં ડગલાં ભરતાં હીંડ્યાં જાય છે! આ જુવાન છોકરાઓ તો જો! કંચનગૌરીને 'સાહેબજી! સાહેબજી!' કરતા ઊભા છે. 'કોને લેવા?' એમ પૂછે છે ને હું કેવી ભોંઠી પડું છું! સારું છે કે કંચનગૌરી ફક્ત ટૂંકો જ જવાબ આપે છે—

'મહેમાનને.'

'હલ્લો! ગુડ એફ્ટરનૂન!' કરતી એક પારસી સ્ત્રી આવીને દેરાણીના હાથમાં હાથ મિલાવી હલાવે છે, અને માડી રે! એની જોડેનો પારસી ધણી પણ દેરાણીના હાથને હાથમાં દબાવી ધુણાવે છે. પરસ્પર કેવાં અંગ્રેજીમાં વાતો કરે છે! કંચનગૌરીને અંગ્રેજી પણ આવડી ગયું. દેરાણી મારી, જબરી થઈ ગઈ જણાય છે. અરેરે ઈશ્વર! એક જ ખોટ ને! એકે ય જણ્યું જીવે નૈ ને.'

આવા ભાવો ભાવતી ભદ્રા જ્યારે કંચનગૌરીની પાછળ પાછળ સ્ટેશનની બહાર નીકળી ત્યારે તેણે જોયું કે શોફર એક બેબી—કાર હાંકીને પગથિયા નજીક લઈ આવ્યો. શોફર ઉતરી ગયો. હાંકવાની જગ્યાએ કંચનગૌરી ગોઠવાઈ ગયાં ને તેમણે હાથમાં 'વ્હીલ' (મોટર-હાંકવાનું ચક્ર) લીધું. શોફર પાસે પાછલું બારણું ઊઘડાવી, જેઠાણીને

અંદર બેસારી લીધાં ને પોતે આગલી બેઠક પર કંચનની બાજુમાં સંકોડાયા વગર બેસી ગયો, ત્યારે કંચનગૌરીએ મોટર હંકારી.

ભદ્રાને માટે તો આ આશ્ચર્યની ટોચ હતી. પોતાની દેરાણી આટલી પાવરધી થઈ ગઈ તેથી એને કોણ જાણે કેમ પણ ઇર્ષ્યા કે દ્વેષ ઉપજવાને બદલે પોરસ અને વિસ્મય જ જન્મ્યાં. 'આઠ દસ મહિનામાં આટલું બધું શી રીતે શીખી લીધું હશે ! આવડત ને હોંશીઆરી હોયા વિના આટલું બધું થઈ શકે જ નહિને. ન જ થઈ શકે. આ હું ગમે તેટલી મરી મથું તોય મને રાંડીમુંડીને મોટર હાંકતાં કે'દિ યે આવડે !'

આ બધો ભદ્રાનો માનસિક વાર્તાલાપ હતો. ગામની બજાર ચીરીને મોટરને રમાડતી જતી કંચન એને વધુ ને વધુ અજબ લાગતી હતી.

બંગલામાં આવીને તૂર્ત જ ભદ્રાએ પોતાની ટ્રંક રસોડાની પાસેની એક ઓરડીમાં મૂકી દીધી. ને પોતે કંઈક શરમીંદું કૃત્ય કરતી હોય તેવી ઉતાવળથી એણે ટાઢે પાણીએ નહાઈ લીધું. નહાઈ કરીને એ રસોડામાં પેઠાં. એણે રાંધવું શરૂ કરી દીધું.

કંચનગૌરીએ આવીને એક આંટો માર્યો. એણે પૂછ્યું 'તમે ઉતાવળ શા માટે કરો છો ? તમારે માટે ચહા બનાવાને પીવી કે નહિ ?'

'હવે અત્યારે કાંઈ નહિ બાપુ ! સાંજ પડી ગઈ છે.'

'ના, એમ ન ચાલે. પહેલી ચા કરી લો.'

'તમે મારી જોડે પીવો તો બે કપ બનાવું. લો, છે કબૂલ ?'

આખા દિ'નની ભૂખી ભદ્રાને ચહા પીવાની તલબ તો ઘણી સારી પેઠ લાગેલી, પણ એ ઘરની અંદર ચોર તરીકે કે નોકર તરીકે ચહા પીવા નહોતી ઇચ્છતી.

'પણ એવો આગ્રહ શું કરાવો છો?'

કંચનના આ શબ્દોમાં સ્હેજ કંટાળો હતો. આગ્રહને એ દંભી અથવા બનાવટી બિનજરૂરિયાત માનતી હશે? આગ્રહ કરીને, ખેંચતાણ કરી કરીને ખવરાવવું પીવરાવવું, આકર્ષણ વધારવું, ઉપકાર કરવો ને ઉપકાર લેવો, એમાં ભદ્રાનું મન મઝા માનતું. એણે કહ્યું, 'લે બાઈ, આગ્રહ ન કરું તો મને એકલીને ચા કેમ ભાવે?'

'મને લપ છપ નથી ગમતી ભાભીજી!'

'બસ, હવે તો મને ભાભીજી કહી દીધીને, એટલે તો મારા હાથની ચા પીવી જ પડશે. એકાદ રકાબી જ પીજોને! હું ક્યાં થોડા ઝાઝાની વાત કરું છું! લો, તમે તમારે બહાર મારા દેર પાસે બેસો. હું તમને તૈયાર કરીને બોલાવીશ.'

ભારી કાળજીથી એણે ચા તૈયાર કરી. એના હૃદયમાં એક જ વાર બોલાયેલા 'ભાભીજી' શબ્દે આશા અને હિંમત રેડયાં.



## પ્રકરણ છઠ્ઠું

### ભાસ્કર

ચ્હા તૈયાર કરી ભદ્રા જ્યારે કંચનગૌરીને બોલાવવા ચાલી ત્યારે એણે દિયરના બેઠકખાનામાં પ્રવેશ કરતાં સંકોચ અનુભવ્યો. પોતે ગમે તેમ તોય વિધવા હતી, જેઠાણી હતી, ઈશ્વર જાણે દેર દેરાણી કેવીય છૂટથી ભેળાં બેઠાં હોય. ના બૈ! ના જઈએ. એ ભોંઠાં પડે, ને મારું રાંડીરાંડનું ભુષણ શું!

પણ દેરદેરાણી જ્યાં બેઠા હતાં તે પાછલા બેઠકખાનામાં એક ત્રીજોય અવાજ ઉઠતો હતો. અવાજ અજાણ્યો હતો, તેમાં સત્તાવાહી સ્વરો હતા. અવાજ કહેતો હતો: 'મેં કદી નહોતું ધાર્યું કે તું કંચનને આ રીતે મૂંઝાવીશ. નહિતર....'

પછી શબ્દો તુટક બન્યા. પછી પાછા સંધાયા: 'હું હજુય તને કહું છું, કે હું એને લઈને ચાલ્યો જઈશ.'

માડી રે!!! કોને લઈને!

ભદ્રાનો શ્વાસ ઊંચો ચડયો. એને બ્હીક લાગી કે કોઈક જોઈ જશે તો માનશે કે રાંડીરાંડ કોણ જાણે કયારૂની ઊભી ઊભી પારકી ગુપ્ત વાતો સાંભળતી હશે!

ને કંચન પણ જે કહેતી હતી તે ય ભદ્રાએ પગ ઊંચા કરીને સાંભળ્યું: ' હું ય તે તમારે જ વિશ્વાસે આંહી ફસાઇ પડીને ! નહિતર...'

શાની વાત? શામાં ફસાઈ પડવાની? કોના વિશ્વાસે? કોણ જાણે શી યે વાત હશે. એમ વિચારીને એ ફક્ત અંગૂઠા ઉપર ચાલતી ચાલતી બેઠકખાનાથી દૂર ખસી ગઈ. ને છેક રસોડાને બારણે ઊભી ઊભી બોલવા લાગી : 'કંચનગૌરી ! ચાલજો. ચા થઈ ગઈ છે.'

'શું છે? નથી જવું. કોણ બોલાવે છે?' બેઠકખાનામાં આ શબ્દો પણ, પોતાના દિયરનો અવાજ નહિ પણ પેલો સત્તાવાહી અવાજ જ ઉચ્ચરતો હતો એમ ભદ્રાને ભાસી ગયું.

કંચનના ભાઈ કે બાપા તો છે જ નહિ. ત્યારે એને કોઈ પણ વાતમાં 'નથી જવું' કહેવાનો હક્ક કાં તો મારા દિયરને હોય ને કાં તો મારા સસરાને. ત્યારે આ ત્રીજું માણસ કોણ હશે?

ગામડાંની રાંડીરાંડો સાંભળવે બહુ સરવી હોય છે. ભદ્રાએ કાન માંડી જ રાખ્યા હતા. કંચન જાણે કે એ સત્તાવાહી અવાજને કાલાવાલા કરી સમજાવતી હતી: 'હમણાં જ જઈને ચાલી આવું. મારાં જેઠાણી આવેલ છે. એકલાં ચા પીતાં નથી. નહિ જાઉં તો પાછી હજાર વાતો આ નામદારના પિતાજી પાસે પહોંચશે.'

'આ નામદાર' શબ્દથી સૂચવાએલ તો પોતાના દેર જ હશે ને?

ભદ્રાને તો અમદાવાદની આ ગુજરાતી ભાષા જ વિસ્મયકારી ભાસવા લાગી.

'મેં ક્યારેય કશું કાન પર લીધું છે? પૂછો તમે તમારે, આ રહી કંચન.' એ સુર તો દિયરના જ પરખાયા. દિયર પણ શું પેલા ત્રીજા માણસથી કશી બીક રાખી રહ્યા હતા?

માણસ પણ લાગે છે કોઈક જબરો !

'પણ તને કોણ લાકડી લઈને મારવા આવેલ છે, વીરસુત ! તે તું આટલો બધો નિર્દોષ બનવા પ્રયત્ન કરી રહેલ છે?'

એ અવાજ પેલા કોઈ સત્તાવાહીનો ! તલવારની ધાર ફરતી હોય તેવો અવાજ. ભદ્રાનું હૃદય બોલ્યું–

'સારી વાત માડી ! દેરદેરાણીને માથે પારકા પ્રદેશમાં કોકનો અંકુશ તો જોવે જ ના ? આવો કોઈક ખખડાવનાર હોય તેજ સારું.'

આવી રીતે મન વાળતી ભદ્રા, કંચનના પગની ચંપલો બેઠકખાના-માંથી ઉપડયાનો ખખડાટ થયો કે તત્કાળ પાછી રસોડામાં પેસી ગઈ. એના મનને એણે ફરીવાર ટપાર્યું : 'ના રે બૈ ! રંડવાળ્ય બૈરું કોકની વાતો સાંભળવા ઊભું રે' એમાં કાંઈ આબરૂ ? ભાળશે તો કહેશે, રાંડી કોણ જાણે કયારથી ઊભી ઊભી સાંભળતી હશે !'

'લાવોને બાપુ ! લાવો હવે, છૂટકો પતાવો.' એવા બોલ બોલતી કંચન મોં પર થોડો આદર ઉલ્લાસ ને હળવોફૂલ ભાવ બતાવવા મથતી મથતી જેઠાણી પાસે આવીને ઊભા ઊભી જ ચહાનો પ્યાલો મોંએ લગાડવા ગઈ.

'બેશીને પીઓ ને ! પેટમાં આંકડી પડે બૈ ! લો આ પાટલો દઉં.'

કંચને ડોકું હલાવીને ના કહી.

'ને ?' ભદ્રાએ ઓશિયાળું મોં કર્યું.

'મોડું થશે.'

'શાનું ?'

'હાં, લો, તમને કહેતાં તો હું ભૂલી ગઈ. રસોઈ તમારા એકના માટે જ કરજો. અમે બેઉ તો બહાર જમવાનાં છીએ.'

'ભલે હાં! જજો ને બાપુ, ખુશીથી જજો.–મારી ચંત્યામાત્ર કરશો મા. મારું તો આ ઘર છે. મારી સાટુ થઈને કોઈનાં રાંધ્યાં રઝળાવશો મા બૈ!'

'આહાહા!' ચહાને પહેલે જ ઘૂંટડે કંચને ઉદ્‌ગાર કાઢ્યો.

'કેમ? ખરાબ થઇ છે?

'અરે આ તો બહુ સરસ. વધુ છે?'

'આ મારો પવાલો ભર્યો છે ને! લઈ જાવ, મારા દેરને પાવી છે ને? પણ અરેરે મુઈ હું તો! કોઈક મેમાન બેઠા છે ને? હવે? શું થાય? જરીક રહો, હું નવી કરી આપું. અબસાત. વાર નૈ લાગે.'

'ના, એમને નહિ, મહેમાનને જ દેવી છે. એમને તો ચાલશે. કાલે બનાવી દેજો. એ તો ઘેરે જ છે ને?'

કંચન જેઠાણીનો કપ લઈને ગઈ બેઠકખાનામાં, ને ત્યાં પહોંચીને એણે હર્ષનો લલકાર કર્યો, 'ભાસ્કરભાઈ, તમારે તો આ ચહા પીવી જ પડશે. છો તમે પાંચ વાર પી ચૂક્યા હો. આ ચહા પીધા વગર છૂટકો જ નથી.'

'પીઉં રે પીઉં, હું ક્યાં ના કહું છું? તને ક્યારે ના કહી છે.?'

'ઘણી સરસ છે.'

'દેવો હોય તો કદડો ય કાં નથી દેતી? પણ આ નામદારને માટે?' ભાસ્કર નામના એ સત્તાવાહી પુરૂષે વીરસુત વિષે પૂછ્યું.

'એને હું મારામાંથી દઉં છું.'

'ના, મને તારામાંથી આપ. એને આ આખો કપ દે.' ભાસ્કરે ભદ્રાનો કપ પકડ્યો.

'પણ મારો કપ મેં ઓટેલો છે.'

'માટે તો વિશેષ ચાલશે, ડાહીલી નહિ તો !'

શું તાલ મચેલ છે, પોતાની ચહા ઉપર કેવી ટીકા થાય છે, તે જાણવા ઉત્સુક વિધવા ભદ્રા અંગૂઠાભર બહાર નીકળી. ત્રીજી વાર એ પોતાના હૈયાને ટપારી ચૂકી હતી. એટલે હવે તો સાંભળવાનું સાંભળી લઈ પછી મનને ઠપકો દઈ દેવો, એ જ એને ગમી ગયું હતું

એણે કાનોકાન સાંભળ્યું કે કંચનની ઓટેલી ચહાની કશી સુગ ન રાખનાર એ અવાજ પેલા એના એજ માનવીનો હતો. બાઈ માણસનું, અરે મુઈ, પોતાની નહિ ને પારકી બાઈ માણસનુ ઓટેલું તે કોઈ પીતું હશે ! પોતાની સ્ત્રીનું ઓટેલ તો કોઈક કોઈકને વળી મીઠું લાગતું ય હોય. આ મારા પંડના જ (પતિ) નો'તા એવ શોખીન ! મારા મોંમાંથી મારૂં ચાવેલું પાન પરભારૂં પોતાના મોંમ જ લેતા'તા ખરા ને ! એ તો ઠીક, છાનાંછપનાં અમે ગમે તે કરતાં ત્રીજાની નજરે થોડું ચડાવતા !'

એ મીઠી સાંભરણનાં જૂનાં દ્વાર ઊઘડું ઊઘડું થઈ રહ્યાં. અંદરથી જાણે કોઈક જોર કરી ધકેલી રહેલ છે. ભદ્રાએ પોતાનું તમામ જોર તેની સામે વાપરીને એ સુહાગી સંસારની સ્મૃતિઓ પર બારણુ બંધ કરી દીધાં બંધ કરવાનું તાળું માત્ર એનું એ જૂનું જ હતું 'ના રે બૈ ! રંડવાળ્યથી તે કંઈ એવું એવું યાદ કરાતું હશે !'

'કેવી લાગે છે ભાસ્કરભાઈ ?' બેઠકખાનામાં કંચન પૂછતી હતી.

'લાગે છે તો સારી,' એ સત્તાધારી પુરૂષ કહેતો હતો; 'પણ...'

'પણ શું?'

'હું મૂંઝવણ અનુભવી રહ્યો છું : કે ચહા સારી લાગે છે તે ખરેખર જ સારી તૈયાર થઈ છે તેથી, કે તારી એઠી થઈ છે તેથી?'

ભદ્રાના સરવા કાન પર આ વાક્ય ઝીલાયું ભલે, પણ એ બોલાતી વેળાના બોલનારના હાવભાવ આ ઉદ્‌ગાર બાબતમાં વધુ મહત્વના હતા. એ હાવભાવ કશા જ હાવભાવથી રહિત હતા. ભાસ્કરભાઈ નામના એ સત્તાધારી પુરૂષે ચહાના પ્યાલા ઉપર જ પોતાની દૃષ્ટિ આ વાક્ય બોલતી વખતે સ્થિર રાખી હતી.

કંચનની આંખો ભાસ્કરના બોલતા મોં સામે તેમ જ બોલી લીધા પછીના મોં સામે બે મિનિટ સુધી ચોંટી રહી. ભાસ્કરે એની સામે પોતાની દૃષ્ટિ ઉચકી જ નહિ. એણે તો વધુ કશું જ લક્ષ કંચન તરફ આપ્યા વગર વીરસુતની સાથે જ વાતનો ત્રાગ સાંધી દીધો :

'તારાથી માંદા પડાય જ કેમ? તારું શરીર તંદુરસ્ત રાખવાની જવાબદારી ફક્ત તારી પોતાની જાત પ્રત્યે જ નથી. કંચન પ્રત્યે એ જવાબદારી મુખ્ય છે. એ આવીને મારી પાસે રડે છે. તું બિમાર પડે છે એટલે એની પ્રગતિ પર છીણી જ મૂકાઈ જાય છે કે બીજું કંઈ? તારી સાથે એ પણ ઘરની કેદી ને એ પણ મનથી માંદી : રો રો જ કર્યા કરે. ઘરમાં તને તાવ ભર્યો ભાળે એટલે પોતે રાંધીને ય ન ખાય. બહાર વળી મને જ્યારે ખબર પડે ત્યારે હું થાળી પહોંચાડું.'

'ને એને પૂછો તો ખરા.' કંચન બોલી ઊઠી, 'એની ઊલટી કેવી ગંધાય છે? પાસે ઊભું ય રહી શકાય છે!' બોલતે બોલતે એ ગદ્‌ગદ્ થતી હતી. 'જેને ઉપાડવી પડે એને કેવું થતું હશે?'

'તું ઉપાડે છે ?'

'ત્યારે કોણ ઉપાડે ? કામવાળી બાઈ તો એક વાર ઉપાડવી પડી એટલે પગાર પણ લેવા ન રોકાઈ. 'કામ જાય ચૂલામાં' એમ બીજી જોડે કહી મોકલાવ્યું.'

'એ તો જુલમ.' ભાસ્કર ઊંડા વિચારમાં પડી ગયો.

'મેં બીજી કામવાળી બોલાવી આપી.' વીરસુતે વચ્ચે ફક્ત આટલું જ સ્પષ્ટીકરણ કર્યું; 'પછી શો જુલમ ?'

'કામવાળી ન હોય તેને હું જુલમ નથી કહેતો વીરસુત ! તું સમજી શકતો નથી એમ તો હું ન માનું, પણ મને એમ જ થયા કરે છે કે તું સમજવા માગતો નથી. મારા મત પ્રમાણે જુલમ તો તારી ઊલટી કંચનને ઉપાડવી પડે તે છે.'

'તો પછી કોણ...' વીરસુત થોથરાયો. ભાસ્કરની નજર એને વીંધી રહી.

'આ તારો સંસ્કાર કે !' આટલું બોલ્યા પછી ભાસ્કરનાં ભવાં નીચાં ઢળી ગયાં. બીજાઓ ઉશ્કેરાય ત્યારે ભવાં ચઢાવે છે. ભાસ્કરનો ઉશ્કેરાટ ભવાં નીચે ઢાળતો. 'તું તારા મનથી શું ખરેખર એમ માને છે કે કંચન ચાકરડીથી પણ બેદ ગુલામડી છે?'

'પણ હું ક્યાં એમ કહું છું ?'

'તારી ઊલટી કંચને ચાટી જવી જોઈએ એટલું તું નથી કહેતો તે જ ઘણું છે !'

એમ બોલીને ભાસ્કર ખડખડાટ હસ્યો. આવું સખ્ત હાસ્ય એ કોઈક જ વાર, જ્યારે ઘણો મોટો માનસિક આઘાત લાગે ત્યારે જ કરતો.

'ત્યારે શું કરવું ?' એટલો નાનો પ્રશ્ન પૂછતાં ય વીરસુતને બે વાર ખાંસી આવી.

'ભલો થઈને હવે એ પ્રશ્ન જ છોડ ને ભાઈ! તું મારી વાત નહિ જ સમજે.'

પોતે આ કોયડાનો ઉકેલ નથી આપી શકતા માટે વીરસુતને આમ ચુપ કરવાની ભાસ્કરની આવડત હતી, એમ તો કોઈક બહુ વિચક્ષણ માણસ હોય તો જ કહી શકે. સામાન્યોને તો ભાસ્કરની મનોવેદનાનું જ આ મંથન ભાસે.

'ના, હું કાંઈ એમ નથી કહેતી કે મારે ભિલટી ઉપાડવી પડે છે તેનું મને દુઃખ છે.' તુર્ત કંચન ભાસ્કરની વ્હાર કરવા દોડી આવતી લાગી : 'હું તો એમની જ માંદા પડવાની બેપરવાઈની વાત કરતી હતી. તમે નાહક આ પોઇન્ટ કાઢ્યો ભાસ્કરભાઈ, કેમકે એમને તો મારા પરજ ઓછું આવશે. મારૂં ભાગ્ય જ આવું છે, મને યશ જ નથી, કોઈ દિવસ નથી.'

'પણ મેં ક્યારે...' વીરસુતે વળી ફરીવાર એ વાક્ય કાઢ્યું કે તુર્ત ભાસ્કર બોલી ઉઠ્યો :

'બ...સ ! જોયું ના ! તું સાદી એવી વાતમાં પણ કેટલો છેડાઈ પડે છે ! પેલી સીધું કહેવા લાગી, તો તે પણ તને વાંકું જ પડે છે.'

વળી ફરીવાર ભાસ્કરનું વ્યંગભર્યું હાસ્ય ખખડ્યું. ને એણે ટોપી હાથમાં લેતે લેતે કહ્યું, 'ઠીક ચાલશું ત્યારે. માફ કરજે ભાઇ, કંઈ વધુ ઘટ્ટ કહેવાયું હોય તો.'

'પણ હું ક્યાં કહું છું......' વીરસુત લગભગ ચીસ પાડી ઊઠ્યો.

'જો, જો, જો, જોયું ને ? –હા–હા–હા–હા–' કરતો ભાસ્કર ઘર બહાર નીકળતો નીકળતો, ઊભા થવા જતા વીરસુતને કહી ગયો : 'તારે લેવાય તેટલો આરામ જ લેવો. વિવેક શિષ્ટાચારનો ક્યાં આ સંબંધ છે? પોતે એવી ઝાઝી જંજાળો રાખીએ જ નહિ. પડે બધો શિષ્ટાચાર સાબરમતીમાં. તેમ છતાં ય એ બધું સંભાળનારી તો આ છે ને!'

'એમ કહીને વિદાય દેવા મારે આવવું એમ માગી લો છો ને?' કંચન હસીને એની પાછળ પાછળ ચાલી ગઈ.

વીરસુત બેસી રહ્યો.



## પ્રકરણ સાતમું

### જુગલ-જીવન

ભાસ્કરભાઈને તો કંચન ઘણે દૂર સુધી વળાવવા માટે પૂર્ણિમાની વહેલી ઊગેલી ચાંદનીમાં ને ચાંદનીમાં ચાલી ગઈ. પાછળથી વીરસુતે પોતાના ઓરડામાં સૂતે સૂતે સાદ કર્યા 'કંચન! કંચન! ગૌરી! ઓ ગૌરી!'

ભદ્રાએ તે વખતે એકલું ધોતિયું જ ઓઢીને રસોડું માંડયું હતું. તેવા સ્વરુપે એણે અંદર ન જતાં બહાર ઊભે ઊભે જ દિયરને જવાબ દીધો : 'એ હાલઘડી એમને સાકરું છું હો ભૈ!'

'ક્યાં છે?'

'અહીં બહાર જ ગયાં હશે ભૈ, લો જલદી બોલાવી લાવું.'

'તમારી પાસે રસોડામાં નથી?'

'ન—હા—છે—હતાં-હજુ હમણાંજ-લ્યો સાકરું ભૈ!' એવા ગોટા ભદ્રાએ ઝપાટાબંધ વાળી નાખ્યા.

'ભાભી, જરા ગરમ પાણી કરીને કોથળી ભરી આપજો તો!'

'એ લો ભૈ, હાલઘડી કરી આપું હો ભૈ. લો મારી દેરાણીને ય સાફરી લાવું છું હો ભૈ! વાર નહિ કરૂં હો ભૈ!'

ભદ્રાએ જલદી જલદી બહાર જઈને આઘે નજર નાખી, પણ દેરાણી દીઠામાં આવી નહિ. છતાં એણે ધીરા સાદ દીધા : 'ઓ કંચનગૌરી!'

વળી પોતે રસોડા તરફ દોડી ગઈ ને ઉકળતી ખીચડી એકદમ ઉતારી એણે પાણીની તપેલી મૂકી દીધી. પણ રબરની કોથળી ક્યાં હશે! કંચનગૌરી તો હજુ આવતાં નથી. દેરને પૂછીશ તો પાછા પૂછશે કે કંચનગૌરી ક્યાં ગયાં? આવી મૂંઝવણમાં ને મૂંઝવણમાં પડેલી એ બે ત્રણ વાર દરવાજા સુધી જઈ આવી.

કંચન પાછી આવી ત્યારે ભદ્રા પરભારી એને રસોડે લઈ ગઈ ને ત્યાંથી પાણીની તપેલી એના જ હાથમાં પકડાવીને કહ્યું 'જાવ બાપુ, જલદી શેકની કોથળી મારા દેરને આપો. એને કશીક પીડા થતી લાગે છે. એ કણકણે છે. એને કહેજો હો, કે તમે પોતે જ રસોડે બેસી પાણી ગરમ કરતાં હતાં. કહેજો હો, કે હું નહાવા બેસી ગઈ હતી. તમે બહાર ગયાં હતાં ઈમ ના કે'તાં હો ભૈશાબ! મારી શોગાન.'

જેઠાણીનો કશોક વાંક થયો લાગે છે, ને મારે હાથે એ વાંક ઢંકાવવા માગે છે, એવા પ્રકારની માન્યતા લઈને કંચન ગરમ પાણી ઉપાડી ચાલી. એ અંદર દાખલ થઈ ત્યારે વીરસુત પડખું ફેરવી જઈને પેટ દબાવી રાખી સૂતો હતો. કંચને કોથળી ઉતારી, ભરી, પછી પલંગે જઈ કહ્યું : 'લો જોઉં, આ તરફ ફરો જોઉં! ક્યાં મૂકું? એકાએક પાછું શાથી દુઃખવા આવ્યું?'

મૂકતાં મૂકતાં કોથળીનું ગરમ પાણી વીરસુતના શરીર પર ઢોળાયું.

એણે 'અરરરર...' સીસકારો કર્યો. શું થયું તે ન સમજતી: કંચન પણ ચમકી ઊઠી.

'ઢાંકણું તો બરાબર બંધ કરવું'તું !' વીરસુતથી વેદનાના માર્યા આટલું બોલાઈ ગયું.

'પણ મને શી ખબર !' એટલું બોલતાં બોલાં કંચન રડું રડું થઈ પડી. 'મેં તો બરાબર બંધ કર્યું હતું.'

'તો પછી કોણે મેં ઊઘાડી નાખ્યું ?' વીરસુત મોટે અવાજે બોલી ઊઠ્યો. 'તારે તો જવાબ જ આપી દેવો સહેલ છે. '

'લો ત્યારે મૂંગી મરી રહું. અભાગ્ય છે મારી.'

કોથળી તો વીરસુતે જ પેટ પર ગોઠવી લીધી, દસેક મિનિટ એની આંખ મળી ગઈ પછી એ જાગ્યો ત્યારે કંચન ડ્રેસીંગ ટેબલ પર જઈ અરીસા સામે બેઠી બેઠી રડવું રોકવાનો પ્રયત્ન કરતી હોય એવો ભાસ વીરસુતને થયો.

ખરી રીતે તો એ રડવાનો પ્રયત્ન કરતી હતી.

વીરસુતે તૂર્ત એને બોલાવી 'આંહી આવ, ગાંડી !'

જવાબમાં ડુસકું સંભળાયું.

'મારા સમ જો ન આવે તો.'

'સમ શા માટે દો છો ? તમે મને ક્યાં વહાલા છો ?' રડતી રડતી કંચને આ જવાબ વાળ્યો.

'એવું તે હું કદી માનું ? આંહી આવને બાપુ ! ભલી થઈને આવને ! જે બોલી જવાયું તે ભુલી જાને. જો મને દુઃખાવો પણ

ઓછો થવા લાગ્યો છે. આંહી આવીને તું હાથ ફેરવે તો હમણાં જ મને મટી જાય.'

કંચને આંસુ લૂછ્યાં, પતિ પાસે ગઈ. વીરસુતે એને પલંગ પર પોતાની નજીક બેસાડીને પંપાળતે પંપાળતે કહ્યું : 'હું શું એટલો બધો અબુધ છું કે તને મારા પર કેટલો પ્રેમ છે તે પણ ન સમજી શકું ? તું મારે માટે કેટલું કેટલું કરે છે તે શું હું નથી જાણતો ? મારે ભાસ્કર ભાઈનો ઠપકો સાંભળવો પડયો.'

'તમને તો પાછા એમ જ લાગવાનું કે આ બધું ભાસ્કરભાઈને મેં જ કહી દીધું હશે.' કંચનનું ગળું હજી ગદ્‌ગદિત હતું.

'મને એવું કશું લાગ્યું જ નથી. તારા સોગંદ ખાઈને કહું છું.'

'ચાલો, છોડો હવે એ વાત. તમને દુઃખવું તો બંધ પડી ગયું ને ?'

'હવે તો કેમ ન પડે ? તું મારા પ્રત્યે રાજી હો તો દુઃખાવો ટકે નહિ. કોથળીના શેક એ થોડા મટે છે ? એ તો મટયો તારા સ્નેહની વરાળે.'

'હાય મા ! હું તો ફાળ ખાઈ ગઇ હતી.'

'કેમ ?'

'આપણે ભાસ્કરભાઈની જોડે પેલા પૂર્ણિમા–ઉત્સવમાં જવાનું છે એ રઝળી પડતને !'

'ઓ હો ! એ તો હું પણ સાવ ભુલી જ ગયેલો. આપણે જવું જ પડશે ?'

'હા, મેં તો બધું નક્કી કરી નાખેલું છે. હમણાંય પાછા ભાસ્કરભાઈ સાથે પાકું કર્યું. તેઓ બધા તો આપણી વાટ પણ જોવાનાં છે.'

'તેં મને પૂછ્યું ય નહિ ભલા ?'

'પરમ દિવસે જ નક્કી કરેલું ને ?'

'અત્યારે મને પેટમાં દુઃખતું સ્હેજ મટ્યું છે. ત્યાં જઈએ ને વધી પડશે તો ?'

'તો આપણે રસ્તામાં ડોક્ટરને ત્યાં થતા જઈએ. તમે એક ડોઝ પી લો. બીજા બે ડોઝ સાથે રાખીએ ને ગરમ પાણીની કોથળી પણ હું સાથે લઈ લઉં છું.'

આ બધું કંચન છેક સ્વાભાવિક રીતે જ બોલી ગઈ. પોતે જે બોલી તેનો શબ્દેશબ્દ એ સાચો જ માનતી હતી. પતિના પેટનો દુઃખાવો એ સત્ય વાત હતીઃ મિત્રોમાં જમવા જવું, એ પણ એટલી જ સત્ય વાત હતી: પેટના દુઃખાવા માટે 'ડોઝ' લેવાનો હજુ વખત છે એ પણ સત્ય વાત હતી. ન જઈએ તો કેટલા બધાં માણસો નિરાશ થાય, એ પણ સત્ય હતું,.

'એ બધી માથાકૂટ કરવા કરતાં, મને તો એમ થાય છે કંચન, કે તું એકલી જ ન જઈ આવે ?'

'તો પછી એમ જ કહો ને, કે તમને મારી સાથે આવવું આજે ગમતું નથી !' એમ કહીને કંચન પોતે કપડાં ઘરેણાં પહેરવા માટે જે કબાટ ઊઘાડી રહી હતી તે પાછો બીડવા લાગી.

'નહિ નહિ, તને એમ લાગતું હોય તો ચાલ, હું દુઃખતે પેટે પણ આવીશ.'

'મટી ગયું કહો છો, ને પાછા કહો છો કે દુઃખતે પેટે આવીશ ! કેટલું જુદું જુદું બોલો છો તમે પણ !'

'ચાલ, એ પણ નહિ બોલું. હવે તું ભલી થઈને કપડાં પહેરી લે.'

તે પછી અરધાક કલાક સુધીની ઝીણી ઝીણી ફુલખરણી એ ઓરડામાં જલતી જ રહી. પ્રત્યેક નાની મોટી વાત પર બેઉ જણાં વચ્ચે વાદાવાદી ચાલતી હતી. થોડી થોડી ઉગ્રતા અને સામસામાં 'અલ્ટીમેટમ': પછી પાછા 'વ્હાલી' 'વ્હાલા' 'દુઃખ લાગી ગયું !' 'હવે નહિ લગાડું' એવા ફુલદડા શા ઉદ્ગારો ગુંથાયે જતા હતા.

રસોડામાં એક નાનકડી તપેલીમાં ખીચડી રાંધતી બેઠેલી ભદ્રાએ આવું જુગલ-જીવન અગાઉ કદી જોયું કે સાભળ્યું નહોતું. અગાઉ પોતે જ્યારે આવેલી ત્યારે આ ધમરોળ અદીઠા હતા અને આ ભાસ્કર અહીં નહોતો. ત્યારે આ નવી નવાઈ શાથી થઈ? ચૂલે બેઠી બેઠી એ કાનની સરવાણીઓ આ દેર-દેરાણીના ઓરડા સાથે જ જોડી રહી હતી ને એનું મન પોતાની જાણે જ બોલતું હતું કે 'માડી રે! આ કરતાં તો ધણી-ધણીઆણી વચ્ચે મોટા ધડાકા બોલી જાય એ શું ખોટું ! તેનું દુઃખ આ ઝીણી ઝીણી ખાખાવીંખી કરતાં તો ઓછું હો બઈ! આ રોજનું તો નહિ હોય ને !

'કાં ભાભીજી !' એમ બોલતી કંચન રસોડા તરફ આવતી હતી ત્યારે તેનો સ્વર એકદમ બદલી જઈ મધુરી ઘંટડી જેવો બન્યો હતો. એ રસોડે પહોંચે ને પૂર્વે તો એના વસ્ત્રોની અત્તર-સુગંધ ને એની વેણીનો પુષ્પપરિમલ ભદ્રા પાસે પહોંચી ગયાં. પુષ્પો અને અત્તરોએ ભદ્રાના કાનમા ઉન્માદ મચાવી દીધો. ને એક પલમાં તો કંચન ત્યાં આવી ઊભી રહી ત્યારે ભદ્રાને સંભ્રમ થયો. વિસ્મય લાધ્યું, અહોભાવ ઉપજ્યો : અહોહો ! આ તો રૂપરૂપની પૂતળી : આ તો આનંદની નિર્ઝરિણી : આ ખરડાએલા ગાલ કેવા લીસા લપટ ને ગોરા ગોરા થઈ ગયા : આ કપડાંની છટા : આ ચોટલાનો ચાબુક : આ લળક લળક હીરા ને મોતી : આ ભરત ભરેલી પગની ચંપલ !

'વાહ ભૈ વાહ! વાહ રે બૈ!' એમ એ બોલી ઊઠી. એટલું જ નહિ પણ એણે તો કંચનના હાથના પંજા પોતાના પંજામાં લેવા હાથ લંબાવ્યા.

'ભાભીજી, અમે જઈએ?' કંચન દૂર હટી જઈને ચાલતી ચાલતી કહેવા લાગી.

આ તો જો મુઈ! મને આ સોત થઈને ત્રીજી વાર ભર્યે મોંયે 'ભાભીજી' કહી બોલાવી: આમ તો જો મુઈ! આ મારી જોડે કેવી વ્હાલભરી હસે છે: ને પાછી મને મોટેરી કરે છે, રજા માગે છે કે 'જઈએ?' વાહ રે વાહ!

એવી હર્ષોર્મિના કટોરા પર કટોરા પીતી ભદ્રાએ ઊભા થઈને કંચનના માથા પર હાથ પસવારતે પસવારતે કહ્યું. 'જાવ માડી! ખુશીથી જાવ. એય તમતમારે રંગે ચંગે જમી કરીને ફરી હરીને આવજો. આજ પુનેમ છે એટલે ઉતાવળાં થઈને ઘેર ન આવતાં રે'જો. મારી કશીજ ચિંતા ન કરજો. હું કાંઈ મેમાન થોડી છું બૈ! જાવ, એઈ ને ઇશ્વર વાસુદેવ તમારૂં જોડું સદા સુખી રાખે. ને ઘરડાં બુઢ્ઢાં થાવ માડી! જાવ!'

●

## પ્રકરણ આઠમુ

### માણી આવ્યાં

**અનસુ** યાદ આવતી હતી, એટલે ઉંઘ આવતી નહોતી. પણ ભદ્રાએ મનને મનાવી લીધું કે ઘરમાં એકલી છું તેથી ઉંઘ નથી આવતી. એકલી વિધવા બધાં બારણાં બંધ કરીને અંદરના ઉંબર પાસે બેઠી હતી, દેર અને દેરાણી બહાર ગયા પછી એ વિમાસી રહી હતી: કે બેય જણાં ઘડીક દુ:ખી દેખાય છે ને ઘડીકમાં પાછાં સુખની કેવી લહેરે લહેરાઈ રહ્યાં હતાં ! પણ બહાર નીકળીને મોટરમાં બેઠાં ત્યારે બાજુ બાજુએ બેસવા માટે કેટલી મીઠી ધમાચકડ મચાવી'તી માડી !

વીરસુત કહે, 'કંચન, તુંજ આગલી સીટ પર એકલા બેસીને હાંક, હું અહીં પાછળ પડયો છું.' ને કંચન કહે કે 'નહિ, મારી પાસે જ બેસવું પડશે. હું એકલી કાંઈ શોભું ?'

દેર કહે 'કંચન, તું બાજુમાં શોફરને બેસારીને તારા હાંકવામાં જે કચાશ રહી છે તે કાઢી નાખ.'

દેરાણી કહે 'એને માટે પૂર્ણિમા નહિ બગાડું. પૂર્ણિમાનો પ્રકાશ તો કોઈ બીજું જ ભણતર ભણવા માટે પેટાય છે, ને એ ભણતર તો તમે મને અને હું તમને ભણાવી શકીએ. આવી જાઓ આગળ, ડાહ્યા ડમરા થઇને ચાલ્યા આવો, પેટ દુ:ખવાનો પાઠ ભજવો ના, નહિતર હું ઉપાડીને આગળ આણીશ.'

'આવું તો સ્વપ્નેય માણ્યું નહિ બૈ ! સાચુકલાં માણે તેની તો બલિહારી !' એવો વિચાર કરતી ભદ્રા બેઠી હતી ત્યારે બહારની ચાંદનીમાં એક મોટર કશો અવાજ કર્યા વગર દરવાજે આવી અટકી. ને અંદર જે હાંકનાર એક જ માણસ બેઠો હતો તેની હાક સંભળાઈ :

'કાં કંચન ! વીરસુત !'

આ સ્વરો સાંભળનારી ભદ્રા એકદમ તો જવાબ ન દઈ શકી. એ લગાર હિંમત ખાઈ ગઈ. આ સ્વરો એને અજાણ્યા છતાં તાજેતરના જ પરિચિત લાગ્યા. એ તો ગામડાની વિધવા ખરીને, એટલે દીવાબત્તી બુઝાવી કરીને જ બેઠેલી.

'એ બહેરાંઓ !' બૂમ ફરીવાર આવી ત્યારે ભદ્રાએ વિજળીનો ફક્ત એક જ દીવો ચેતાવ્યો ને શાંતિથી જવાબ દીધો કે 'બહાર ગયા છે ભૈ ! ઘેર નથી.'

'ઓહો ! ગયાં ને. તો તો સારૂં થયું. હું એમને તેડવા જ આવેલો. બધા એમની વાટ જોઈ રહેલ છે.'

થોડીવાર એ બોલતો અટક્યો. પણ સામે કશો જવાબ કે હોંકારો ન જડ્યો એટલે એ ફરીવાર બોલ્યો–

'એ બેઉ એના ઓવરકોટ તો સાથે લઈ ગયાં છે ને ! ન લઈ ગયાં હોય તો હું લેતો જાઉં.'

સામેથી કશો હોંકારો ન આવ્યો. વચગાળાની મિનિટો ફક્ત બગીચાનાં બગલાંના તી—તી—તી—તી સ્વરોએ જ ભરી દીધી. ભદ્રાએ જવાબ ન દીધો એટલે એણે ફરીથી ફાડ પાડ્યો.

'એ તો હું છું, હું ભાસ્કર. હું સાંજે આવેલો ને, તે જ.'

ભદ્રાને યાદ આવ્યું કે ભાસ્કરભાઈ તો ઘરના આત્મજન જેવા છે. તેણે ઊઠીને દરવાજો ઉઘાડયો. ઉઘાડીને પોતે ઉતાવળે પગલે પાછી આવી રસોડામાં લપાઈ ગઈ. ને ભાસ્કર ચટાક ચટાક એક પછી એક ઓરડાની બત્તીઓ ચેતાવતો, કંચન-વીરસુતના ઓરડામાં જઈ, બે ઓવરકોટ સાથે બહાર નીકળ્યો; એની પાછળ એક પછી એક બત્તી બંધ થતી આવી. એણે સીધા સડેડાટ બહાર ચાલ્યા જતાં જતાં ફક્ત એટલું જ કહ્યું કે 'બેવકૂફ ! બેઉ એકીસાથે બેવકૂફ ! પોતાની તબિયત નાજૂક છે એમ બેઉ જાણે છે. હવામાં શરદી છે એ પણ જાણે છે. છતાં પોતાની સંભાળ રાખવાનું એમાંથી એકેયને સૂઝતું નથી. એ પણ મારે કરી દેવું.'

પોતે જાણે કોઈને સંભળાવવા માટે નહિ પણ પોતાના જ મનની ઊર્મિ ઠાલવવા માટે આ બબડાટ કરતો ગયો હોય તેવી અદાથી સીધોસટ બહાર નીકળી મોટરનું બારણું રોષમાં ને રોષમાં પછાડી, મોટર પાછી હંકારી ગયો. મોટર એક સ્ત્રીમિત્રની હતી.

રસોડામાં ઊભી ઊભી ભદ્રા તો થર થર ધ્રૂજતી હતી. શા માટે ધ્રૂજતી હતી તે જો કોઈએ એને પૂછ્યું હોત તો પોતે જવાબ ન આપી શકત. વિધવા યુવતી, અમદાવાદ શહેર, સોસાયટીનું મકાન, પાડોશ વગરનું એકલવાયું ઘર, ચાંદની રાત, ને તેમાં એક એવા પુરુષનો ગૃહપ્રવેશ કે જેનું આ ઘર જ નહિ પણ ઘરનાં મનુષ્યો પર પણ પૂર્ણ સ્વામિત્વ છે: તે વખતે કમ્પારી સહજ છૂટે. માડી રે ! કેટલી બ્હી ગઈ હતી ? આ ગાલે ને કપાળે ને ગળે પરસેવાના ઢગલા તો જો મુઈ ! પરસેવે આખું અંગ નહાઈ રહ્યું છે, અરરર ! મેં પણ મુઈએ કેવી કલ્પનાઓ કરી નાખી ! એટલી વારમાં તો મેં એને આંહીં ધસી આવતો ને કંઈનું કંઈ જ કરતો કલ્પ્યો...એને વિષે આટલું માઠું, આટલું બધું હીણું ધારી બેસવામાં કેટલું બધું પાપ લાગ્યું હશે ! એ

તો બાપડો શીવેસીધો દેર દેરાણીની સાચવણુ સારુ થઈને જ આવ્યો ને ચાલ્યો ગયો. મંછા ભૂત ને શંકા ડાકણ! કહેતી કાંઈ ખોટી છે!

એમ વિચારતે વિચારતે, બેઠાં બેઠાં જ એ ઝોલે ચડી ગઈ, ને ઘડીક ભાસ્કર, તો ઘડીક અનસુનાં સ્વપ્નાં જોતી જોતી પોતે ગાદી ઉપર જ ઢળી ગઈ. તે પછી છેક રાતના એક વાગે મોટરના ધમધમાટ થયા ત્યારે ભદ્રાએ દીવો પેટાવ્યો, દ્વાર ઉઘાડ્યાં, દ્વારની પાછળ લપાઈને પોતે ઊભી રહી. પહેલા દિયર દાખલ થયા, તે પછી દેરાણી અંદર આવી; ને ત્રીજો માણસ મોટરમાં જ બેસી રહ્યો. પાછળ રહેલી કંચને કહ્યું, 'અંદર નહિ આવો ભાસ્કરભાઈ ?'

'ના હવે નહિ. સૂઈ જાઓ નિરાંત કરીને. નીકર માંદાં પડશો.'

એટલું કહી ભાસ્કરે ગાડી હંકારી મૂકી. ત્યારે ભદ્રા બારણાં આડે લપાઈને ભાસ્કરને જ જોતી હતી.

કંચન અંદર આવી ત્યારે ભદ્રાએ એને એક જ પ્રશ્ન પૂછ્યો : 'કેટલા, ઘણા સાદ પાડવા પડેલા, હેં ?'

'ના, ના, અમે સાદ પાડ્યા જ નથી.'

એટલું જ ફક્ત બોલીને કંચન અંદર ચાલી ગઈ. એ એટલું પણ કાં ન બોલી કે 'ભાભીજી, તમારે સૂતાં જાગવું પડ્યું ને! તમારી તે ઊંઘ કેટલી હળવી! મોટરના અવાજે જ જાગી ઊઠ્યાં! કે પછી તમે અમારી વાટમાં ને વાટમાં પૂરું સૂતાં યે શાનાં હશો ?'

આવું કશું ય કહ્યા વગર ચાલી ગયેલી કંચન ઘરમાંથી બહાર નીકળતી વેળાની કંચન કરતાં છેક જ જુદી પ્રકૃતિનું માનવી લાગી. તોછડી દેખાઈ. મિજાજી માલુમ પડી. શહેરી અને ભણેલ ગણેલ માણસનો કાંઈ ધડો છે કૈ? એમ વિચાર કરતી કરતી દિલમાં જરી

ડુભાતી ભદ્રાએ પોતાના ઓરડાની બત્તી ઓલવી. ત્યાં તો ભદ્રાને કાને ફરી પાછા પેલાં બે જણ વચ્ચેની કશીક વાદાવાદીના, કશીક શબ્દ-ટપાટપીના તીખા સ્વરો આવી અફળાયા.

અધરાત પછીનો સમય પ્રણય-કલહનો નથી હોતો ને પ્રણય કલહના સ્વરો આટલા કર્કશ પણ નથી હોતા. આ બેઉ તો દાંત કચકચાવીને બોલતાં હતાં.

'તો પછી મને લઈ નહોતો જવો.'

'શો ગુન્હો કર્યો !'

'મને એકલો બેસારીને જુદી બેઠક કેમ જમાવી ત્યારે?'

'પોતાને જ એકલા પડવું હતું પેલી લલિતા માટે. એમ કેમ નથી બોલી શકાતું !'

'હેવાન !'

'જીભ સંભાળજો હો !'

'નહિતર શું ખેંચી કાઢીશ? આ લે ખેંચ, ખેંચ, ખેંચ, હે-વા-ન !'

'હેવાન તમે-તું-તું-'

'ગદ્ધી !'

'તું-તું-ગદ્ધો !'

તે પછી થોડા તમાચાના સ્વરો પણ સંભળાયા ને ભદ્રા હવામાં અફારો હોવા છતાં, ગોદડું ઓઢી, લપાઈ, હેબતાઈ, 'ઈશ્વર! ઈશ્વર! ઇશ્વર!' એવું રટણ કરતી સૂનમૂન પડી રહી. પોતાના કાને અ

બધા શબ્દો પડ્યા તે બહુ ખોટું થયું હતું. જે માણસો બોલી રહ્યાં હતાં તેની હીનતાનો તો ભદ્રાએ વિચાર જ છોડી દીધો હતો. સાંભળનાર તરીકે પોતાની જ શરમભરી સ્થિતિ તેને સાલી રહી. પોતે કંચનનાં હીબકાં સાંભળ્યાં, વીરસુતની આહ, નિઃશ્વાસ, અને 'શું કરું, જીભ કરડી મરું, ઝેર પીને સૂઈ જાઉં !' એવા વીરસુતના શબ્દો સાંભળ્યા. ભદ્રા ભયભીત બની ગઇ. ઘરની આખી ઇમારત ઓગળતી, નીચે ધસી આવતી, અજગરની માફક સૌને ગળી જતી લાગી. બિછાનું ભમરડાની પેઠે ફરતું હતું. પૃથ્વીનું પડ જાણે ઊંધું વળતું હતું.

આ બેમાંથી કોઈક પોતાના મન પરથી કાબૂ ખોઈ બેસી કદાચ કાંઈનું કાંઈ કરી બેસશે તો ! એ બીકે ભદ્રા મોડી રાત સુધી જાગ્રતાવસ્થામાં જ પડી રહી. ને જાગ્રત હોવા છતાં એને સૂતેલી હોવાનો ડોળ ચાલુ રાખવો પડ્યો. કારણ કે પોતાની લડાઈ કોઈ ત્રીજાએ સાંભળી છે એવું આ બેઉને જો લાગી જશે તો સવારે એ પાછાં મોઢું શી રીતે દેખાડી શકશે ? આ હતી ભદ્રાની એક માત્ર ચિંતા.

મોડે મોડે ત્રણેક વાગે જ્યારે બે પરિણિત શિક્ષિતોનું તપ્ત શયનાગાર ટાઢું પડી ગયું, ને બેઉ જણાં ઊંઘી ગયાં છે એવી ભદ્રાને ખાત્રી થઈ, ત્યારે જ ભદ્રાએ આંખો મીંચી.

•

## પ્રકરણ નવમું

### ભાસ્કરની શક્તિ

સૂર્યોદયનું વર્ણન કરી શકાય છે. સૂર્યાસ્તને પણ શબ્દચિત્રમાં ઉતારી શકાય છે. પણ માથા પર આવેલા મધ્યાહ્નના સૂર્યનું તેજ તેમ તેનો પ્રતાપ પ્રચંડ હોવા છતાં તેનું સ્વરૂપ આલેખવું વિકટ છે.

એવું જ કઠણ કામ ભાસ્કરની ઓળખાણ આપવાનું છે. ભાસ્કર કૉલેજમાં નહોતો છતાં કૉલેજના પ્રોફેસર વીરસુતનો પ્રાણસંબંધી બની શક્યો હતો. ભાસ્કર સ્ત્રી–શિક્ષણમાં ઊતર્યો નહોતો છતાં કન્યાઓનાં એકેએક છાત્રાલયોની ભોંય ભાસ્કરભાઈનાં પગતળિયાંથી ઘસાઈ ગઈ હતી. ભાસ્કરભાઈને બૅન્કમાં ખાતું નહોતું, મિલની મજૂર પ્રવૃત્તિ નહોતી, સિનેમાની વાર્તા લખવાની નહોતી, છાપાંના લેખ પણ લખવાની આવડત નહોતી: છતાં ભાસ્કરભાઈને બૅન્કના યુવાન નોકરો ઓળખતા, ને તેમના આવવાની અઠવાડિયામાં એક વાર તો રાહ જોતા. મિલ–પ્રવૃત્તિમાં પણ ભાસ્કરનો અનાદર, ભરચક કામ વચ્ચે ય કોઈથી થઈ શકતો નહિ. સિનેમાના ઉદ્યોગમાં જવાની ભલામણો જુવાનોને ભાસ્કરભાઈ પાસેથી જડતી.

ભાસ્કર ભાષણો કરતો નહિ, છાપાંમાં અહેવાલો મોકલતો નહિ, જાહેર ધમપછાડાની કોઈ પણ પ્રવૃત્તિમાં એ પગ મૂકતો નહિ, છતાં એ

સચરાચરમાં સર્વવ્યાપક જેવો કેમ હતો તે કોઈ પૂછશે. એ વ્યાપક એટલા માટે હતો કે એ મોતીઓમાં થઈને પરોવાયે જતા સોયદોરા સમાન હતો. મોતીડાંને મુકાબલે દોરો બહુ મામુલી વસ્તુ છે. છતાં એ સર્વ મોતીને પોતાના ઉપર એક વાર અવલંબન લેવરાવી સદાને માટે અધીન બનાવી દેનાર શક્તિ છે. ભાસ્કર એ દોરાની માફક અનેક યુવાનોનું પ્રેરણાબિન્દુ એટલા માટે હતો કે એ છૂપી શક્તિઓને– ચીંથરે વીંટયાં રત્નો સમાન જુવાનોને હાઈસ્કૂલો, કોલેજો કે મજૂર ગુમાસ્તાઓની પ્રવૃત્તિ કરતી સંસ્થાઓમાંથી શોધી કાઢતો; ને ચીપીઆ વતી ઝવેરી હીરો ઉપાડે એમ પોતાની લાગવગના ચીપીઆમાં ઉપાડી લેતો.

કોઈ ને સ્કોલરશીપ અપાવી અટકેલો અભ્યાસ એ ફરી શરૂ કરાવતો, તો કોઈ ને નાહક બાપનાં નાણાં બરબાદ કરવાના ભણતરમાંથી ખેસવી લઈ છાપાંની અથવા મજૂરની ઑફિસમાં ગોઠવી દેતો. ગુમાસ્તાગીરી કરતો અમુક જુવાન તો ચિત્રકાર થવા લાયક છે એટલી ખબર એને કોણ જાણે ક્યાંથી પડી જતી, ને એ જાણ થયા પછી આઠ જ દિવસે એ જુવાનને તમે કોઈક આર્ટીસ્ટની કલાશાળામાં રંગરેખાઓ દોરતો જોઈ લ્યો.

એટલું કરીને જ એ ન અટકી જતો. પોતાની નજરમાં બેસી ગયેલા યુવાનનો યોગ્ય માર્ગ કરાવી આપવા એ છેક ભાવનગર ને વડોદરાના મહારાજા સુધી, મહાસભાના પ્રધાનો સુધી, જાપાની અને અંગ્રેજ વ્યાપારીઓની હિંદી પેઢીઓ સુધી પત્રવ્યવહારની ધારા ચલાવતો, જાતે મળવા જતો, કોઈ મિત્રની મોટર હડફેટે ચડી ગઈ તો ઠીક છે, નહિતર ખિસ્સામાં ટ્રામના પણ પૈસા ન હોય તેવી અનેક વારની સ્થિતિમાં અથાક પગલે ગાઉઓનાં અંતરો પગપાળો કાપતો, અમદાવાદ મુંબઈ અથવા વડોદરામાં ભટકતો, ગમે તેમ કરીને પણ પોતાના પ્રીતિપાત્ર યુવાનનો એ વિકાસનો માર્ગ ઉઘાડી દેતો.

એ જ એની સત્તા હતી ને એ જ એનું શાસન હતું. સંખ્યાબંધ યુવાનો એની અદબ કરતા, એનો ઠપકો સાંભળી રહેતા ને પોતાના સાંસારિક જીવનમાં એની ડખલ થતી તે સામે હરફ પણ ન ઉચ્ચારી શકતા તેવા પણ કેટલાક હતા.

વિશેષ પણ એક કારણ હતું.

યુવકો અને યુવતીઓ ઉપર ભાસ્કરની મજબૂત સત્તાનું સૌથી મોટું કારણ આ હતું : કુંવારાંઓને એ પરણાવી આપતો. માબાપોએ કરી આપેલાં જૂનાં વેવિશાળોમાંથી એ જુવાનોને બહાર કઢાવી શકતો અને જૂના વખતનાં કજોડાં લગ્નથી ગળોગળ આવી રહેલા, ત્રાસ ત્રાસ પોકારી ચૂકેલા ભાઈઓને એ વકીલો પાસે લઈ જઈ નવાં સંસ્કારી લગ્નો કરવાની કાયદેસર સલામતીઓ સુઝાડતો.

સ્ત્રીઓ તેમ જ પુરુષ વિદ્યાર્થીઓનાં છાત્રાલયોમાં એ એટલા ખાતર જ જતો આવતો. કઈ વ્યક્તિ ક્યા ગુપ્ત સિતમો ભોગવી રહેલ છે તેની જાણ એને જલદી આવી જતી. છૂપાં આંસુઓનાં પાતાળ–તળ પારખનારો એ પાણીકળો હતો.

'તારા દિલમાં ક્યાંક મોટું દુઃખ છે. તું ભલેને છુપાવી રાખે.' એટલા એના બોલ સાંભળ્યા પછી અને એ બોલની વેળાના એના મૃદુમધુર ને સહાનુભૂતિભરપૂર મુખભાવ નિહાળ્યા પછી એની પાસે અંતર ન ખોલી નાખે તેવાં જડ યુવક કે યુવતી કોઈ ન જડે. પોપટની પેઠે પ્રત્યેક જણ પોતાની ગુપ્ત મનોવેદના ભાસ્કરભાઈ પાસે ધરી દેતાં; ને ભાસ્કર એ બધું સાંભળ્યા પછી જરીકે ગદ્‌ગદિત નહોતો બની જતો; કહેનારની દયા ખાવાના શબ્દો બોલવા નહોતો માંડતો, પણ દિલસોજી ભરપૂર નેત્રે પોતાની શુભ્ર દંતાવળી દેખાડતું સહેજ હાસ્ય કરીને કહેતો, 'બસ, એમાં રડવાનું શું છે? રસ્તો જ કાઢવો જોઈએ.'

ને રસ્તો પોતે કાઢી આપ્યે જ જંપતો. કોઈ સુમનને એ કહેતો કે તારે માટે સુનીતા જ બંધ બેસતું પાત્ર છે; તો કોઈ ચંપકને એ કહેતો કે તું દેવયાની સાથે સુખી નહિ થઈ શકે, તારે માટે તો ચંદન જ લાયક છે. રમણને એ ચેતવતો કે તું પ્રમીલામાં શું મોહાયો છે? એ છોકરી તારા જેવા શાંત માણસને સાચવી નહિ શકે, તું હેરાન હેરાન થઈ જઈશ: તારે લાયક તો લીલા જ છે.

ભાસ્કરની આ મેળવણી એની શેહમાં આવેલા બધા જ યુવાનોને બુદ્ધિમાં તેમ જ અંતરમાં ઊતરતી કે કેમ તે તો નક્કી નથી કહી શકાતું; છતાં ભાસ્કરની પસંદગીનું ઉથાપન કોઈએ કર્યાનું અમને સાંભરતું નથી.

લગ્નની વાટાઘાટ ભાસ્કર જ કરી આવતો, તિથિ પણ બેઉની સગવડ વિચારીને ભાસ્કર જ નક્કી કરતો; 'સિવિલ મૅરેજ' નોંધાવવા માટેની બધી જ પત્રવ્યવહારવિધિ ભાસ્કરને શિરે રહેતી. પરણનાર યુવાનને અને યુવતીને તો એ છેલ્લી ઘડી સુધી કનડગત કરતો નહિ. તેઓ ગામમાં હોય કે ભલે જુદાં જુદાં પરગામ હોય, બેઉ લગ્નતિથિની આગલી સાંજે એકાએક ટ્રેનમાં ઊતરી પડે. કેમ જાણે કશું જ ધાંધલ કે ધમાલ છે જ નહિ એવા પ્રશાંત રોજિંદા વાતાવરણમાં બેઉ જણાં હાજર થઈ જાય, ને વળતા દિવસે ચોક્કસ કલાકે સરકારી તેમ જ ધાર્મિક ક્રિયાઓ ટૂંકસર વિધિથી પતાવીને કશું જ જાણે કે બન્યું નથી એટલું હળવું ફૂલ હૈયું લઈને પરણનારાં બન્ને ઠીક પડે તો ભાસ્કરે નક્કી કરી રાખેલી અલાયદી ઓરડીમાં સંસાર શરૂ કરી લે, કે પછી જરૂર પડે તો તે ને તે જ દિવસ રાતની ટ્રેનોમાં બેઉ પરણનારાં પોતપોતાનાં અલગ અલગ કાર્યસ્થાને પરગામ પહોંચી જઈ પૂર્વવત્ પ્રવૃત્તિ ચાલુ રાખે.

બનતું એવું કે ભાસ્કરે મેળવી આપેલાં આવાં યુવાન જોડાંમાં

નબળો હમેશાં સ્ત્રીનો પક્ષ ગણીને ભાસ્કર તે પ્રત્યેકની કાયમ સાચવણુ રાખતો. આ લગ્નો નવયુગી ગણાતાં, ને લગ્ન કરનાર છોકરીઓ પણ ઘણે ભાગે રળતી કમાતી થઈ ગયેલી જ હતી, છતાં તેના સ્ત્રીધનની રકમ તો ભાસ્કર છોકરાઓ પાસેથી છોડાવતો ને બેન્કમાં મુકાવતો. આવાં લગ્નો બંડખોર ને ક્રાંતિકારી હોવાથી ઘણે ભાગે તો છોકરો છોકરી બેઉનાં માવતરો એમાં ભાગ લેવા આવતાં નહોતાં, તેથી ભાસ્કરની જવાબદારી વધતી હતી. છોકરાઓ પોતાની પત્નીઓને એમની ઇચ્છા વિરૂદ્ધ પાછાં માબાપને ઘેર ન મોકલી આપે, અથવા છોકરાઓ પોતાનાં ભાઈબહેનો વગેરે સગાંને તેડાવી પત્નીઓ પર એ સાની રસોઈ ઇત્યાદિ સરભરાનો બોજો ન ખડકે, તેની ભાસ્કર સતત તકેદારી રાખતો.

પરિણામે પતિ–પત્નીઓ વચ્ચે અણબનાવ, અબોલા કે ચણભણ થતી ત્યારે (બેશક ક્રાંતિકારી લગ્નમાં વિશેષ થાય જ.) બેઉનું ફરિયાદ કરવા ઠેકાણું ભાસ્કરભાઈ હતા; બેઉનો ન્યાય તોળનાર પણ ભાસ્કરભાઈ હતા. બેઉને સજા ભોગવાવનાર જેલર પણ ભાસ્કરભાઈ હતા.

આ બધું કરવામાં કેટલાક ઉપલક દૃષ્ટિથી જોનારાઓને વહેમ આવતો કે ભાસ્કર મેલો હતો, દંભી ને ઢોંગી હતો, પક્કો ને પ્રપંચી હતો. પણ એ ખરૂં નહોતું. ભાસ્કર પૂરેપૂરો પ્રામાણિક અને સહૃદયી હતો.

ભાસ્કરને અમદાવાદમાં આવ્યે છએક વર્ષો થયાં હતાં. પણ એનું ત્યાં કોઈ સગું નહોતું. એ ક્યાંઇક પરપ્રાંતોમાં રહીને આવ્યો હતો. વળી ધૂમકેતુ શી પ્રકૃતિનો હોઇ, વારંવાર બહાર ઊપડી જતો, મહિનાઓ સુધી એનો પત્તો ન લાગતો. એના કુટુંબસંસાર વિષેનો ભેદ કોઇ જાણતું નહિ; કોઈ પૂછતું પણ નહિ.

●

## પ્રકરણ દસમું

### લગ્ન : જૂનું ને નવું

**ભાસ્કરની** આવી લગ્નદૃષ્ટિમાંથી જ ઊભો થયો હતો વીરસુત અને કંચનનો લગ્નસંસાર.

વીરસુતની પહેલી પત્ની ગામડિયણ હતી, અને લગ્ન પણ હાઇસ્કૂલના ભણતર દરમિયાન થયેલાં. એક તો પત્ની ગામડાના સંસ્કારવાળી, તેમાં પાછું તેણે વીરસુતને લગ્ન પછી વહેલામાં વહેલી તકે બાળક આપ્યું. વીરસુત અમદાવાદ કોલેજમાં ભણતો, સ્ત્રી અને બાળક પિતાને ઘેર સચવાતાં. રજાઓમાં વીરસુત ઘરે આવતાં ડરતો હતો. બીજું બાળક—ત્રીજું બાળક—માથે પડવાની ફાળ ખાતો એ થોડા દિવસ મુંબઈ, થોડા દિવસ છૂટક છૂટક મિત્રોને ગામ અને થોડા દિવસ પોતાને પિતૃગામ ગાળતો.

પિતાને ઘરે જતાં પહેલાં એ હંમેશાં એક શર્ત કરતો કે પિતાએ સ્ત્રીને બાળક સહિત એના પિયરમાં મોકલી દેવી, નહિ તો નહિ આવી શકાય. પિતા પોતે ભણેલા ગણેલા એટલે પુત્રનો ભય સમજી ગયા હતા. સગાંઓને પુત્રની ઇચ્છાને અનુસરતા, બેશક વીરસુત પોતાની પત્ની પાસે સાસરે એકાદ આંટો જઈ આવતો. જૂની રૂઢિનાં સાસરાં જમાઈ-દીકરીને જુદું શયનગૃહ ન દઈ શકતાં એ પણ વીરસુતને માટે સલામતીની વાત હતી.

વીરસુતની આ પહેલી પત્ની એટલે આપણા દેવેન્દ્ર–દેવ–ની બા. ગામડાનાં હાડલોહી લઈને આવેલી એવી નવયૌવનભરી સ્ત્રી ત્રણ જ વર્ષોમાં કેમ મરી ગઈ તેનું એક કારણ દેવેન્દ્રના દાદાજીના મોંમાંથી સહેજ સરી પડેલું આપણે સાંભળ્યું છે. વ્રતો ઉપવાસો પર એ જુવાન પુત્રવધૂ અતિશય ચાલી ગઈ હતી. આટલાં વ્રતો ઉપવાસો કરીને કંચન સરીખી કાયા ઘસતી એ દેરાણી ફક્ત એક ભદ્રાની પાસે જ એક દિવસ માંડ માંડ મોં ખોલી શકી હતી; એણે કહ્યું હતું કે 'જરાક વધુ ખવાઈ જાય છે, જરીક પેટ ભરાઈ જાય છે કે તુરત મને, ભાભીજી, કોણ જાણે શાથી શરીરે અતિશય લોહી ચડવા લાગે છે : ને પછી તમારા દેર રાત ને દા'ડો એવા યાદ આવ્યા કરે છે, કે ક્યાંય કરતાં ક્યાંય ગોઠતું નથી. ઊંઘું છું તો સ્વપ્નાંનો પાર રહેતો નથી. સ્વપ્નાં તો ભાભીજી, સારાં ય હોય ને માઠાંય હોય. તમારા દેર પણ, ભાભીજી મને મુઈ ને પોલપાડા જેવી જોઈ ઝાંખાઝપટ થઈ ગયા'તા. એમણે તો કોણ જાણે કાંઈ સમજાય નહિ એ રીતે મને કહ્યું ય હતું કે હું ભણું છું ત્યાં સુધી તો શરીર કાબૂમાં રાખ ! આ તે દા'ડાથી મને મુઈને વ્રત રહેવાં બહુ જ ગમી ગયાં છે.'

આમ ભૂખી રહેવાનું બહાનું ઊભું કરીને દેવની બા વીરસુતને વળતી જ વેકેશનમાં પોતાના શરીર પરનો કાબૂ બતાવી ચિંતામુક્ત કરી શકેલી. તે પછીની વેકેશનમાં તો વીરસુતે એનાં વધુ ગળી ગયેલાં ગાત્રો તરફ જોઈ પોતે કોલેજમાં વિક્રમોર્વશીય નાટક ભણતો હતો તેમાંથી પુરૂરવા રાજાની તપસ્વિની પત્નીવાળો શ્લોક પણ સંભળાવ્યો. ચોથી વેકેશને એ જાણે પેલી હૃષ્ટપુષ્ટ ગામડિયણ પત્નીનો દેહ જ ન રહ્યો : ને કોલેજ–કાળ પૂરો થવાને વાર નહોતી ત્યાં જ દેરની બાના એ ક્ષીણ શરીરનો જ કાળ પૂરો થઈ ચૂક્યો.

દરમિયાન તો વીરસુતની છાત્રાલયની ઓરડીમાં ભાસ્કરભાઈની આવજા

ચાલુ થઈ ચૂકી હતી. વીરસુતની આંતરવેદનાના જાણભેદુ ભાસ્કરે જ વીરસુતને ભવિષ્યના Further Complications—નવા ગૂંચવાડા ન ઉમેરવા માટે બ્રહ્મચર્ય પાળવાની ગાંઠ બંધાવેલી. ભાસ્કરે વીરસુતને ચેતાવી પણ રાખેલો, કે "ભાઈ, તારો 'કરીઅર'—તારી ઉજ્જવલ કારકીર્દી જો ચૂંથી ન નાખવી હોય તો આ જૂનાં ઢીંગલા ઢીંગલીનાં લગ્નને તારે કોઈક દિવસ—જેમ બને તેમ જલદી—તિલાંજલિ આપવી જ જોશે; હું સમજું છું કે તારે હૃદયને વજ્રનું કરવું પડશે. તારાથી જો બની શકે તો તારી ગ્રામ્ય પત્નીને પણ-પોતાના મનફાવતા અન્ય સ્થાને પરણવા તૈયાર કરવી પડશે. અને એ કામ તો પાછું સૌથી વધુ કઠિન છે. જૂના સંસ્કારની સ્ત્રીઓ, તેમાં પણ પાછી વાણિયા બ્રાહ્મણની પરજીવી—પરાશ્રયી—પોતે ન રળી શકિત પત્નીઓ એટલી બધી તો ગુલામ લાગણીવાળી બની ગઈ હોય છે, કે પતિ નવી સ્ત્રી લાવશે તેય સહી નહિ શકે, પતિના ઘરનો આશરો પણ છોડી નહિ શકે, નહિ પતિ સામે અદાલતમાં તકરાર કરી જીવાઈ મેળવી શકે, અને છેલ્લામાં છેલ્લું, નહિ પોતાના બાળકથી છૂટી પડી શકે. બીજી બાજુ એ આપઘાત સાવ સહેલાઈથી કરી શકશે, ને તું એને ફરી પરણવાની વાત કરીશ તો તો વાઘણ બની ઘૂરકશે—પણ ગામડાંમાં છૂપા સંબંધો રાખતાં નહિ અચકાય.'

ભણી ઊતરવા આવેલા વીરસુતને ભાસ્કરનો આ એકેએક શબ્દ સચોટ કલેજે ચોંટેલો. પોતે પત્નીના મદમસ્ત શરીર પર ટકોર કરેલી તે પણ આ છેલ્લી શંકાને લીધે જ. ને એણે પત્ની પાસે જઈ આ તમામ ચોખવટ કરી નાખવા બીસ્તર પણ બાંધી રાખેલું. મનમાં કડીબંધ દલીલો પણ ગોઠવી રાખેલી. સ્ત્રીએ શા માટે પોતાનો બગડેલો ભવ સુધારી લેવા પુરુષના જેટલી જ સ્વતંત્ર, નવી લગ્ન-પસંદગી કરવી, એ મુદ્દા પર પત્નીને એકાએક આઘાત

ન લાગે તેવી સિફતથી સમજાવવા પોતે સુસજ્જ બનેલો. ત્યાં તો એને સ્ત્રીના અવસાનના ખબર મળ્યા, ને તેને તે બાપડીના સદ્ગુણો યાદ આવ્યા. ગામડિયણ છતાં કહ્યું માનનારી હતી એ વાત એણે સ્નેહી મંડળમાં પણ વારંવાર કહી. બ્રહ્મચર્ય પાળવાના મુદ્દા પર એણે જે સંસ્કાર બતાવ્યો તે તો ક્રાંતિકારી હતો એમ પણ એણે જે જેને કહી શકાય તેમને કહ્યું, અને એકદમ ખરખરો પતાવીને જેને વળતી જ ટ્રેનમાં પાછા ચાલ્યા જવું હોય તેવા માણસની માફક એણે ટૂંક સમયમાં જ સ્ત્રીના ગુણોનું સ્મરણ પતાવી દઈ નવા સંસ્કારી લગ્નસંસારની વાટ મોકળી નિહાળી હતી.

'હવે પતી ગયા પછી મને તાર કરીને તેડાવવાની શી જરૂર હતી ?' આવો પ્રશ્ન વીરસુતે પોતાની પત્નીના અવસાન બાદ ઘેર પહોંચીને પિતાને કર્યો હતો.

'બીજું તો શું, આપણે સૌ સાથે હોઈએ તો દુઃખ વીસરીએ, તને અણધાર્યો આઘાત ન લાગે; ને આ દેવ નજર સામે રમતો હોય તો તારા મનને ખાલી ખાલી ન લાગે, તેટલા ખાતર.' માસ્તર સાહેબે માળાનો મેરૂ ફેરવતે ફેરવતે સામે રમતા પાંચ–છ વર્ષના દેવુની ઓશિયાળી આકૃતિ બતાવીને જવાબ દીધો હતો. પણ વીરસુત તો દેવુને પોતાના પ્રેમહીન, વ્યભિચારરૂપી લગ્નનું પાપ–ફળ માનતો એટલે એની સામેય જોયું નહિ.

થોડે જ દિવસે અમદાવાદથી ભાસ્કરનો તાર આવ્યો હતો: 'ફસાઈ જતાં પહેલાં અહીં ચાલ્યો આવ.'

પણ પિતાએ વીરસુતને છોડયો નહિ. 'હું એકલો પડીશ તો મારું દિલ મુંઝાશે' એમ કહીને રોકયો હતો. પછી બારમો દિવસ થયો ત્યારે પિતાએ વીરસુતને પાસે બેસારી એકાંતે વાત કરી : 'જો ભાઈ, વહુ ગઈ તેનું દુઃખ તને ય હશે, મને ય છે. મારૂં તો સ્વાર્થનું દુઃખ છે કેમ કે

એ મારા ઘરની લાજઆબરૂ સાચવતી હતી, સુલક્ષણી હતી. પણ તારૂં તો અંતઃકરણ જ સુનકાર થયું હશે એ હું સમજું છું. હવે એ સ્થિતિ કાંઇ કાયમ તો રાખી શકવાની નથી. વહેલો કે મોડો એનો નિવેડો તો લાવવો જ પડશે.'

'એમ કેમ માની લ્યો છો તમે ?' વીરસુત વચ્ચે બોલી પડ્યો હતો.

'નથી રહી શકાતું એ હું અનુભવે કહું છું. ભાન ભૂલી જવાય છે, કામકાજ સૂઝતાં નથી. પુરૂષની એ પામરમાં પામર સ્થિતિ છે. માટે ગયેલાંને યાદ કરવા ખરાં, પણ તેની વળગણ મનમાં રાખી મૂકી પુરૂષાર્થને હણાવી ન નાખવો બેટા ! વહેલું ને મોડું....'

'હજી એની ચિતા ઠરી નથી ત્યાં જ તમે એ તજવીજ કરવા લાગ્યા બાપુ ?'

વીરસુત આ બોલ્યો ત્યારે એને યાદ જ હતું કે અમદાવાદ ા છાત્રાલયમાં કેટલીએક કુમારીઓ સાથે પોતે તો પત્ની જીવતી હતી ત્યારથી જ તજવીજમાં પડ્યો હતો.

'મુશ્કેલી એ છે ભાઇ !' પિતાએ માળા ફેરવતે જ કહ્યું, 'કે સારી કન્યાઓનાં માવતર આપણી રાહ જોઇને ક્યાં સુધી ટકશે ? ને વિવાહમાં તો સહેજ ટાણું ચૂક્યા પછી હંમેશને માટે પત્તો જ લાગવો મુશ્કેલ પડે છે. રહી જાય તે રહી જ જાય છે. આપણે સૌ મધ્યમ વર્ગના છીએ, ધંધાર્થીઓ છીએ, વ્યવસાયપરાયણ છીએ. માટે ભાઈ, જીવનની બાજી જેમ બને તેમ જલદી ગોઠવીને આગળ ચાલવા વગર આરોવારો નથી. બીજું તો પછી ગમે ત્યારે થાય, તું ફક્ત ઠેકાણાં નજરે જોઇ રાખ.'

'મારી વાતમાં તમે ચોળાચોળ કરશો નહિ !'

એમ કહીને વીરસુતે પોતાને માટે આવતાં બે પાંચ બહુ સારી

ન્યાઓનાં કહેણ તરછોડયાં હતાં, ને પોતે અમદાવાદ ચાલ્યો ગયો તો. ત્યાં એને જે આશ્વાસન જોતું હતું તે મળ્યું હતું. ત્યાં એણે હૉસ્ટેલમાંથી નીકળી જઇ એમ. એ. નો અભ્યાસ જુદું મકાન રાખીને જ કરવા માંડયો. અભ્યાસમાં સોબત આપવા માટે બે ચાર યુવતીઓ અવારનવાર આવી જતી, પોતે પણ તેમના છાત્રાલયમાં અથવા જેઓ ગામમાં જ રહેતાં તેમનાં માતપિતાને ઘેર જતો આવતો થયો હતો. કોઇ કુમારી તેને પોતાની ન્યાતનાં સ્ત્રીમંડળોમાં ભાષણ દેવા માટે નોતરી જતી તો કોઇ વળી મજૂર-લતામાં પોતે જે બાળવર્ગ ચલાવતી તેમાં ઇનામ વહેંચાવવા લઇ જતી.

તે સૌમાં કંચનનું સુવર્ણ વધુ ઝગારા મારતું. કંચન તો હરિજનવાસનાં બૈરાંને ભણાવવાનો વર્ગ ચલાવતી. કંચનને આ સેવા-જીવનમાં લગાવનાર ભાસ્કરભાઇ હતા. કંચનનાં માબાપ આફ્રિકાના જંગબારમાં રહેતાં અને દીકરીને અહીં રાખી ભણાવતાં રહેતાં. એનું વેવિશાળ તો નાનપણથી થયું હતું. પણ એનાં માબાપ નવા વિચારમાં ભળ્યાં, દીકરીને એમણે ભણાવવા માંડી, સાસરિયાંને એ ગમ્યું નહિ, ઉપરાઉપરી કહેવરાવ્યું કે પરણ્યા પછી ભલે ફાવે તેટલું ભણે, અત્યારે નહિ ભણવા દઇએ. પણ માવતરે હિંમત કરીને કંચનને મેટ્રીક કરાવી પછી અમદાવાદ ભણવા એકલડી મોકલી દીધી હતી. આને પરિણામે જૂનું સગપણ તૂટયું હતું. દરમ્યાન માબાપનું ત્યાં જંગબારમાં મૃત્યુ થયું હતું એટલે કંચન સ્વતંત્ર બની હતી.

સગપણ તોડાવવામાં ભાસ્કરભાઇનો મોટો પાડ હતો. એણે કંચનની તેજસ્વી બુદ્ધિશક્તિ પારખી લીધી હતી. તે પછી એક વાર બસ-ખટારાના સ્ટેન્ડ પર ઊભાં ઊભાં બેઉ જણને ઠીક ઠીક એકાંત મળી ગયેલ. વાતનો પહેલો તાંતણો ખેંચતાં તો ભાસ્કરને સરસ આવડતું હતું. ને તાંતણો ખેંચ્યા પછી મુસાફરી પણ બેઉએ સાથે કરવા

માંડી. પછી તો એજ મોટર-બસ જ્યાં જ્યાં લઈ ગઇ ત્યાં ત્યાં બેઉ જોડે જ ગયેલાં ને આખી વાત જાણ્યા પછી ભાસ્કરે એનાં મા બાપ સાથે તેમ જ સાસરિયાં સાથે પત્રવ્યવહાર માંડી દીધો હતો. છ જ મહિનામાં વેવિશાળ ફોક થયું હતું.

પછી કંચનને માટે ભાસ્કરે ત્રણ ચાર જુવાનોને ચકાસ્યા હતા. એક પછી એક એ ત્રણે સાથે કંચન ઘણા ઘાટા સંબંધમાં આવી ગઇ હતી, એક પછી એક એ ત્રણેની સાથે કંચનને વિચ્છેદ પણ ભાસ્કરે જ પડાવ્યો હતો. મનના ઠીક ઠીક મેળ મળી ગયા પછી આ ઉપરાઉપરી ત્રણ ઠેકાણેથી કંચનને હૃદય ઊતરડવું પડયું હતું કારણ કે ભાસ્કરે એ પ્રત્યેક સંબંધ તોડવાનાં જોરદાર કારણો આપ્યાં હતાં–

'સુમન તને બેવફા છે, એ પેલી મનોરમા પાછળ દોડે છે.'

'જયંતિ તારા ને મારા સંબંધની ઇર્ષ્યા કરે છે કંચન! એ તો એક ઠેકાણે એટલે સુધી બોલી ગયો છે કે પરણી લીધા પછી જોઇ લઇશ, કે કેમ સંબંધ રાખે છેઃ ઘરમાં પૂરીને મારીશ!'

મઝમુદાર વિષે પણ કશીક એવી જ વાત કરેલી : 'એ છોકરો દારૂડિયો નીવડશે તો હું નવાઇ નહિ પામું કંચન.'

આ ત્રણેક સંબંધો ચૂંથાઈ રહ્યા, ત્યાં વીરસુત પણ વિજ્ઞાનમાં પહેલો વર્ગ મેળવીને અમદાવાદની કૉલેજમાં પ્રોફેસર નિમાઈ ચૂકયો. એટલે ભાસ્કરે કંચનના તોપખાનાને એ દિશામાં નિશાન લેવરાવ્યું. ને એ નિશાન પડતાં ઝાઝી વાર ન લાગી.

લગ્નની સાંજે ભાસ્કર વીરસુતને દૂર દૂર ફરવા તેડી ગયો હતો. કાંકરીઆ તળાવની પાળે બેઉ ફરી ફરી એક ઠેકાણે બેઠા હતા. ભાસ્કરે કહ્યું હતું 'તું જાણે છે વીરસુત, કે મારા જીવનમાં હું કેવો વિનાશ

કરીને તારા જીવનનો ફૂલબાગ રોપાવું છું? તું કેમ કરીને જાણી શકીશ? બીજું તો શું ભાઈ! પણ એને જતન કરીને જાળવજે. કોઈકના જ તકદીરમાં આટલું તેજ લખાયું હોય છે. સમજી લેજે કે તારા સંસારમાં એક શક્તિ પ્રવેશ કરે છે.'

વીરસત કશું બોલી શકયો નહોતો, એણે તો ભાસ્કરના પગ જ પકડી લીધા હતા.

જેનાં જેનાં લગ્ન–ચોગઠાં ભાસ્કરે ઘડી દીધાં હતાં, તે પ્રત્યેક પાસે લગ્નને ટાંકણે ભાસ્કર કાંઈક આજ ભાવનું બોલેલ. એવું બોલવામાં એ જુઠો પણ નહોતો. પોતે પર સાથે પરણાવેલી પ્રત્યેક કન્યાને પોતાના માટે જ વારંવાર ઝંખેલી. પોતાની સહચારી રૂપે કલ્પેલી, પણ પોતાની ઉમર પ્રમાણમાં મોટી થઈ ગઈ હતી એ કારણે એણે એ કન્યાઓ સાથે બાંધવા માંડેલો સ્નેહ પ્રણયનું રૂપ પામી શકતો નહોતો. છોકરીઓ એને વડીલ તરીકે સન્માનતી ખરી, પ્રેમી તરીકે કલ્પી ન શકતી; એટલું સમજી લઇ એ બીજા જુવાનોને લાભ અપાવતો. એટલે પોતે પ્રત્યેક જુવાનને જે કહેલું તે જુઠું નહોતું. પોતાનું જીવન વેરાન બનાવીને જ એ બીજાના સંસારમાં ફૂલબાગ રોપતો હતો.



## પ્રકરણ અગિયારમું

### દેવુનો કાગળ

બે વર્ષથી ઊગતો આવતો આ વીરસુત-કંચનનો જીવનબાગ કેવોક મ્હેકતો હતો તેની તો સુગંધ લઈને જ તે દિવસની રાતે ભદ્રા સુતી હતી.

કજિયાની રાત પૂરી થઈ હતી, પણ કજિયો શું હજી ચાલુ હતો? કજિયાનાં લાંબા મનામણાં એ પણ શું કજિયાનું જ બીજું સ્વરૂપ નથી? વ્હેલી ઊઠીને ન્હાઈ પરવારી દૂધ પાણી તૈયાર કરીને ભદ્રા ક્યારની બેઠી હતી. દેરદેરાણી બહાર આવીને તૂર્ત દાતણ-પાણીથી પરવારી લ્યે એટલા માટે આસનીઆં પાથરી બે લોટા અને બે લીલાંછમ સીધાં દાતણ પણ તૈયાર રાખેલાં. દાતણ કરવા બેસે કે તૂર્ત ચહા પલાળવા પાણી ક્યારનું ચૂલે ખદખદતું રાખ્યું હતું.

દા'ડો ચડ્યો તોયે બેઉ સળવળતાં નથી. ઓરડો કેમ સુનકાર છે? માડી રે, કાંઈ સાહસનું કર્મ તો નહિ કરી બેઠાં હોયને બેઉ જણ?

ભદ્રાનો ધ્રાસકો વધતો ગયો. એનાં કલ્પના-ચક્ષુઓ સામે શબો દેખાયાં. એણે ધીરે ધીરે એક બે અવાજ કરી જોયા, પણ ઓરડાની શાન્તિ તૂટી નહિ. બ્હી ગએલી ભદ્રાએ થોડીવાર વિચાર કર્યા પછી બંધ બારણાં તરફ પગલાં માંડ્યાં ને કાન પણ માંડ્યા. એટલેથી પણ પાકી

ખબર ન પડી તેથી તેણે અંતરિક્ષમાં હાથ જોડયા ને કહ્યું : 'હે ઈશ્વર ! રંડવાળ્યનો અપરાધ માફ કરજો' એટલું કહીને એણે તરડમાં આંખો માંડી.

'હાશ ! મારા બાપ ! હવે શાંતિ થઇ.' એમ રટતી એ વળતી જ મિનિટે ઊંચા પગે ઓરડા બહાર નીકળી ગઇ ને કહેવા લાગી : 'રાતે ભયંકર લડાઇ લડેલાં અત્યારે પાછાં ગુલતાન છે, એકબીજાને મનાવી રહેલ છે. ઇશ્વર એને ક્ષેમકુશળ રાખો. મહાદેવ એમની સૌ આશા પૂરી કરો.'

પછી તો ભદ્રાએ ઇશ્વરની વિશેષ ક્ષમા માગવાની જરૂર ન જોઇ. વારંવાર એણે તરડમાંથી જોયું અને પ્રત્યેક વાર જોઇ કરી, પાછી હસતી હસતી એ રસોડામાં પેસી ગઈ.

સારી એવી વાર થઈ ત્યારે ભદ્રા કંટાળી : બાપ રે, આ મનામણાં તે કેટલાંક લાંબાં ચાલતાં હશે ! આ મનામણાં તો કજિયા કરતાં ય સવાયાં ! અમને તો એક ધોલ લગાવી દેતા, અમે રડી લેતાં, ને વળતી જ ટંકે પાછું જાણે માફામાફી કરવા જેવું કશું સાંભરતું ય નહોતું.

આઠેક બજે પતિ પત્ની બહાર નીકળ્યાં. જેમતેમ દાતણ પતાવ્યું, લુછ લુછ ચહા પીધી. પ્રોફેસરે હાથમાં રેકેટ લીધું ને પ્રોફેસરની પત્નીએ બહાર જવા મોટર કઢાવી. ત્યાં ટપાલીએ આવીને કાગળો દીધા. એક કવર પર કાચી હથોટીવાળા અક્ષરો હતા. ફોડીને કંચન વાંચવા લાગી. વાંચીને એણે ભદ્રાને કહ્યું, 'ભાભીજી, આ તો તમારે ઘેરથી કાગળ છે. ઓહો ! તમે તો અનસુને ઘેર મૂકીને આવેલ છો એ તો મને યાદ જ નહિ રહેલું. આ લ્યો કાગળ.'

'તમે જ વાંચી સંભળાવો ને મારી બેન કરું ! મારા હાથ અજીઠા છે.' ભદ્રાએ રોટલીનો કણક બાંધતે બાંધતે કહ્યું.

કંચન મનમાં મનમાં તો કાગળ પૂરેપૂરો વાંચી ગઇ. પણ છેવટે એણે કહ્યું : 'આટલું લાંબુ લપસીંદર શું લખ્યું છે છોકરાએ? મારૂં તો માથું દુઃખવા આવ્યું. લ્યો, તમે જ વાંચી લેજો ભૈસાબ. મને એના અક્ષરો ઉકલતા નથી.'

એમ કહી, કાગળને ઉઘાડો ને ઉઘાડો રસોડામાં ફેંક્યા જેવું કરીને કંચન મોટરમાં બહાર ચાલી ગઇ. તે પછી ભદ્રાએ રસોઇ પતાવીને કાગળ હાથમાં લીધો. પહેલાં તો એ ચોળાઇ ગયો હતો તેની સરખી ઘડી વાળી. પછી કવરમાં નાખ્યો. ને પછી પોતે કવર ખોલીને અંદરથી પહેલી જ વાર બહાર કાઢતી હોય એવા ભાવથી એણે કાગળ ઉઘાડી વાંચવા માંડયું:—

'ગંગા સરૂપ ભદ્રા ભાભુના ચરણુમાં છોરૂ દેવુના સાષ્ટાંગ દંડવત : તમે ચાલ્યાં તે પછી અનસુ આખો દિવસ રમી છે. ફક્ત એક જ વાર બા બા કરેલ છે. એને બરડામાં દુઃખાવો થતો હતો ત્યારે દાદાએ તેલ ચોળી દીધું છે. એનું માથું બા ફોઇએ મીંડલા લઇને ગુંથી દીધું છે. તમે ઘેર નથી તેથી બા ફોઇ ડાહ્યાં થઇ ગયાં છે. અનસુ તમને યાદ કરે કે તુરત હું અનસુને ખાઉ ખાઉ આપું છું. દાદાજીએ કહ્યું કે દેવુ, આજે જ ભાભુ ગયાં તો પણ આજ ને આજ કાગળ લખી નાખ, કેમકે ભાભુને ચિંતા થાય. ચિંતા કરશો નહિ, ને બા માંદાં છે તે સાજાં થાય ત્યાં સુધી નિરાંતે રહેજો. બાને કાગળ લખવા કહેજો. ને ભાભુ, અનસુ મારી પાસે જ બેઠી છે. એણે આ કાગળમાં બાને કાગળ લખ્યો છે, આ લીટા એણે કર્યા છે. આ ડાઘા એના હાથના છે. દાદાજી આજે પાંચ વાર અનસુના ઘોડા થયા હતા. કાલે પાછો બીજો કાગળ લખશું, રોજેરોજ અનસુના ખબર લખશું. જીવ ઉચક રાખશો નહિ. દાદા ફરી ફરી લખાવે છે કે બાનું શરીર સારૂં થાય ત્યાં સુધી રોકાજો, બાને

વાયડી ચીજ ખાવા દેશો નહિ, બાને ભજીઆં ખાવાં હોય તો મગની વાટી દાળનાં કરી દેજો, ચણાની દાળનાં નહિ. બાને શું શું થાય છે તે બાપુ નહિ લખે, શરમાશે, માટે તમે લખજો, દાદા દવા મોકલશે. બાને દાદાએ આશીર્વાદ લખાવ્યા છે, બાને બાફોઇએ સંભાર્યાં છે. અનસુ ઉંઘી ગઇ છે. ત્યાં બાપુજી શું કરે છે? ઘી ચોખ્ખું જોતું હોય તો દાદા મોકલે.                                                  લી. દેવુ

ભદ્રા જ્યારે આ કાગળનો અકેકેક અક્ષર બેસારતી હતી, ત્યારે મોટરમાં બેસીને ભાસ્કરને ઘેર જતી કંચન પણ આ કાગળનો અક્ષરે અક્ષર યાદ કરતી જતી હતી. એ જુઠું બોલી હતી. એને એકેય અક્ષર ઉકલ્યા વગર રહ્યો નહોતો. (કેમકે જૂના જમાનાની માસ્તરગીરી કરનાર દાદાજીએ દેવુને મોન્ટીસોરી પદ્ધતિની દયા પર છોડી ન મૂકતાં કોપીબુક વગેરે સારા અક્ષરો કઢાવવાની જૂની ગણાતી પદ્ધતિથી પુરી તાલીમ આપી હતી.)

અને કાગળ વાંચ્યે કંચનનું માથું દુઃખવા આવ્યું હતું તે વાત પણ જુઠી હતી. એક નાનકડા કાગળની વાતમાં પોતે એ જુઠાણું શા માટે બોલી હતી તે વિચાર એને અચાનક આવ્યો. એ કરતાંય વધુ ગંભીર જુઠાણાં તો પોતે કેટલી યે વાર બોલતી હતી. પણ બોલ્યા પછી બીજી જ પળે એનો વિચાર–દોર પોતે કાપી નાખતી. દેવુના કાગળ બાબત આમ ન થઇ શક્યું. પ્રથમ તો પોતે છૂપો ગર્વ અનુભવ્યો કે મારા માટે આટલાં બધાં લોકો કેવાં લટ્ટુ થઈ રહ્યાં છે. થાય તો ખરાં જ ને! ન થાય તો જાય ક્યાં? ભૂંડી ગરીબીમાં સબડતાં હતાં તેમાંથી બહાર તો મારા ધણીએ કાઢ્યાં છે ને!

ધણીની કમાઈનું એ ગુમાન, એક પલમાં તો મગર પૂછડું મારીને પાણીમાં પેસી જાય તેમ કંચનના મન પર એક પ્રહાર લગાવીને શમી ગયું.

કોની કમાઈ ? ધણીની ? ધણી કોનો ? મારો ગર્વ કેટલો કંગાલ ! એણે મને રાતમાં લપાટો મારી છે. એણે મને પ્રભાતે મનાવી પટાવી છે તે તો ભાસ્કરભાઈના ડરથી.

પતિની કમાણીનું અભિમાન ઊતરી ગયું, તેને સ્થાને જાગ્યું બીજું ગુમાન : એ બધાં લટ્ટુ બને છે તે તો કેળવાએલી વહુ દીકરાને વગર મહેનતે મળી ગઈ છે તેને લીધે. તેમને સૌને મારા શિક્ષિતપણાની શોભા જોઈએ છે. આગલી સ્ત્રીને કેમ હડધૂત કરી કરી મારી નાખી !

ને આ દેવુ તો સૌથી વધુ પક્કો લાગે છે. દસ વાર બા–બા–બા–લખ્યું છે. દુત્તો જણાય છે !

જેમ જેમ પોતે કાગળના આવા ઊલટા સુરો બેસારતી ગઈ તેમ તેમ કાગળ એના મન પર વધુ ને વધુ ચોંટતો ગયો. ભદ્રા સગી છોકરીને છોડીને આવી છે તે કાંઈ સ્વાર્થ વગર નથી આવી ! જશે ત્યારે પાંચ સાડલા તો લેતી જ જશે ને !–એ રીતે જેઠાણીના ઉપ-કારને ધોઈ નાખવા પણ પોતે પ્રયત્ન કરી જોયો. છતાં તે સૌ જાણે પોતાની પાછળ પડયાં હતાં. સૌથી વધુ જોરાવર તો બનતો જતો હતો બા–બા–બા–બા–એ દેવુનો બોલ.

●

# પ્રકરણ બારમું

## નિર્વિકાર !

**ભાસ્કરની** મેડી નીચે ગાડી ઊભી રાખીને કંચને હોર્ન વગાડયું, ઉપરાઉપરી વગાડયું. બારીએ કોઈ ડોકાયું નહિ.

મોટરને ચાવી લગાવીને એ ઉપર ગઈ. તેટલામાં તો એને કૈંક વિચારો આવી ગયા; ઘરમાં નહિ હોય ? કયાં ગયાં હશે ? લલિતાને ઘેર ? કે માલતીને ઘેર ? એ બેઉ તરફ મારા કરતાં વિશેષ લક્ષ કેમ આપે છે ? એ બેઉ જણીઓ તો અત્યારે ઘરમાં એકલી હોય છે. જઈને કોણ જાણે શીયે વાતો કરતા હશે ! મારી પણ વાતો કરતા હશે ?

એ એક બે મિનિટોએ તો આ ભણેલી ગણેલી યુવતીના કલ્પના–ચકડોળને કેટલાંય ચક્કર ફેરવી એના અંતરમાં નાની શી એક નરક રચી આપી. અને એટલે સુધી મનને ઊકળાવી મૂકયું કે ભાસ્કર ઘરમાં ન હોય તો એકદમ મારંમાર મોટરે લલિતાને ને માલતીને ઘેર જઈ પહોંચવા મન કુદાકુદ કરી રહ્યું.

પણ ભાસ્કર તો ઘરમાં જ ટેલતો હતો. એને દેખીને કંચને શ્વાસ હેઠો મૂકયો :

'હા.......ય !'

'કેમ, હોને બહુ વગાડવું પડયું ?'

'સાંભળતા હતા ત્યારે કેમ મોં ન બતાવ્યું ?' કંચને સ્વરમાંથી આક્રંદ કાઢ્યું.

'જાણી બુઝીને.'

'કાંઈ દોષ ?'

'હા જ તો, તારામાં મોટાઈ ન આવી જાય તે માટે જ જાણી બુઝીને.'

'કેટલા ક્રૂર છો તમે !'

'તમારી સૌની વધુ પડતી કોમલતાને કાબૂમાં રાખવા જ તો.'

'કેમ અત્યારસુધી ઘેર ન આવ્યા ? ક્યાંઇ રખડવા ગયા હતા ?'

'તારા ઘર સિવાયના ઘેરે જવું એટલે રખડવું એમ ને ?'

'ના પણ મારા સોગંદ, સાચું ન કહો તો, ક્યાં ગયા હતા અત્યારમાં ?'

ભાસ્કર ચંપળ હતો. કંચનના અને બીજી છોકરીઓના અંતરમાં બળતા ઇર્ષ્યાગ્નિને ઓળખતો હતો. એણે જવાબ વાળ્યો: 'તને કહેવા હું બંધાએલો નથી, વીરસુત બંધાએલો છે.'

'એનું નામ ક્યાં લો છો પ્રભાતમાં ?'

'કાં ? અપશુકનિયાળ નામ છે ?'

કંચને રાતની કથા રડતે રડતે વર્ણવવા માંડી. આખી વાતનો સાર આ હતો, કે 'પરણતું હતું ત્યારે તો બણગાં ફુંક્યાં કે તને તરતાં શીખવા લઈ જઈશ, તારે સાઈકલ અને

ઘોડેસ્વારી શીખવી હોય તો શીખજે, તારે પુરૂષ-પોશાક પહેરવો હોય તો મને શો વાંધો છે, તારા જીવનના મિત્રો, સ્ત્રી હોય કે પુરૂષો, જે હો તે હો, તેની સાથે તારા સંબંધો તું તારે જેમ ઠીક પડે તેમ રાખી શકશે, હું કદી પણ વ્હેમ નહિ લાવું, ઈર્ષા નહિ કરૂં; આવા બણગાં આજે ક્યાંય અલોપ થઈ ગયાં છે. ને એ તો વાતવાતમાં વહેમાય છે. હું ક્યાં બોલું છું ને કોની સાથે કેમ બોલું છું એ તો ઠીક પણ ક્યા સ્નેહીની સામે ક્યા પ્રકારની નજરે જોઉં છું તેનો પણ એ તો તુર્ત હિસાબ માગે છે.'

'તો પછી તું પણ સામે એવા જ સવાલો કાં નથી પૂછતી ?'

'પૂછું છું જ તો.'

'બસ. એના માથાના થઈને રહેવું. થોડા નફ્ફટ થયા વગર કંઈ સંસાર નહિ ચાલે. તમારે સ્ત્રીઓએ શક્તિ બતાવવી જ જોઈએ.'

એમ કહેતો કહેતો ભાસ્કર પોતાનાં લમણાં દબાવ દબાવ કરતો હતો.

'કેમ એમ કરો છો ?' કંચને પૂછ્યું.

'માથું દુઃખે છે. રાતે ઉંઘ સારી ન આવી, ને સવારે જરા વહેલો ઊઠી બહાર ગયો એટલે શરદી લાગી ગઈ છે.'

'તમે બેસો, ને કાં સુવો, લો હું કપાળે બામ અને માથે તેલ ઘસી દઉં.'

પોતાની સંબંધી સ્ત્રીઓ આગળ આવું કામ કરાવવાનો ભાસ્કરને કશો સંકોચ નહોતો તેમ ખાસ શોખ પણ નહોતો. એ સોફા પર બેઠો, ને કંચન એનાં લમણાં ને લલાટ પર માલીસ કરવા લાગી.

'બારણું બંધ કરી દઉં ?' દાદર પાસેથી કોઈ જતાં આવતાં જોવે તો સુગાય તેમ ધારી કંચને કહ્યું.

'ના, બિલકુલ જરૂર નથી.' ભાસ્કરનો એ જવાબ ચોખ્ખોચટ હતો. પોતે જે આચરણ કરે છે તે સ્વાભાવિક સરલતાપૂર્વક જ કરે છે એવું સૌ લોકોને સ્પષ્ટ કરવાની એની ચીવટ હતી. વસ્તીવાળા મકાનમાં પોતે કોઇના વ્હેમ સંશયને પાત્ર બન્યા વગર એકલો રહી શકતો તેમાં આ કળા જ કારણભુત હતી. માથું દબાવતો ને તેલ ઘસાવતો ભાસ્કર જરીકે વિહ્વળ નહોતો. એ સોફા પર સૂતો તેમાં પણ સ્વાભાવિક્તા હતી. એનું લલાટ ઘસતી કંચન એના ઉપર ઝુકી રહી હતી ત્યારે પણ ભાસ્કરની સ્થિતિ સ્વાભાવિક જ હતી. પછી કંચન સોફાની કોર પર બેસી ગઇ, ને એણે ભાસ્કરનું માથું સગવડને ખાતર ખોળામાં લીધું તો પણ ભાસ્કરની સમતામાં ફેર નહોતો પડયો. સૂતો સૂતો એ કંચનને એના પ્રશ્નોના જવાબ દેતો જતો હતો. એક જવાબ આ હતો-

'તને ન જ ફાવતું હોય તો છુટાછેડા લઇ લે. તમારૂં તો સીવીલ મેરેજ છે.'

'પછી ક્યાં જાઉં !'

'આવડી દુનિયા પડી છે. તું ભણેલી ગણેલી છે. નોકરી કરજે, ઇચ્છિત જીવન સ્વતંત્રપણે ગાળજે.'

કંચનને ગળે ઝટ ઝટ ઊતરી જાય તેવો આ શેરો નહોતો. નોકરી કરવાની કડાકૂટ, છેક આટલાં વર્ષે, પારકા રળનારના ખર્ચે મોજમજા માણવાની લાંબી ટેવ પડી ગયા પછી, થઇ જ શી રીતે શકે ? સ્વતંત્ર જીવન જીવવા બેસું તો પછી મારૂં ઢાંકણ કોણ ? આજે પરણીને બેઠી છું તો ફાવે ત્યાં ફરૂં છું, કોઇ ઊઘાડું નામ લઇ શકે છે ? ને પછી તો સૌ આબરૂ ઉપર પાણા જ ફેંકે ને ?

એકાએક વિચાર–ત્રાગડો તૂટી ગયો. અધખુલ્લું બારણું ઊઘડયું ને વીરસુત દાખલ થયો. હાથમાં રૅકેટ હતું, અને પગમાં ટેનીસ–જૂતા હતા તેથી જ દાદર પર અવાજ થયો નહોતો.

વીરસુતને જોતાં ભાસ્કરે તો જેમની તેમ સ્થિતિમાં પડયાં પડયાં જરીકે હાલ્યા ચાલ્યા વગર આંખો માંડીને કહ્યું 'આવો.' એણે તો પોતાનો હાથ કંચનનાં ઘૂંટણ ઉપર ઢળેલો હતો તે પણ હટાવ્યો નહિ.

એ સમતા કંચનમાં નહોતી. એણે સફાળા જ ભાસ્કરનું માથું નીચે સેરવી નાખ્યું. ભાસ્કરનાં લમણાં અને માથું ચોળવાની એની છૂટ સંકોચાઇ ગઇ. એણે દાબવું બંધ કર્યું નહિ છતાં પોતે કશુંક અનુચિત કામ કરી રહી હતી એવો ક્ષોભ અનુભવ્યો. એના હાથ ધીમા પડયા.

વીરસુત તો ખમચાઇ જ ગયો. એને પાછા દાદર ઊતરી જવા દિલ થયું. પોતે આવ્યો તે ન આવ્યો થઇ શકત તો રાજી થાત. એ ભાસ્કરના 'આવો' શબ્દનો ઉત્તર ન આપી શકયો. ન તો એ ખુરશી પર બેસી શકયો. બારી પાસે જઇને એ ઊભો રહ્યો. બારી વાટે બહાર જોઇ રહ્યો. જોતાં જોતાં એ વિચારતો હતો : મારું માથું કે મારું કપાળ તો આણે કદી જ દાબ્યું કે ચોળ્યું નથી. કહ્યા કરે કે હજુ ય પુરૂષોને અમારી પાસેથી ગુલામી જ ખપે છે. કાં તો કહે કે મારા હાથની ગરમી તમને લાગી જશે!

ત્યારે આંહી આ સ્વસ્થતા ને આ સેવાપરાયણતા કેમ?

કદાચ એ શરીરસેવા જ હશે. નર્સો ડૉકટરો શું નથી કરતા?

પણ તો મારાથી ચોરી કેમ રાખી? મને દેખીને જ કાં માથું હેઠે ઉતાર્યું? એ ચોરી નહિ? નર્સો ડૉકટરોના જેવી સ્વાભાવિકતા એમાં કયાં રહી?

આટલું એ પૂરું વિચારી રહ્યો નથી ત્યાં તો ભાસ્કરે કહ્યું:—'લે ત્યારે કંચન, ભેગાભેગી મારા હાથનાં કાંડાં પણ ચોળી દે. મને બધો જ થાક ઊતરી જશે. તું આટલું સરસ ચોળી જાણે છે ત્યારે તો શું! વીરસુત બડો ભાગ્યશાળી છે.'

વીરસુત કશું બોલી શક્યો નહિ. કંચન પણ એની સામે જોયા વગર જ તેલ લઈ ભાસ્કરના હાથ ચોળવા મંડી.

વીરસુતને એકાએક આ ક્રિયાથી ખટક લાગી હતી તે શું ભાસ્કર પામી ગયો હતો? ને તેથી જ શું એ ક્રિયાને સ્વાભાવિક નિર્વિકારી ક્રિયા તરીકે દેખાડવા આ ચાલાકી કરી રહ્યો હતો? કે ખરે જ શું ભાસ્કરનું મન આ માલેસી, આ ચંપી, તેમ જ આ ખોળામાં માથું લેવાની ક્રિયામાં વિકારદૃષ્ટિએ જોતું જ નહોતું?

જાણવું કઠિન હતું. કળાનો અર્થ જ એ કે એ પોતાના કાર્યને કુદરતી, સ્વાભાવિક, નૈસર્ગિક કરી બતાવે. સાચી કલા જ એનું નામ કે જે કાગળ પર ચિતરેલા ઝાડને કે સરોવરને ધરતી પરનું જ ઝાડ કે સરોવર હોવા જેવી ભ્રાંતિ કરાવે. એમ જો ભાસ્કર કુશલ કલાકાર હોય તો એ આખી જ ક્રિયાને કુદરતી સારવારનું સ્વરૂપ કેમ ન આપી શકે?

વીરસુતની તાકાત નહોતી કે એ માલીસી અટકાવી શકે.

માલીસ પૂરું થઇ રહ્યું ત્યારે એણે કંચનને કહ્યું: 'ચાલો જઇએ.'

'તું તારે ગાડી લઇ જા, એને હું હમણાં મુકી જાઉં છું.' ભાસ્કરે સૂતે સૂતે ઠંડે કલેજે જવાબ વાળ્યો.

'ના, અમે જોડે જ જઇશું.' વીરસુત માંડ માંડ બોલી શક્યો.

'જાણ્યું એ તો તું હિંદુ નારીનો પતિ છે તે !' ભાસ્કરે ટાઢા ડામ ચાંપવા માંડયા : 'પણ એનું કંઈ હાલતાં ને ચાલતાં પ્રદર્શન હોય ?'

'નહિ, ચાલ કંચન.' એમ કહી વીરસુતે કંચનનું કાંડું પકડયું. કંચન છોડાવવા ગઇ, પણ વીરસુતે દાબ વધાર્યો. કંચને 'ઓ મા !' કહી ભાસ્કર સામે જોયું. ભાસ્કરે હજુ પણ સૂતે સૂતે કહ્યું : 'હવે છોડે છે કે નહિ, બેવકૂફ ?'

'તમારે શું છે વચ્ચે આવવાનું ?' વીરસુતે કાંડું છોડયા વગર કહ્યું ને એણે કંચનનો હાથ ખેંચવો શરૂ રાખ્યો.

જાણે સ્નાન કરવા ઊઠતો હોય એવી શાંતિ ધરીને ભાસ્કર ઊભો થયો. એણે સીધા જઇને પહેલું તો બહાર જવાનું બારણું બંધ કરી દીધું ને પછી એ વીરસુત તરફ વળ્યો. એ રોષ કરતો ત્યારે ડોળા ન ફાડતો, પણ આંખો પર પોપચાં સવિશેષ ઢાંકી વાળતો. જાડાં જાડાં ભવાંવાળી અર્ધમીંચેલ આંખો સાથે, બે હાથ સ્હેજ પહોળાવી, ધીમા પ્રમાણબદ્ધ પગલે ચાલ્યા આવતા ભાસ્કરનો સીનો આસુરી બન્યો. એના મોંમાંથી હાં–હાં–હાં–હાં એવા ગાનનાં જે તાન નીકળતાં હતાં તેણે એની આકૃતિને વધુ ભયાનકતા પહેરાવી. એણે એટલો તો જલદીથી ધસારો કરી નાખ્યો કે વીરસુતને દૂર થવાની તક જ ન મળી.

એના હાથના તમાચા ને પગની પાટુઓ વીરસુત ઉપર જરીકે ઊંચો અવાજ થયા વગર જ વરસી રહી. 'લઇ જા–લે લઈ જા–હું જોઉં તું કેમ લઇ જાછ !' 'હાં–હાં–હાં–હાં–' એ સંગીતસ્વરો પણ સાથેસાથ ચાલતા હતા. કેમ જાણે માણસ નહાતો હોય !

વીરસુત પહેલી હારનો વિદ્વાન હોઇ શરીરે કમજોર હતો.

'તું શા માટે ગભરાય છે હવે ? ' એ વીરસુતને મારતો મારતો હેબતાઇ ગએલી કંચનને હિંમત આપતો હતો. કંચન કહેતી હતી 'હવે રહેવા દો, હવે બસ કરો ને ! હવે નહિ–ભૈ નહિ.'

'તું આંહી જ રહેજે કંચન.' એમ કહી ભાસ્કર લડથડતા વીરસુતને હાથ ઝાલી નીચે ઉતારી મોટરમાં નાખી મોટર સહિત ઘેરે મૂકી આવ્યો, ને પાછા આવી એણે કંચનને કહ્યું; 'ચાલ.'

'ક્યાં ?'

'પહેલાં દાકતરની પાસે, ને પછી પોલીસ-કચેરીએ.'

'કેમ ?'

'એ ફરિયાદ કરે તે પૂર્વે જ આપણે પાણી આડે પાળ બાંધીએ.'

કંચનને તો વિચાર કરવાનો સમય નહોતો. સમય હોત તો પણ શક્તિ ક્યાંથી કાઢે ? બાવીસ વર્ષની છોકરી, ભણવામાં પ્રકાશેલી ને સેવામાં ઝળકી ઊઠેલી, એટલે વિવેકબુદ્ધિને તો એ બધા ઝળકાટમાં વિકસવાનો અવકાશ જ ક્યાં હતો ? એ ઊઠી.

'તારી બંગડીઓના કટકા નીચે પડેલા છે તે લઇ લે. ને જોઉં તારું કાંડું ?'

એમ કહી એણે કંચનનો હાથ ઝાલી કાંડા પર નજર કરી, 'હાં, આ રહ્યા ચોખ્ખા આંગળાના આંકા. ને આ સોનાની બંગડી પણ વળી ગઇ. છે ને શું ! બસ, પુરાવો ચોક્કસ છે. ચાલો.'

'પણ–' કંચન સહેજ આંચકો ખાતી હતી.

'તું સમજી નહિ કંચન.' ભાસ્કરે આંખો ચમકાવીને કહ્યું : 'ભણેલા પતિઓની જુલ્મગારી ઉઘાડી પાડવાનો આ અવસર છે. તેઓનાં આ જંગલીપણાં તો ઘેર ઘેર ચાલી રહેલ છે. તેનો ભવાડો કરવામાં પાપ નથી, ધર્મ છે, સેવા છે.'

એમ બોલી, એણે કંચનનું કાંડું કોમળ હાથે ઝાલ્યું. બેઉ બહાર નીકળ્યાં.

## પ્રકરણ તેરમું

## તુલસી કરમાયાં

'કાં દેવુ, તારા દાદા છે ને ઘરમાં ?' સવારમાં જ એક જ્ઞાતિભાઇ આવે છે, ને દેવુને પૂછે છે.

'ઠીક નથી, સૂઇ ગયા છે.' દેવુ જવાબ વાળતો વાળતો જુવે છે કે આ જ્ઞાતિભાઇ વરસને વચલે દા'ડે પણ ઘેર કદી ડોકાતા નથી હોતા !

'આ શું આવેલ છે અમદાવાદનાં છાપાંમાં—' લાકડી હલાવતા એ જ્ઞાતિજન સંજવારી કાઢતા દેવુને એની મરજી વિરૂદ્ધ વાતોમાં ખેંચે છે.

'આ શું તારી બા ને તારા બાપુ વચ્ચે કોર્ટમાં કાંઇ કેસ ગયો છે ?'

'મને ખબર નથી.' દેવુને બા, બાપુ અને કોર્ટમાં કજીયો, એટલા શબ્દો બિલાડીના નહોર જેવા લાગ્યા.

'તારા દાદાને કહે કહે, કે ઊંઘ શે આવે છે ?'

એમ કહી એ એક જણ ચાલ્યો ગયો, બીજો આવ્યો, ત્રણ ચાર આવ્યા, પાછા ચાલ્યા ગયા. દાદાને તાવ હતો.

'તાવ તો ચડે ને ભાઇ !' આવનારાઓ તાવનું કારણ સમજતા હતા તેટલું બસ નહોતું. તેમને એથી વિશેષ સંતોષ લેવો હતો. તેઓ પણ છત્રીઓ, લાકડીઓ અને શાકની ઝોળીઓ હલાવતા હલાવતા પાછા ગયા.

અંદરને ઓરડે સૂતેલા સોમેશ્વર માસ્તરની પથારી નીચે સવારનું છાપું દબાવેલું પડ્યું છે. બારણું બંધ કરીને એણે માથા પર ઓઢી લીધું છે. બીજી બાજુ ફરીને એ નવું છાપું વાંચે છે, બીજી વાર વાંચે છે, ત્રીજી વાર વાંચે છે. ચોખ્ખું અને મોટા અક્ષરે છપાએલું છે :

**બંગડીઓના ટુકડેટુકડા !**

**પ્રોફેસરે ઉઠીને મારેલો સુશિક્ષિતા**
**પત્નીને માર**

**અમદાવાદનાં પ્રજાજનોમાં ફાટી**
**નીકળેલો પુણ્યપ્રકોપ.**

નીચે ઝીણા અક્ષરોમાં વિગતો હતી. નામ, ઠામ ને ઠેકાણું હતાં. કંચનગારી નામનાં એ પતિપીડિત બહેનની વહારે વખતસર ધાનાર 'જાણીતા નારીરક્ષક શ્રી. ભાસ્કર ઠાકોર'નું પણ નામ હતું.

સોમેશ્વર માસ્તર ફરીફરી વાંચતા હતા. માથું ચક્કર ચક્કર ફરતું હતું તો પણ વાંચવું પૂરું થતું નહોતું, મારા જ પુત્ર વીરસુતની આ વાત છે કે બીજા કોઇ વીરસુતની ? આ કંચનગૌરી નામ તો મારી પુત્રવધુનું. હે શિવ ! આ છાપાંનું લખાણ કોઈએ સ્વપ્નમાં તો નથી લખ્યું ને ? આ કોઇ જોડી કાઢેલી વાર્તા તો નથી ને ?

ગાત્રોમાંથી લોહી જાણે પાણી પાણી બનીને નીતરી જતું હતું. પ્રભાતે કોઇક એમને લાલ નિશાની કરીને છાપું આપી ગયું હતું, તેનાં મથાળાં વાંચીને જ પોતે ઓરડામાં પેસી ગયા હતા. ઓઢીને સૂઇ

ગયા હતા. ઘડીક શરીર ગરમ થઈ ધગધગી જતું હતું ને ઘડીક સ્વેદ વળતાં હતાં. 'કોઈને મળવા બેસારીશ નહિ દેવુ,' એમ કહીને પોતે પુરાઈ ગયા હતા. વાંચી વાંચીને એ બનાવ સાથેના પોતાના સંબંધને ભૂંસી નાખવા કલ્પનામાં ઘણી મથામણ કરતા રહ્યા. પણ બનાવ એની ખોપરીમાં બાંકોરું પાડીને જાણે પાછળની બોચીમાંથી પેસતો હતો.

ઘરમાં એક ગાંડી હતી, એક યુવાન વિધવા હતી, એક અર્ધ-આંધળો, અર્ધઅનાથ ને અર્ધલુચ્ચો સાળો હતો. ઉપરાંત એક નાની અપંગ પૌત્રી અત્યારે માબાપ વગરની થઈને જીવતી હતી. માથો સદાનો વિચ્છિન્ન અને બાપે લગભગ તિરસ્કારી ત્યજેલો એક પૌત્ર હતો. છતાં જે ડોસાને તુલસીનો એક લીલો ક્યારો સદાય મસ્તાન રાખતો હતો, તે ડોસાએ છાપાંમાં વાંચેલા બનાવ પછી તુલસી-ક્યારો કરમાઈ જતો કલ્પ્યો. પોતાનું મોં એને જગતમાં ન બતાવવા જેવું લાગ્યું. એણે કામળો વધુ ને વધુ લપેટી, કામળાની ચારે બાજુની કોર વધુ દબાવી લજ્જાના અંધકારને પોતાની આસપાસ વધુ ને વધુ ઘાટો બનાવ્યો.

સોમેશ્વર માસ્તરનાં ઘરમાં આ બનાવ એટલો તો નવીન હતો કે તુલસી-ક્યારાની મંજરીઓને પણ ખબર પડી જાય. પ્રભાતે રોજ મોં ધોઈને બે પાંદ મોંમાં મૂકવા ડોસા આવ્યા નહોતા. નવાં કૂંડામાં વાવેલ અજમાના છોડને અને અરડૂશીના રોપને નવાં પાંદ ક્યાં ક્યાં ફૂટયાં છે તે દેવુને દેખાડવા ડોસા દાતણ કરતા કરતા ફરતા નહોતા તેથી આંગણાની માટી પણ જાણે કંઈક અમંગળ બનાવને કળી ગઈ હતી.

દેવુ તો કળી જ બેઠો હતો, છતાં તે પણ આ રોપાઓ અને આ માટી જેટલો જ મૂંગો બન્યો હતો. પણ મૂંગી નહોતી રહી શકી એક નાની અપંગ અનસુ. દેવુ એને દૂર લઈ જતો હતો

પણ એ દાદાના ઓરડાના દ્વાર પર પગ ઘસડતી આવતી હતી, બારણું ભભડાવતી હતી, ધીમા રૂદનભરપૂર અવાજે બોલાવતી હતી, 'દાદા, ચાલો લમવા, દાદા છું થયું છે? દાદા માલી ચોપલવાની દવા પીઓ ને! છાલું થઈ જછે.'

અનસુને ખબર નહોતી કે ચોપડવાની દવામાં ઝેર હોય.

અનસુના એ શબ્દોએ દાદાને ચમકાવ્યા. અંધકારમાં ઊતરી ગયેલા માસ્તર·તરફ નાની અનસુએ જાણે કે ખીણને ઊંચે કિનારે ઊભા રહી એક ઊગરવાનું દોરડું ફગાવ્યું: અનસુને ચોળવાની દવા! હા, હા, એ દવા જ ઠીક છે. આંહીં ઓરડામાં જ છે એ શીશી. એ પી લઉં તો આ નફ્ફટ, નિર્લજ્જ અને કલંકિત સ્થિતિમાંથી ઊગરી જઈશ. આ સ્થિતિ અસહ્ય છે, મારા પુત્રનું નામ ને મારી પુત્રવધૂનું નામ છાપાંમાં! એથી તો યમના ચોપડામાં બહેતર છે. મારા ઘરનાં બે જણાંનો કલહ સરકારી અદાલતમાં! એથી તો મારે માટે ઈશ્વરનો દરબાર જ ભલેરો છે. અનસુ રસ્તો બતાવે છે.

'દાદા! ઉઘાલો: દાદા, હું નહિ લોઉં: દાદા, અનછુ દવા પી જછે: દાદા, અનછુ તમાલી ડાઇ દીકલી છે: દાદા ન લીછાવ:' એ અવાજો ઓરડાના દ્વાર પર વધુ ને વધુ કરુણ બનતા ચાલ્યા.

'અનસુ!' દેવુ વારેવારે આવીને આ નાની બાલિકાને બારણા પરથી દૂર હટાવી જતો હતો. અને અનસુને કહેતો હતો: 'અનસુ, તું બાફોઇ પાસે ડાહી થઇને બેસી રહીશ? તો હું બાને તેડી આવું હાં કે? હું અમદાવાદ જઇ બાને લઇ આવું.'

'બા ને, દાદા જોઇએ: બાને છું કલવી છે? દાદાને ઘોલા કલવા છે. દાદા આપો......' અનસુનું આક્રંદ ઓરડાની અંદર દાદાની અને ઝેરી દવાની શીશી વચ્ચે જાણે કે સ્વરોનો સેતુ બાંધતું

હતું. ને આ દેવ શું કહી રહ્યો છે ? અમદાવાદ જઈ બાને લઇ આવવાનું ? કોની બાને ? અનસુની બાને ? કે પોતાની સાવકી બાને ? એને બા કહી શકાય ? એ કોઈની બા થઇ શકે ? એ સગા બાળકની બા નથી થઇ હજુ, તો એ દેવની બા શી રીતે બની શકશે ? એ આંહીં આવશે ? આ ઘરમાં પગ મૂકવા દેવાય એને ?

કાન માંડીને માસ્તર બહાર થતી વાત સાંભળવા લાગ્યા: દેવ શું કહી રહ્યો છે ? એ તો ગાંડીને કહે છે : 'બાફોઇ, તમે ઘર સાચવશો ? અનસુને રાખશો ? તમે રસોઇ કરતાં કરતાં કપડું નહિ બાળોને ? તો હું અમદાવાદ જઇને બાને તેડી આવું હો બાફોઇ ? જુવો બા ફોઇ, ગાડી હમણાં જ જાય છે.'

ડોસાએ આ શબ્દો સાંભળ્યા, એના શરીરમાં સ્ફૂર્તિ આવી. એણે કામળો દૂર કર્યો. ઊઠીને એણે બારણું ખોલ્યું. એના મોં ઉપર છેલ્લા એક જ પહોરમાં તો જાણે કાળ હળ ખેડી ગયો હતો !

અનસુની આંખોમાંથી આંસુ તો હજુ દડ દડ વહેતાં હતાં ત્યાં જ અનસુ દાદાજીના સામે પોતાના હાથ લંબાવતી હસી પડી. એને તેડીને દાદાએ દેવુને ઓરડામાં લીધો. પૂછ્યું, 'તું શું કહેતો હતો ?' એના ગળામાં ડૂમો હતો.

'હું અમદાવાદ જઉં દાદા, મારે મારાં બાને મળવું છે.'

'તેં વાંચ્યું દેવ ?'

'હા દાદા, મારે બાને મળવું છે. એક વાર મળવું છે.' બોલતો બોલતો એ પોતાનાં આંસુ અણછતાં રાખવા માટે ઊંચે છાપરા તરફ જોતો હતો.

'મળીને...?'

'કહીશ,'

'શું કહીશ ?'

'કે ચાલો ઘેરે. દાદા બોલાવે છે.'

'મે તો બોલાવેલ નથી. દેવલા, મેં તો તને તેડવા જવા કહ્યું નથી.'

'તો પણ–હું જૂઠું બોલીશ. મેં તુલસી–ક્યારે પગે લાગી જૂઠું બોલવા રજા લીધી છે.'

'દેવુ !' દાદા ગુસ્સે થતા હતા કે રૂદન કરતા હતા તે નક્કી કરવું કઠિન હતું; 'તારે ત્યાં નથી જવું, ના, નહિ જવા દઉં. એ તને અપમાનશે. એ આપણી કોણ, કઈ સગી ! એણે કોરટમાં.. મારાં આ પળીઆં તો જો દેવુ ! એણે મારા આ પળીઆં તરફ પણ ન જોયું. એણે તારા બાપને...એને તું બા કહેવા જઈશ ?'

'હા દાદા, મને એક વાર જવા દો, હું એમને કહીશ.' દેવુ બોલી શકતો નહોતો.

'પણ તું શું કહીશ ?'

'કંઈક કહીશ. અત્યારે શું કહું કે શું કહીશ ? જે કહેવાનું મોં પર આવશે તે કહીશ.'

'મારો દીકરો ! શાબાસ ! પણ નહિ, તને ક્યાંઈક.. તને એ ક્યાંઈક....'

ડોસા કંઈક ભયંકર વાત કહેતા કહેતા રહી ગયા. પછી 'દેવ, મને જવા દે. તું ઘર સાચવ.'

'ના, મને જવા દો દાદા.'

'એકલો કેમ જવા દઉં ?

ત્યાં તો પાછળની પરશાળેથી એક સ્વર આવ્યો : 'હું જ દેવુ જોડે જાઉં તો !'

એ સ્વર જાડો ને ભરડાયેલો હતો. બોલનાર પાછલી પરશાળમાં ઊભા ઊભા બારીમાં ડોકાતા હતા.

એ હતા અર્ધઆંધળા જયેષ્ઠારામ : એણે આ ઘરની પરશાળમાં આસન જમાવ્યાને આજે એક વર્ષ થઇ ગયાં હતાં. પણ કોઈ દિવસ એણે ઘરની કશી વાતમાં રસ લીધો નહોતો. એણે બે ટંક થાળી ભરીને ભોજન, અને બાકીના વખતમાં બને તેટલી નીંદર વગર કશું જાણે કે જીવવા જેવું આ જગતમાં જાણ્યું નહોતું. એણે પાણીનો એક પ્યાલો પણ ઉપાડીને દૂર મૂકયો નહોતો. ઘરનો ઘરાર-ધણી બનીને બેઠેલો એ દગડો, આંધળો, અને વખત આવ્યે કાળઝાળ વઢકણો માણસ આજ એકાએક જાણે મસાણમાંથી ઊઠીને બોલ્યો 'હું જાઉં !'

એ ઘાંટો બિહામણો લાગ્યો. બુઢ્ઢા સોમેશ્વરને ચીડ ચડી. કોઇ દિવસ નહિ ને આજે જ એમનાથી જવાબ અપાઇ ગયો કે 'બેસો બેસો, સમજ્યા વગર શું કહો છો કે હું જાઉં.'

'ના, સમજીને પછી જ કહું છું. મને ખબર ન પડે ભલા ? આ ઘરનું બે ટંક અનાજ ખાઉં છું તે શું હરામનું ખાઉં છું ?'

સોમેશ્વરને આ જવાબે વિશેષ ચીડવ્યા. એણે ફરીથી કહ્યું : 'બેસો બેસો છાનામાના.'

'તો ભલે.' એટલું કહીને જ એ પોતાના આસને બેસી ગયો. ને દાદાએ દેવને કહ્યું 'ના દેવુ, તારે નથી જવું. તાર કરવા દે.'

તાર મોકલીને ફરી વાર ડોસાએ હૃદયમાં શૂળા ભોંકાતા અનુભવ્યા. એણે ફરી વાર કામળાની સોડ તાણી, એણે સારા સમાચાર ન આવે ત્યાં સુધી અન્નનો ત્યાગ નિરધાર્યો.

દરમિયાન દેવુ એ પાછલી પરશાળના નિવાસી આંધળા મામાને (પિતાના મામાને) દોરતો બહાર રવાના થઈ ગયો હતો. બેઉ જણા સ્ટેશન તરફ જતા હતા. પોતાને દોરવા પ્રયત્ન કરતા દેવુને મામા દૂર ગયા પછી કહેવા લાગ્યા, 'તું મારી ફિકર ન કર. હું ક્યાંય નહિ અથડાઈ પડું.'

'તમને દેખાતું નથી ને !'

'દેખવું હોય ત્યારે બધું જ દેખાય–જો પરોવવાં હોયને, તો મોતી યે પરોવી શકું, એવો મારો અંધાપો છે હો દેવુ ! એ પણ અંધાપાનો એક પ્રકાર છે હો દેવુ ! હે–હે–હે–હે–" એમ હસતો હસતો એ 'અંધ' એક નાના પથ્થરને પણ પોતાની ઠેશે ન આવવા દેતો સડેડાટ ચાલ્યો જતો હતો.

'અંધાપાનો એ પ્રકાર' દેવુને તો સાચો લાગ્યો.

'અરે પણ ટિકિટના પૈસા !' દેવુએ એકાએક સ્ટેશને પહોંચી ધ્રાશકો અનુભવ્યો.

'ફિકર કર મા ભાઈ, તું તારે આ લે.' એમ કહી એ 'અંધ' મામાએ પોતાની કમ્મરે હાથ નાખ્યો. બહાર આવેલ એ હાથમાં સફેદ ચાંદીનાં પતીકાં હતાં.

સ્ટેશનેથી દેવુએ દાદાને સંદેશો મોકલ્યો : અમે અમદાવાદ જઈએ છીએ. ફિકર કરશો નહિ. કપડાં મેં લીધાં નથી, ભાભુને કહીશ, કરાવી આપશે.

## પ્રકરણ ચૌદમું

### બારણાં ઉઘાડ્યાં

આંધળા મામાજીએ સ્ટેશનની ટિકિટ–બારી પર ટિકિટો કઢાવી, તે અમદાવાદની નહોતી, નજીકના જ સ્ટેશનની હતી. એણે રૂપિયો વટાવી પૈસા પાછા ગણી લીધા ત્યારે એના અંધાપાએ દેવુને ચકિત કર્યો. એણે ગાડી–ડબાની ભીડાભીડ ભેદી બેઠક લીધી ત્યારે એની આંખો બે હોવાને બદલે જાણે ચાર બની ગઈ. એણે મીંચેલી આંખે જ બધું કામ લીધું. એના હાથ જ્યાં બૈરીઓ બેઠી હતી ત્યાં જ લાંબા થયા, અને 'મેર રે મેર મારા રોયા આંધળા !' એવું બોલતી સ્ત્રીઓ છેટે ખસી ગઈ. 'હશે બાપા ! આંધળો મુવો છું બેન !' એમ બોલી બોલી એણે સલામતીથી બેઠક મેળવી.

માર્ગમાં ટિકિટ તપાસનારો મળ્યો. આંધળા મામાજીએ ચડાપ ચડાપ ટિકિટો બતાવી. 'તમારે ક્યાં જવું છે સુરદાસજી ?' એવું પૂછનાર ટિકિટ–એકઝામીનરને એણે તડાક તડાક જવાબ દીધો 'અમદાવાદ જ તો.'

'આ ટિકિટ અમદાવાદની નથી.'

'ન હોય કેમ સાહેબ ? મેં રૂ. ચાર રોકડા આપ્યા છે.'

'એ તમે જાણો ને તમારા ગામનો ટિકિટ–માસ્તર જાણે. આ ટિકિટો તો ક્યારની પૂરી થઈ ગઈ.'

રેલવે-નોકરના એટલા જ કહેવા સામે આંધળા મામાજીએ આખો ડબ્બો ગજાવ્યો. એણે ભેંકડા તાણી તાણીને રડવા માંડ્યું. તેના આક્રંદે આખા ડબ્બાની અનુકમ્પા જગાવી—

'મારા આંધળાના પૈસા ખાઈ ગયો ! હું હવે ક્યાં જઈશ? હું ગરીબ બામણ છું. બેય આંખે અંધારું ઘોર છે. મેં પંદર દા'ડા સુધી ભીખી ભીખી પૈસો પૈસો ભેગો કર્યો હતો. આ મા વગરનો નાનો છોકરો છે...હે પ્રભુ! જેણે મારા પૈસા ખાધા તેનું ભલું કરજે! હું ગરીબ બરામણ! હું શરાપ દેતો નથી. એનું સારું થજો. મારો જુવાન દીકરો અમદાવાદ મરણપથારીએ છે. હવે હું શું કરીશ? ક્યાં જઈશ?'

એ વિલાપથી તો દેવુ પણ રડવા જેવો થઇ ગયો. મામાજીને આવો વિલાપ કરી દયા જગાડવાની આવડત હતી તે તો દેવુ પણ જાણતો હતો. ઘરમાં કોઈ કોઈ આવા પ્રસંગો બની જતા, ત્યારે મામાજી ગળું અને આંખો વહેતાં મૂકતા. એ વિલાપ કરવાની કળાએ જ મામાજીને માટે દેવુના ઘરમાં કાયમી સ્થાન કરાવેલું. એ જ વિલાપે આ મુસાફરોની અમદાવાદ સુધીની મફતીઆ મુસાફરી મોકળી કરી આપી.

'હોશિયારીથી કામ લેવું જોઈએ દેવુ! આ તો પારકો પરદેશ કહેવાય.' મામાજીએ દેવુના ડંખતા હૃદયને દિલાસો દીધો.

દેવુ મામાજીની આંખો સામે તાકી રહેતો. એ આંખો અધ-બિડાયેલી જ રહી હતી. છતાં અમદાવાદની બજારમાં જાણે મામાજીને કપાળે નવી આંખો ઊઘડી હતી.

'છતે અંધાપે હું તારી સાથે શા માટે આવ્યો છું દેવું, તું જાણે છે?' મામાજીએ વાત ચલાવી : 'તારા બાપને તું એક જ બચાવી શકશે એટલા માટે. અમે કોઇ આમાંથી રસ્તો નથી કાઢી શકવાના.'

દેવુનું હૈયું અંદરથી હોંકારો કરી ઊઠયું. પોતે કઈ રીતે બાપના સત્યાનાશ પામતા જીવતરને ઉગારી શકશે તેની એને ગમ નહોતી પણ પોતે આવ્યો હતો તો કાંઈક કરી જ બતાવવા એટલી એને સાન હતી.

અંધા મામાજીએ દેવુના શરીરે હાથ ફેરવતાં દેવુના ગજવા પર એનો હાથ ગયો.

'અલ્યા, આ શું ભર્યું છે ગજવામાં ?' એણે ચોંકીને દેવુને પૂછયું.

'પથરા ' દેવુના અવાજમાં દબાયેલો મિજાજ હતો.

'શા માટે ?'

દેવુએ જવાબ ન દીધો. પણ એની ઇચ્છા એના મનમાં વધુ વધુ ઘૂંટાતી હતી. એ મનમાં મનમાં કહેતો હતો : એ દુષ્ટા નવી બાને દૂરથી દેખું એટલી જ વાર છે. આ પથ્થરે પથ્થરે એનુ કપાળ ફોડી નાખું. ને એને કાનોકાન ગાળો સંભળાવું કે 'તું દુષ્ટા છે, તું નઠારી છે, તું મારી મુવેલી બાની જગ્યાએ કદી જ ન આવી શકે તેવી છે. અમારા દાદાજીના તુલસી–કયારાનાં પાંદ સૂકાય છે તેનું કારણ કે તું દુષ્ટા છે.' આટલી ગાળો દઇને હું દોડી જઈશ. એ મને પકડવા આવશે તે પહેલાં તો હું ઘરમાં પહોંચી જઈશ. અમારા ઘરનાં તુલસી કંઈ અમસ્થાં કરમાતાં હશે ! દાદાએ જ છેલ્લા ચાર દિવસથી કહેલું કે દેવુ, તુલસીમા દુભાયાં છે. એ કાંઈ ખોટું ના હોય.

દેવુ અને અંધા મામાજી જયારે વીરસુતને ઘેર પહોંચ્યા ત્યારે ભદ્રાબા રસોડામાં બેસી માળા ફેરવતાં હતાં. એના મોં પર દુર્બળતા હતી. એણે ચાર દિવસથી અન્ન લીધું નહોતું. એ ફક્ત બે ટંક ચહા પીને જ જીવતી હતી, એણે ઘરમાં ઘીનો દીવો અખંડ બળતો જ રાખ્યો હતો.

પિતાના ઘરમાં દેવુ ચોરની જેમ પેઠો. અંધ મામાજી બહાર જ ઊભા રહ્યા. ભણેલો ગણેલો ભાણેજ, કૉલેજનો મોટો પ્રોફેસર, પોતાના જૂના, અંધા અને પરોપજીવી સગાને કેવાં આદરમાન દેશે તેની એને ધાસ્તી હતી. એણે દેવુને કહ્યું હતું કે તારા બાપુને પૂછી જોજે, મામા અંદર આવે ? જો ના કહેશે તો હું કોઈ ધર્મશાળામાં ચાલ્યો જઈશ.

દેવુ એકલો પણ બીતો બીતો જ અંદર પેઠો. ભદ્રાબા એને દેખી દડ દડ આંસુડે રડવા લાગ્યાં. દેવુ જાણે દસ બાર વર્ષે દેશાવરથી ઘેર પાછો વળતો હોય એવા ભાવથી એણે દુ:ખણાં લીધાં.

'દાદાજીને કેમ છે ?' ભદ્રાએ પહેલા ખબર પોતાની પુત્રી અનસુના નહિ પણ સસરાના પૂછ્યા.

'ઠીક છે. ને અનસુ પણ સારી પેઠે છે. એ ક્યાં છે ?' દેવુ એટલું પણ ન બોલી શક્યો કે 'મારા પિતા ક્યાં છે.'

'તારા બાપુ આ અંદર સૂતા. તારાં બા આંહીં નથી. એ તો એમના પિયરના કોઈ સગાંને ગામ ગયાં છે. હું આવી છું એટલે બે પાંચ દા'ડા વિસામો ખાવા મેં જ આગ્રહ કરીને મોકલેલ છે.'

ભદ્રાને ખબર નહોતી કે છાપાંનાં કાગળીઆં, એના જેવી ગામડિયણ બાઈની જેમ મોટાં નાનાં વચ્ચેના ભેદ પાડ્યા વગર, અને નિસ્બત ધરાવતાં ન ધરાવતાં લોકોની વચ્ચે કશો વિવેક કર્યા વગર, સૌને, સરખા નિખાલસ જે નિ:સંકોચ ભાવે જ અલક મલકના સમાચારો આપી વળે છે.

'ભદ્રા બા !' દેવુએ કહ્યું : 'દીવા આગળ બેસીને જૂઠું બોલો છો ? મને જલદી કહો, એ નઠારી નવી બા ક્યાં છે ? હું અને મામાજી બેઉ એને જોઈ લઈશું.'

'મામાજી?'

'હા, એ બહાર ઊભા. મારી સંગાથે આવેલ છે.'

થોડી ઘણી લાજ કાઢીને ભદ્રા બહાર ગઈ. એણે આ અંધ ડોસાને એક લાકડીભર ઊભેલો જોયો. એની બંધ આંખો આકાશ તરફ હતી. એ તો પગલાં પારખી ગયો. એણે ભદ્રાની બાજુએ જોયા વગર જ તુર્ત પૂછ્યું: 'કેમ છો બેટા? દેવુએ કજિયા કર્યો કે અમદાવાદ જોવા જવું છે. એટલે હું સાથે આવેલ છું.'

'દેવુ, કહે મામાજીને, અંદર આવે.'

ભદ્રા પોતા દિયરની પ્રકૃતિથી બીતી બીતી પણ એ અંધ ડોસાને અંદર લઈ આવી. ડોસો એક પાછલો ખૂણો શોધીને લપાઈ બેસી ગયો. પૃથ્વીમાં પોતાને કૂતરાને લપાવા•જેટલી પણ જગ્યા જડી જાય તો યે પૃથ્વીનો હરદમ ઉપકાર ગાયા કરે એવા પ્રકારના માનવીઓ આ વિશ્વમાં ઘણા છે. અંધા મામાજી અંદરખાનેથી એવો આભારભાવ અનુભવતા બેઠા. પોતે જોઈએ તેથી વિશેષ તો એક તસુ પણ જગ્યા નથી રોકતો ને, તેની તેણે સંકોડાઈ સંકોડાઈને ખાતરી કરી લીધી.

પિતાના ઓરડામાં પ્રવેશવાની હિંમત દેવુ ન કરી શકયો. બાપ પોતાને કોઈ છે જ નહિ, પુત્ર તરીકેનો એનો દાવો કુદરતે જ જાણે રદ કરેલ છે, પોતાની મૂવેલી બા કશોક એવો ગુનો કરીને ચાલી ગઈ છે કે જેની શિક્ષા પોતાને પિતૃહીન બનીને ભોગવવાની છે, આવી આવી લાગણીએ દેવુના અણસમજુ હૃદયમાં પણ વાસ કરી લીધો હતો.

'આ લે દેવુ,' ભદ્રાએ કહ્યું: 'તારા બાપુને જો તું આ ચાનો પ્યાલો પાઈ આવે ને, તો હું તને બહાદુર કહું.' ભદ્રાબાએ દેવુને ચહા કરીને દીધી.

'બાપુજી !' વીરસુતના ખંડને બંધ બારણે દેવુનો સ્વર સંભળાયો.

વીરસુત તે વખતે થોકબંધ કાગળોમાંથી ઉતારા કરી રહ્યો હતો. એ કાગળો કંચનના લખેલા, જૂના વખતના હતા. એમાં કંચને જે પ્રેમના ઊભરા ઢોળ્યા હતા તે બે ઉપરાંત ત્રીજા કોઈ માનવીની આંખે ન પડી શકે તેટલા પવિત્ર ગણાય. પણ એ જ કાગળો આવતી કાલે અદાલતમાં રજૂ થઇ અખબારોમાં પિરસાવાના હતા. પ્રેમના અનવધિ ઉમળકાના ઘૂંટડા ભરતે ભરતે વાંચેલા એના એ જ પ્રેમપત્રોની અંદરથી વીરસુત અત્યારે વૈર વાળવાના પુરાવા વીણતો હતો. એ વીણ-વામાં પોતે એટલો મશગૂલ હતો કે એના ખંડની બારીના વાછટીઆ પર બેસીને ગાતા એક નાના પક્ષીને પણ એ દાંત ભીંસી ભીંસી વારંવાર ઉડાડતો હતો.

આ 'બાપુજી !' જેવો નવો બોલ પ્રથમ તો એને અસહ્ય લાગ્યો. 'બાપુજી' શબ્દ એણે પારખ્યો જ નહિ. ફક્ત કોઇક બોલે છે, ને એ બોલનાર જો ભદ્રા હોય તો એને સાંજની ગાડીમાં ઘેર ચાલ્યા જવા કહી દેવું જોઇએ, ને નોકર હોય તો કાલથી ન આવવા કહી દેવું જોઇએ, એમ વિચારી એણે ભડાભડ, ગુસ્સાના આવેશમાં બારણા ઉઘાડયાં.



## પ્રકરણ પંદરમું

### 'સુકાઈ ગયા છો !'

'**શા** માટે પણ મારો જીવ...'

એટલું બોલતે વીરસુતે જ્યારે ભડોભડ બારણાં ખોલ્યા ત્યારે એણે દસ વર્ષના દેવુને દીઠો. કેમ જાણે રોજની વેળાએ આવ્યો હોય તેમ દેવુ બોલ્યો, ' બાપુજી, ચહા પી લો. '

પ્રોફેસર વીરસુતે પોતાની દૃષ્ટિ સામે દીઠું–પોતાનું બાળક નહિ, પણ જાણે પોતાનું પાપ : કુદરતનો જાણે પોતાના ઉપર કટાક્ષ : પોતાની ગત પત્નીએ જાણે પકડાવેલો પત્થર સમો બોજો : કોઈક ત્રાહિત સત્તા જાણે પોતાના યૌવન પર આ અત્યાચાર કરી નાસી ગઈ છે !

જેને પોતે કદી ચાહી નહોતો શક્યો તે સ્ત્રીએ કેમ જાણે પોતાની આશાભરી યુવાવસ્થાનાં કિરણો શોષી લઈને એક અંગાર સળગાવી પોતાના જીવનમાં આપી દીધો હોય ! આવડું બાળક મારે હોઈ જ કેમ શકે ? હું અભ્યાસ કરતો હતો ત્યારે આ શિશુને અવતારવા હક્ક જ શો હતો ? હું શું આવડા છોકરાનો બાપ હોઈ શકું ! દેવુની હાજરીનો એને સર્પદંશ લાગ્યો. મૂવેલી પત્ની એના જોબન સાથે આ કશીક છલભરી રમત કરી ગઈ હતી. એને

પોતે કોઇ દિવસ ખોળામાં બેસાર્યો નહોતો, રમાડ્યો નહોતો, એક રમકડું પણ આણી દીધું નહોતું, વેકેશનમાં પિતા આવશે ને એકાદ ઝબલાનું કપડું, એકાદ ફૂટબોલ, એકાદ નાનું એરોપ્લેન લેતો આવશે એવી આશા સેવતી બેઠેલી પત્નીને મળતી વખતે વીરસુત યાદ કરી આપવાનું ચૂકતો નહિ કે 'આ તો તારી દેહલોલુપતાનું પાપી વિષફળ છે વગેરે વગેરે.'

એવો છોકરો આવડો મોટો કેમ કરતાં થઈ ગયો ! હજુ ય મોટાને ને મોટો થતો કેમ જાય છે ! જેમ જેમ એ વયમાં ને ઊંચાઈમાં વધે છે તેમ તેમ એ જાણે કે જગતની સમીપ મારી નાલાયકી અને મારી વધતી જતી ઉમ્મર પોકારી રહે છે. હું ક્યાં આનો બાપ બનવા જેવડો ઉમ્મરવાન આધેડ બની ગયો છું ! હું તો હજુ યૌવનના ઊંબરમાં પગ મૂકી રહ્યો છું. મારી જોડીના જુવાનો તો હજુ પ્રણય કરી રહેલ છે !

ચહાનો પ્યાલો દેવુના હાથમાં થંભી રહ્યો છે ત્યાં તો આવા આવા વિચારોની, એના માથાના પોલાણમાં, કૈક સૂસવાટીઓ બોલી ગઈ. એ ઉતાવળી જીભે કહેવા જતો હતો કે 'આંહીં મારી ચેષ્ટા જોવા આવેલ છો ને ! તારી બાની શિખવણી મુજબ મારા પર વેર લેવા આવેલ છો ને !' પરંતુ એટલું બોલતા પહેલાં એની જીભને ઝાલી રાખનારૂં કોણ જાણે કેવું યે રાંકપણું એણે દેવુના ગોળ નાના ચહેરામાં દીઠું. એણે પ્યાલો દેવુના હાથમાંથી લીધો, કે તૂર્ત દેવુએ કહ્યું 'બાપુ, અમે હમણાં જ આવ્યા, પણ હું તો દાદાજીથી નાસીને આવ્યો છું.'

'કેમ ?'

'તમારી પાસે જલદી આવવાનું મન થયું. ને મામાજી મૂકવા આવ્યા.'

'ક્યાં છે?'

'ઓ રહ્યા, ગ્યાસલેટના ડબાવાળી ઓરડીમાં બેઠા છે. એ તમારાથી ડરે છે બાપુ! કોણ જાણે કેમ પણ એ ડરે છે.'

'તું નથી ડરતો?'

'હું ડરતો હતો. હવે નથી ડરતો.'

'કેમ?'

'કેમ કે તમે મારો ચહાનો પ્યાલો લીધો.'

દેવુનું બોલવું બાપને બીકથી ભરેલું જ ભાસ્યું. આ છોકરો હજુય ડરી જ રહ્યો છે, ડરે છે તેથી જ મને ફોસલાવે છે, ને મારી ખુશામત કરે છે. જે જુવાનને પત્નીએ તિરસ્કારી તરછોડી ધુતકારી પારકાને હાથે માર ખવરાવ્યો હતો, જે પ્રોફેસરને મિત્ર ગણાતા માનવીએ પોતાના જીવનના આંતર્ગત સંસારમાં પણ તાબેદાર ગુલામ બનાવ્યો હતો, તેના તેજોવધ ઉપર જાણે આ છોકરાની ખુશામતે ટાઢા જળની ધારા રેડી.

પિતાએ ચહા પી લીધી ત્યાં સુધી બાળક નોકર જેવો બની ઊભો રહ્યો. પિતાના ઘરમાં પેસનાર બાળકને પિતાની ગૃહસામગ્રી ફેંદવાનો, દીવાલ પરની તસ્વીરો પલંગ પર ચડી ચડીને જોવાનો, તોડવાનો, ફોડવાનો ને શાહી કે ગુંદર ઢોળવાનો જન્મસિદ્ધ હક્ક હોય છે, એવા એક પણ હક્કનો ઉપયોગ કર્યા વગર દેવુ ઊભો રહ્યો એ પિતાને સારૂં લાગ્યું.

ચહાનો ખાલી પ્યાલો ઉઠાવીને દેવુ પિતાના મો પર તાકતો જ ઊભો હતો.

'શું જોવે છે ?' પિતાએ કડકાઇ બતાવવાનો દુર્લભ મોકો પોતાના સતત અપમાનિત જીવનમાં અત્યારે મેળવ્યો.

'તમે સુકાઈ ગયા છો. દાદાજી દેખે તો શું કહે ?' એમ કહી બાળક બીજી બાજુ જોઈ ગયો.

'તમે સુકાઇ ગયા છો' એટલું જ વાક્ય: વીરસુતની ખોપરીની કોઇ એક અંધારી અવાવરૂ ગુફાનાં દ્વારને ધકેલીને અંદરની રજ ઉરાડતો, ઘણાં વર્ષો પૂર્વે મગજના ભોંયરામાં સુષુપ્ત પડેલો આ સુર કોનો સળવળી ઊઠયો ? આ જ વાકય મને કોણ કહેતું હતું ? કોઈક વારંવાર કહેતું ને એ સાંભળતી વારે સખત કંટાળો છૂટતો. સામો હું જવાબ વાળતો, 'તારે તેની શી પડી છે ! '—હા, હા, યાદ આવ્યું. દેવુની પરલોકે પળેલી બા જ એ બોલ બોલતી. રજાઓમાં જ્યારે જ્યારે નછૂટકે મળવા જવું પડતું, ત્યારે ત્યારે આ નાના છોકરાને મારા ખોળામાં મૂકવા પ્રયત્ન કરતી એ સ્ત્રીના હાથને અને હાથમાંના બાળકને હું તરછોડી નાખતો. ને એ તરછોડવું ગળી જતી, કોઈને ખબર પણ ન પડી જાય તે આવડતથી એ અપમાનને પી જતી. પોતે જાણે પોતાનાં જાતને જ એ અપમાનનું ભાન ન થવા માટે બોલી ઊઠતી કે 'તમે સુકાઇ ગયા છો !'

આ છોકરોય શું એ દિવસોની અભાન સ્થિતિમાં સાંભળેલો પોતાની બાનો એ બોલ યાદદાસ્તમાં મઢી રાખી આજે ઉચ્ચારતો હતો !

પ્રોફેસરને આ બધું નહોતું ગમતું. દીકરો બોલે તે તો ગમતું હતું પણ એના બોલવા પરથી જે ભૂતકાળ યાદ આવતો હતો તેની અકળામણ થતી હતી.

પણ આ છોકરો મારા પર શું શું વીતકો વીતી રહેલ છે તે જાણતો હશે ! જાણતો ન હોય એમ બને નહિ. ભદ્રાભાભી. બધું જ જાણીને બેઠાં છે, એમણે પણ કહ્યું જ હશે ને.'

'ભદ્રાબાએ તને કાંઇ કહ્યું?' એણે પૂછ્યું.

'કહ્યું કે મારાં બા થોડા દિવસ માટે મારા મામાને ઘેર ગયાં છે.'

એટલું બોલી દેવુએ ફરી વાર મોં ફેરવી લીધું એના અનુચ્ચારણમાંથી જ બધી માહિતી બોલી રહી હતી. વીરસુતના મન પર તો એક જ અસર ઘુંટાયે ગઇ. ભદ્રા આટલા દિવસથી ઘરમાં હતી ને આટલી આટલી આબરૂહાનિની પરંપરાની તલેતલ સાક્ષી હતી છતાં એક પણ વાર એકાદ શબ્દ પણ એ સંબંધે એણે ઉચ્ચાર્યો નહોતો. છોકરો સર્વ વીતકોની જાણ લઇને આવેલ છે પણ એક ઇસારોય કરતો નથી. આ લોકો મને મેંણાં ટોંણાં કેમ મારતાં નથી? મારો ત્યાગ કરીને કેમ ચાલ્યા જતાં નથી? એવું કાંઇક અવળું વેણ બોલત તો તો એમને ખખડાવી નાખી આંહીંથી હાંકી કાઢવાનું પણ એક કારણ મળી જાત! પણ વીરસુતના હાથમાં આ સ્વજનોએ એકેય હથિયાર આપ્યું નહિ.

એણે દેવુને કહ્યું, 'ભદ્રાબાએ ચહા પીધા?'

'ના.'

'તું પાજે. અને સાથે કશુંક ખવરાવજે. એમણે ત્રણ દિવસથી ઉપવાસો કર્યા છે.'

બોલાઈ તો ગયું, પણ પછી બીક લાગી, કે કદાચ દેવુ ઉપવાસનું કારણ પૂછશે. એવું કશું જ પૂછયા વગર દેવુ બહાર નીકળી ગયો.

એના ગયા પછી વીરસુત ફરી ટેબલ પર બેઠો. પણ એનું ચિત્ત ટેબલ પરથી ચાલી નીકળ્યું હતું તે પાછું આવતું નહોતું.

'આવતી કાલે તો કેસ ચાલવાનો છે. એ દુષ્ટાનો અને એના રક્ષક ભાસ્કરનો પૂરેપૂરો ભવાડો કરવો છે. શહેરનો એક પક્ષ પોતાને

પક્ષે પણ ઊભો રહેનાર છે. ત્રણચાર દંપતી-જીવન પર ભાસ્કરે શિરજોરી ચલાવી હતી તેઓ પોતપોતાની દાઝ એકઠી કરીને વીરસુતની સહાયે ઊભવાના છે. વકીલો પણ પોતાની વહારે ધાનાર છે. અને કેટલાક ખાટસવાદીઆ લોકો પણ આ તમાશામાં રોનક પૂરવા વીરસુતના પક્ષે ઢોલકી વગાડવા લાગ્યા હતા. વીરસુતનો પુરાવો મજબૂત કરવા માટે એક વ્યક્તિ તો ઘરમાં જ બેઠી હતી, એ હતી ભદ્રા. ભદ્રાને અદાલતમાં તેડી જવાનું કાર્ય જરા કઠિન હતું. પણ દેવુ આવ્યો છે એટલે એમાં સરલતા થવાની આશા હતી.

આવી કડીઓ અંતરમાં ગોઠવતો વીરસુત પોતાના કદ્દર નિશ્ચયની વધુ વધુ કદર કરી રહ્યો હતો, ત્યાં દેવુએ પાછા આવીને ખબર દીધા. 'બાપુ, ભદ્રાબાએ ચહા સાથે દશમી પણ ખાધી છે. તમે ચહા પીધી એટલે એણે પણ પીધી છે. એ કહે છે કે તમે ખાશો પીશો તો એ પણ ખાશે પીશે.'

'વારૂ.' એમ કહી વીરસુત ભદ્રાની પાસે અદાલતમાં આવવાની વાત મૂકવાનો સમય વિચારી રહ્યો.

સાંજનો સમય હતો. દેવુ બહાર નીકળી પડ્યો. એણે વીણી વીણીને થોડા વધુ પથ્થરો-ગોળાકાર સુંદર પથ્થરો, ઘાટીલા, વજનદાર અને ઘા કરવામાં ફાવે તેવા સરખા પથ્થરો પોતાનાં બીજાં ખિસ્સામાં પણ ભર્યા. પોતાનો ઘા કેટલે દૂર જઈ શકે છે ને પોતાની તાક કેવીક ચોક્કસ છે એ નક્કી કરવા એણે ઝાડનાં પાંદડાં પર પથ્થરો ફેંકી પણ જોયા. ફેંકતો ફેંકતો એ વિશેષ દૂર ગયો. સારી પેઠે એકાંત મળતી ગઈ. આવી નિર્જનતામાં જો પેલી નઠારી નવી બા મળી જાયને, તો તો મારું કામ પાકી જાય. એવી એવી કલ્પના એના નાનકડા માથાને ધગાવી રહી.

એવામાં એણે એક સ્ત્રીઓનું ટોળુ દીઠું. બીજી સ્ત્રીઓ એમાંની એક સ્ત્રીને પકડીને હાથ ખેંચી રહી હતી. સાથે બે ત્રણ પુરુષો પણ હતા. જે સ્ત્રીનો હાથ ખેંચાઇ રહ્યો હતો તે જાણે કે આગળ વધવા આનાકાની કરતી હતી. દેવુ જેમ નજીક પહોંચ્યો તેમ તો તેણે પેલી હાથ ખેંચનારીઓના સ્વરો પણ સાંભળ્યા.

'ચાલ તું તારે. રસ્તો કાંઈ કોઈના બાપનો નથી, આ તો જાહેર રસ્તો, હિંમત કરીને નીકળ. શું કરી નાખવાનું છે કોઈ ?'

'કરી તો શું નાખશે કોઇ !' પેલી સ્ત્રી જવાબ દેતી હતી. 'પણ મને એ જગ્યા, એ ઘર, એ બધું જ હવે ખાવા ધાય છે.'

'ચાલ ચાલ, એની આંખોને ચગદતાં જ ચાલ્યાં જઇએ. એની છાતી પર થઇને ચાલીએ. અમસ્થાં કંઈ આપણે ઊંચાં નહિ આવી શકવાનાં !'

બીજીએ કહ્યું. 'અમે તો એને શેમ શેમ પોકારવાનાં, ચાલ.'

એમ બોલતી એ સ્ત્રીઓ પેલી અચકાતી સ્ત્રીને લેતી આગળ વધી ને દેવુએ એ અચકાતી સ્ત્રીને ઓળખી. એ જ નવી બા ! એના હાથ ચળવળી ઊઠ્યા.

•

# પ્રકરણ સોળમું

## સમશાને દીઠા

**નવી** બાને ઓળખી—અને દેવુનો હાથ ઢીલો પડયો. પથ્થર એની હથેળીના પરસેવામાં રેબઝેબ બન્યો, ને પછી ધીરે ધીરે એ પથ્થર હાથમાંથી સરી પડી, પૃથ્વીને ખોળે ચાલ્યો ગયો.

આમ કેમ બન્યું? ખુન્નસ ક્યાં ગયું? દાઝ કેમ ટક્કર ઝીલી ન શકી?

દેવુએ દીઠી, પોતે કલ્પી હતી તેનાથી સાવ જુદી જ એ સ્ત્રીની મુખાકૃતિ; કલ્પી હતી, બહેકેલી, ફાટેલી, બેશરમ અને નફટાઈના રંગો ઉછાળતી મુખાકૃતિ; પ્રત્યક્ષ દીઠી, વેદનાભરી, લજ્જાભરી, શોકાર્ત અને પરવશ નારી-પ્રતિમા; જાણે એ તો આકુલ અને દિશાશૂન્ય બની ગઇ હતી. સાથીદાર સ્ત્રીઓ એને આમ તેમ ખેંચતી હતી. સાથીદાર પુરુષો પણ એને આગળ થવા ધકાવી રહ્યા હતા. એની અનિચ્છાને સાથીદારો જોરદાર શબ્દોના ચાબુકો લગાવી ઉત્તેજિત કરતા હતા. એની દશા તળાવમાં માછલાંના ઠેલા ખાતા કોઇ નિર્જીવ લાકડાના ટુકડા જેવી, પવનની ઘુમરીમાં ચક્કર ચક્કર ચકડોળે ચડેલા કોઇ અજડ પડીઆ જેવી દેખાઈ.

સાથીઓમાંથી એક પુરુષ ટોણો મારી રહ્યો : 'ભણી, ગણી, બંડખોરીનાં ભાષણો પણ કરતી હતી, આજે કોણ જાણે એ બધું ક્યાં ગયું ?'

'સ્ત્રીઓ તો બસ બોલવે જ શૂરી હોય છે. ફરી દેખાડવાનો મોકો મળે છે ત્યારે તો છાતી બેસી જ જાય છે. કાલે કોર્ટમાં ઊભીશ ત્યારે તારું શું થશે, હેં કંચન ? યાદ રાખ, જો ત્યાં તારી જીભ થોથરાઈ છે ને તો...'

એ પુરુષે બાકી રહેલું વાક્ય શબ્દોથી નહિ પણ આંખોના ડોળાના ધુરકાટ વડે જ પૂરું કર્યું. એના ડોળા આખા ટોળા પર પથરાઈ વળ્યા.

'એ તો ભાસ્કર ભાઈ !' એક બીજી સ્ત્રીએ કહ્યું : 'કોર્ટમાં તમારે એની જુબાની થાય ત્યારે સામે જ જોઈ ઊભવું પડશે. નહિતર એ કાંઈકને બદલે કાંઈક ભરડી મારશે.'

ટોળાની પાછળ પાછળ થોડે અંતરે ચાલ્યો જતો દેવુ આ વાર્તાલાપ સાંભળતો ઊકળતો હતો, કમ્પતો હતો, ફાળ ખાતો હતો, જાણે કોઈ રાક્ષસી માયાના ઓળા તળે પોતે ચાલ્યો જતો હતો.

ને એણે ઓળખ્યો—નવી બાના મદદગાર ને રક્ષણહાર એ સ્ત્રી-સન્માનના આદર્શધારી ભાસ્કરને. એ ભાસ્કરે પેલી સૂચના આપનાર સ્ત્રીનો બરડો થાબડ્યો તે પણ દેવુએ જોયું. પોતે આ દૃશ્યને અને આ વર્તનને જોવા ટેવાયેલો નહોતો. દેવુની અશક્ત લાગણીઓ જાણે કે તાતી તીણી સોટીઓ બનવા તલસી ઊઠી.

પિતાનું ઘર નજીક આવતું હતું. ટોળું 'શેમ શેમ'ના શોર ધીરે ધીરે ઉઠાવતું હતું. એની વચ્ચે નવી બા અકળાતી અકળાતી નીચે

જોઇ મ્લાન વદને ચાલતી હતી, ને એની પીઠ થાબડતો ભાસ્કર કહેતો હતો, "હિંમત રાખ, બહાદુર બન."

મકાન નજીક આવ્યું. કંચને મહામહેનતે ઊંચું માથું કરી મકાન તરફ જોયું. જોતાંની વાર એ ઝબકી. સૂર્યાસ્ત થઈ ગયો હતો. વીજળીના દીવા ઝળહળતા હતા. દીવાના એ ઝળહળાટમાં પતિના ઘરના બગીચાનાં ફૂલઝાડ વચ્ચે એણે એક પુરુષને ઊભેલ દીઠો. ઊંચી દેહ-કાઠી, ઉઘાડે શરીરે જનોઈના સફેદ ત્રાગડા ઝૂલતા હતા. કપાળ પર ચાંદલો હતો. હાથ જોડી, પ્રશાંત મને ઊભો ઊભો, એ સાઠેક વર્ષનો પુરુષ ગંભીર સંધ્યાના કોઈ નિગૂઢ આત્માને નમતો હતો. 'શેમ શેમ' શબ્દોથી ચમક્યા કે ઝબક્યા વગર એનું મોં પ્રાર્થનામાં ભીંજાતું હતું.

એને દેખતાં જ કંચન થંભી. ટોળામાંથી પાછી ફરી. ઉતાવળે પગે એ નાસી છૂટી, એને શું થયું તેની સમજ ન પડતાં સૌ થોડી વાર થોભ્યાં, પછી બધાં પાછાં કંચનને પકડવા દોડયાં, બૂમો પડતી હતી : 'બીકણ ! બાયલી ! નિર્માલ્ય !'

બધાં એ બોલતાં રહ્યાં, અને કંચને દોટ કાઢી. એ કઇ ગલી તરફ દોડી ગઇ તેની કોઇને જાણ નહોતી. બધાં ધીમાં પડયાં, ફક્ત ભાસ્કર ઉતાવળે કંચનની શોધમાં ચાલ્યો.

અરધી દોડતી ને અડધી ચાલતી એ નારી પાછળ પાછળ જોતી હતી. એને દોડતી દેખી દેવુ પણ ગલીમાં આગળ દોડયો ગયો હતો. ગલીને ખૂણે એક આસોપાલવના ઝાડ હેઠળ એ છાયામાં ઊભો હતો. આસોપાલવની બાજુએ જ કોઇકના બંગલાના ચોગાનમાંથી 'રાતની રાણી'નાં પુષ્પો છૂપી સુગંધ છોડી રહ્યાં હતાં.

દેવુએ બાને દોડતી આવતી દીઠી. સીધે માર્ગે એ દોડી જશે ત્યારે પથ્થર લગાવવાનો લાગ મળશે એવી એને આશા હતી.

ત્યાં તો કંચન પણ સીધો માર્ગ છોડી આસોપાલવની છાયા હેઠળ થાક ખાવા ઊભી રહી. દેવુ અને કંચન લગોલગ થઇ ગયાં. દેવુએ કંચનની છાતીની હાંફે હાંફે સ્પષ્ટ શબ્દો સાંભળ્યા : 'હાશ ! હાશ ! હે ભગવાન ! આમાંથી છોડાવો !'

શામાંથી છૂટવા માગતી હતી આ યુવતી ? પોતાને પ્રાપ્ત થયેલી સ્વતંત્રતામાંથી ! પોતાને સાંપડેલી નૂતન યુગનાં પૂજકોની સહાનુભૂતિ-માંથી ! પુરુષના જુલ્મો ઉઘાડા પાડવાની પોતાને આવતી કાલે જ મળવાની તકમાંથી ? શામાંથી ?

હાંફતી હાંફતી એ ફરી વાર બોલી : 'ઓ મા !'

અને કોણ જાણે કેમ પણ દેવુના હાથમાંથી બીજો પથ્થર પણ નીચે પડી ગયો, ને એની જીભેથી શબ્દ છૂટી ગયો :

'બા !'

'બા !' એવા ઉચ્ચારણને ન ટેવાયેલી હોવા છતાં કંચન કોણ જાણે કયા ભાવથી, કયા કુતૂહલથી, કઇ દિલસોજીથી એ ઉચ્ચારણ કરનાર તરફ ફરી. ઘાટી વૃક્ષ–છાંયા જાણે કે કોઈ બારેક વર્ષના બાળકને ખોળામાં લપેટી રહી હતી. બેઉની વચ્ચે એક દૃષ્ટિ થઈ શકી નહિ, ને કંચન 'કોણ છો અલ્યા !' એટલું પૂછવા જાય છે, ત્યાં તો એની પાછળ એના ખભા પર ભાસ્કરનો પહોળો પંજો જરા જોશથી પડ્યો. 'બા' શબ્દ બોલનાર બાળકને કંચન પૂરો પારખે તે પૂર્વે તો એને આ પંજાના મૂંગા પછડાટથી ચોંકી પાછળ જોવું પડ્યું.

'અરે ! અરે !' ભાસ્કરે માર્દવભીની વાણી કરી : 'આટલી ચમકે છે શાને વારુ ?'

બોલતે બોલતે ભાસ્કરનો હાથ કંચનના ખભા પરથી ચડીને

એના માથા પર ફરવા લાગ્યો. એણે કહ્યું: 'તું ચમક ના. હું તારી સાથે જ છું. ચાલ આપણે ફરીને જઈએ.'

'ના પણ...' કહેતે કંચને ભાસ્કરનો હાથ પોતાના શરીર પરથી હળવેથી દૂર કર્યો.

'વારૂ ! કંઈ નહિ ! કાંઈ નહિ કરૂં. નિર્ભય રહે. પણ મને કહે તો ખરી, તું કેમ પાછી નાઠી ?' ભાસ્કર પાસે તો મૃદુતાનો પણ અખૂટ ખજાનો હતો.

'મારા–મારા–સસરા જેવા મેં દીઠા કોઈક.' કંચને સાડી સંકોરતે સંકોરતે કહ્યું.

'ક્યાં દીઠા ? કોણ તારા સસરા !'

'બગીચામાં સંધ્યા કરતા ઊભેલા દીઠા.'

'ઓળખી કાઢ્યો ?'

'ઓળખાઈ જાય તેવા છે. મને એની લજ્જા આવે છે, એ કાલે કોર્ટમાં હાજર રહેવાના હશે, શું થશે ?'

'તો શું છે ?'

'હું એમની સામે કેમ કરી ઊભી શકીશ ?'

'ઘેલી ! વેવલી ! શી લાગણીવશતા ! એ બાપડાની શી તાકાત છે કે કોર્ટમાં ઊભો ય રહી શકે ? હું એના કાનમાં કીડા ખરે તેવો મામલો મચાવીશ, જોજે તો ખરી ! ચાલ હવે.'

એમ કહેતે કહેતે એણે ફરીથી કંચનના દેહ પર હાથ થાબડવા પ્રયત્ન કર્યો. પણ કંચન જાણે ત્યાં ઊભેલા આસોપાલ-

વની છાંયાની જનશૂન્યતાથી પણ શરમાતી હોય તેમ એ હાથને દૂર ઠેલી ચાલી.

'આ શા ચાળા માંડયા છે?' અપમાન પામ્યા જેવો ભાસ્કર પોતાના સત્તાવાહી અવાજ પર ફરી પાછો આવતો થયો.

'પગે લાગું ભાઇસાબ, અત્યારે નહિ.' કંચન રગરગતી હતી.

'પણ આ તે શા લાગણીવેડા ! હવે છેક આજે ઊઠીને ! આટલા દિવસ તો...'

'છોડો મને બાપુ ! પગે લાગું.' કહેતી કંચન જેમ જેમ, પેલા 'બા' શબ્દોચ્ચાર તરફ ચમકતી નજર નાખતી નાખતી દૂર નાસતી હતી, તેમ તેમ ભાસ્કર વધુ ને વધુ આક્રમણકારી બની રહ્યો હતો.

'હું તને કાંઇ નથી કરતો, જરાય સતાવવા નથી માગતો, આ તો સુંદર આસોપાલવની છાંયા છે, ને રાતની રાણી ક્યાંકથી મહેકે છે ને, એટલે તને બીધેલીને જરાં શાંતિ મળે માટે...'

પણ એના શબ્દોમાં કે ઝાડની છાંયમાં કે રજનીગંધાની સૌરભમાં કંચનને ન જંપવા આપે તેવો એ ઉચ્ચાર ત્યાં જાણે કે પૃથ્વીના દુઃખિત હૃદયમાં બાંકોરૂં પાડીને નીકળી ચૂક્યો હતો : 'બા.'

'બા' શબ્દ બોલનાર એ અજાણ્યું બાળક ત્યાંથી છેટે સરી ગયું હતું. બે દીવાલો જ્યાં મળતી હતી તેના ખૂણાને અઢેલીને લપાઇને ઊભું હતું. જાણે એ કોઇ માતૃહીન ભિખારી બાળક હતું.

'તું ત્યાં શું જોઇ રહી છે?' ભાસ્કર કંચનને ઠપકો દેવા લાગ્યો.

'ચાલો હવે મારે જલદી 'આશ્રય-ધામ'માં પહોંચી જવું જોઇએ.' કંચને ઉતાવળ માંડી.

પતિગૃહ ત્યજાવીને ભાસ્કરે કંચનને તે જ દિવસથી શહેરના 'આશ્રય-ધામ'માં મૂકી દીધી હતી. બંડ કરનારી, જુલ્મોમાં સપડાયેલી, અન્યાય સામે શિર ઊંચકીને નાસી છૂટનારી સ્ત્રીઓને માટે 'આશ્રય-ધામ' શરણાગતિનું સ્થાન હતું.

'આપણે થોડું ફરીને જઈએ.'

'મોડું થાય. નાહક ત્યાં સૌ વહેમાય.'

'ન જ વહેમાય. તું ક્યાં બીજા કોઈની સાથે છે? મારી સાથે છે ને! મારી સાથે આવનાર ઉપર જે વહેમાય તેની ખબર કેમ લેવી તે હું જાણું છું. ચાલ તું તારે.'

એમ કહીને કંચનના બરડા પર ફરી હાથ થાબડનાર ભાસ્કર હસ્યો. એ હાસ્યથી આસોપાલવનાં પાંદડાં જાણે હલી ઊઠ્યાં, ને એ હાસ્યથી પેલો ખૂણામાં લપાયેલો છોકરો દેવુ સવિશેષ સંકોડાયો.

•

## પ્રકરણ સત્તરમું

### સમાધાન

બેઉ જણાં ત્યાંથી સારી પેઠે દૂર નીકળી ગયાં ત્યારે ખૂણામાંથી નીકળીને દેવુ નાઠો. પાછળ કદાચ પેલો માણસ આવશે ને પકડી પાડશે એવી બીકે ફડક ફડક થતો એ માંડમાંડ રસ્તો પૂરો કરી શકયો. આખે માર્ગે એના અંતરમાં ઊર્મિઓની ધુમાધુમ ચાલી. પણ બીજી બધી વાતોને વિસરાવે તેવો ભય એના અંતરમાં ઊઠયો. આ નવી બા શું કહેતી હતી? શું દાદા આવી પહોંચ્યા હશે? તો તો એ મને મારશે. એ તો ઠીક, પણ દાદા કાલે આ નવી બાને નફટાઇથી કોર્ટમાં ઊભેલી જોશે તો એને શું થશે? આ ભાસ્કર એની કેવી દશા કરશે? આ માણસ કોણ છે? એ નવી બા સાથે આમ કેમ વર્તન કરે છે? ને નવી બા શું દાદાને દેખી શરમાઇને નાઠાં? દાદા પ્રત્યે એને શું વહાલ છે? અદબ અને માન છે? હું જલદી જઇ દાદાને વાત તો કરૂં.

દેવુ ઘેર પહોંચ્યો ત્યારે સાચોસાચ એણે દાદાને આવેલા દીઠા. પોતે જે ટ્રેનમાં આવ્યો તે પછીની બીજી જ ગાડીમાં દાદા રવાના થઇને ઉપવાસી મુખે મુસાફરી કરી આવ્યા હતા.

દેવુએ જઇને દાદા કશું બોલે તે પહેલાં જ કહ્યું, 'દાદાજી! મને હમણાં ન વઢતા. હમણાં મને એક વાત કરી લેવા દો. નહિ તો

પછી એ વાત હું કરી નહિ શકું. દાદાજી ! એ વાત મારે તમને એકલાને જ કહેવી છે.'

બાગમાં બેઠેલા એકલવાયા દાદાને તો દેવુ પર રોષ કરવાના હોશ જ નહોતા રહ્યા. એણે પોતાની સાંધ્ય-પૂજામાં 'શેમ ! શેમ !'ના તિરસ્કાર-સ્વરો સાંભળ્યા હતા. એનું મન પુત્રવધૂને એક વાર એકાંતે મળવાનું હતું. એના ઉપર તો એ આવીને ઊભા રહ્યા કે તુર્ત પુત્ર વીરસુતનો રોષ તૂટી પડયો હતો. એ સુનમૂન એકલા બેઠેલા પુરુષને દેવુએ પહેલો જ બોલ આ કહ્યો : 'દાદાજી, બાને ખબર પડી છે કે તમે આવેલ છો. બા શરમાયાં લાગે છે.'

દેવુની એ આખી અનુભવ કથા સાંભળતાં જ વૃદ્ધની આંખો ચાંદનીનાં કિરણોને ઝીલતી ચમકી ઊઠી.

ઝળકી ઊઠેલી આંખોને આ વૃદ્ધ બ્રાહ્મણે થોડી ઘડી મીંચી રાખી. એના મનમાંથી આર્તનાદ ઊઠયો 'નિરબલ કે બલ રામ !' બિડાયેલી આંખોમાંથી અશ્રુધાર વહી.

દેવુએ પોતાના દાદાજીને રડતા એક જ વાર દીઠા હતા : પોતાની મુવેલી બાને યાદ કરતી વખત. આ પુરુષને વારંવાર આંસુ બગાડવાની આદત નહોતી. દુઃખોની આગથી એ નહોતા ઓગળતા. એને પિગાળનાર એક જ તત્ત્વ હતું: પોતાની દીકરા-વહુઓનો પોતા પ્રત્યે પ્રેમભાવ.

આખી રાત એને નીંદર ન આવી. પાછલા પહોરના અજવાળી-આને લીધે કાગડા બોલ બોલ કરતા અને એ કાગારવ એને સવાર પડી ગયાનો વારંવાર વિભ્રમ કરાવતો. પોતાની પાસે સૂતેલા દેવુના શરીર પર એ વારંવાર હાથ ફેરવતા હતા અને બીજા ઓરડામાં સૂતેલી મોટી વહુ ભદ્રા ઊંઘમાં કશુંક લવતી હતી તે તરફ એ કાન માંડતો હતો. એ સ્વપ્ન-લવારીમાં ભદ્રા બોલતી હતી:

'કંચન ! મારી બેન ! તમને શી ખબર, બાપુજીએ તો એક વાર તમારા જેઠના બરડામાં સીસમની લાકડીનો સોટો ખેંચી કાઢેલો. શા માટે, કહું ? તમારા જેઠે મને મારા બાપ સમાણી ગાળ દીધેલી એ બાપુજીને કાને પડી ગઈ હતી તેથી. બાપુજી તો બાપુજી છે બેન ! ચાલ પાછી ઘેરે. તારે તે શું મોટું દુઃખ છે. મને જોતી નથી ? મારા માથાને મૂંડવાનો પહેલવહેલો દા'ડો આવ્યો તે દિ' બાપુજીએ અન્ન જળ નહોતાં લીધાં. નાની બાળ ઉમ્મરનું રાંડીરાંડપણું હું રમતાં રમતાં વેઠું છું તે તો બાપુજીના પ્રેમને બળે. નીકર તો બાઈ, હું તારા કરતાં ય વધુ પોચી છું–ગાભા જેવી છું.'

થોડી વાર લવતી રહી ગયેલી ભદ્રાએ ફરી પાછા લવવા માંડયું. "ફડા...ક ! ફડા....ક ! ફડા...ક ! હા–હા–હા–સીસમની ત્રણ લાકડીઓ ખેંચી કાઢી'તી બાપુજીએ તમારા બરડામાં : કેમ, યાદ છે ને વા'લા ! ભૂલી શકો જ કેમ ? હેં, ખઈ કહો તો, મારી સોગન... ફરી વાર દઈ તો જુઓ મને ગાળ.'

વૃદ્ધ સસરો વધુ ન સાંભળી શકયો. વિધવા પોતાના વિદેહી સ્વામીની સાથે સ્વપ્નામાં વાતો કરી રહી હતી. એ વાતો સાંભળવામાં પોતાને પોરસ ચડતો હતો. છાતી ગજ ગજ ફુલાતી હતી. છતાં એ વાતો પતિ પત્ની વચ્ચેની ખાનગી હતી. એ સાંભળ્યે પાતક લાગે. આવા નીતિશાસ્ત્રને જીવનમાં અનુસરતો સસરો પોતાની પથારી છોડીને બગીચામાં ટહેલી રહ્યો.

સૌ સૂતાં હતાં તે વખતની આકાશી એકાંતમાં ચાંદો જાણે ચુપકીદીથી રૂપાની પાટો ને પાટો ગાળતો હતો. ગાળી ગાળીને નભોમંડળમાં અઢળક ઢોળતો હતો. કૃપણને દિલાવર બનવા પ્રેરે તેવી ચાંદની હતી. ઘુમાઘુમ કરતી કાળી વાદળીઓ આ વૃદ્ધને ચંદ્રના ઘરની વિધવા અને ત્યકતા પુત્રવધૂઓ શી દેખાતી હતી. સસરાને નેહે નીતરતી એ સૌ

જાણે ઘરકામ કરી રહી હતી. આવડા પ્રબલ આકાશી દૃશ્યે આ વૃદ્ધની નસોમાં નવું બળ પૂર્યું. એણે સ્નાન પતાવી, દેવુને જગાડી, પોતાની સાથે લઈ, વહેલા પ્રભાતે આશ્રય-ધામ શોધી કાઢ્યું. થોડા થોડા ભળભાંખળામાં બેઉ જણાએ આશ્રય-ધામને ચાર પાંચ ચક્કર લગાવ્યાં. પણ હજુ અંદર કશો અવર જવર નહોતો.

દાદા અને દેવુ બેઉ આશ્રય-ધામની દીવાલ પાસેની એક પીપર નીચે બેઠા બેઠા રાહ જોવા લાગ્યા.

'જોજે હો દેવુ!' દાદાએ ભલામણ કરી 'બા નીકળે કે તુર્ત તું મને બતાવજે હો. હું નહિ ઓળખી શકું. મેં તો એને બાપડીને પૂરી જોઈ પણ ક્યાં છે?'

પ્રભાત થયું ત્યારે પહેલવહેલો જ જે પુરુષ આશ્રય-ધામના દરવાજા પર આવી સાંકળ ખખડાવતો ઊભો તેને દૂરથી દેખી દેવુનો દેહ ભયની કમ્પારી અનુભતો અનુભવતો દાદાની નજીક સંકોડાયો.

'કેમ દેવુ? કેમ બીનો?' દાદાએ પૂછ્યું.

ત્યાં તો દરવાજો ઊઘડયો ને એ માણસ અંદર દાખલ થયો, તે દેખીને હિંમત અનુભવતા દેવુએ જવાબ દીધો : 'એ જ મેં કહ્યો તે-પેલો.'

'કોણ પેલો?'

'જેને ભાસ્કર ભાસ્કર કહે છે તે.'

ભાસ્કરનું નામ સાંભળવું અને ભાસ્કરને નજરોનજર નિહાળવો, એ દેવુના દાદાને માટે સહેલું કામ નહોતું. પુત્રને કન્યા શોધી આપનાર અને પુત્રના સર્વ હિતના રક્ષક બનનાર આ માનવીનું નામ એનાથી અજાણ્યું નહોતું. પુત્રનો ઘરસંસાર પણ કોઈક ભાસ્કરભાઈ

ચલાવી આપે છે, પુત્ર અને વહુ વચ્ચેના કજિયાટંટા ને વાંધા તકરારો પણ કોઇક ભાસ્કરભાઈ પતાવી આપે છે, એ સાંભળવાના અનેક પ્રસંગો પોતાને ગામ આવતા હતા. પુત્રને કૉલેજમાં પ્રોફેસરપદ અપાવવા માટે પણ કૈંક રાત્રિઓના ઉજાગરા વેઠીને મુંબઇ વડોદરાની દોડાદોડી ભાસ્કરભાઇએ કરી હતી તે સાંભળ્યું હતું. પણ પુત્રના પિતાને એ બધા સમાચારો અતિ-અતિ વધુ પડતા સારા લાગ્યા હતા.

પુત્રના સંસારમાં લેવાઇ રહેલો આ રસ એ જૂના જમાનાના બાપુને વધુ પડતો લાગતો હતો. કોઈ અમદાવાદ જઇ આવેલું સ્વજન ઘણી વાર જ્યારે જ્યારે એને આવીને જાણ કરતું કે 'ભાઇબંધીની તો બલિહારી છે ભાઇ! દુનિયામાં ભાઇબંધ શું નથી કરતો ?' ત્યારે ત્યારે બુઢ્ઢા બાપને નાકે કશીક ન કળાય ને ન પરખાય તેવી ખાટી સોડમ આવી હતી.

બેટા કે બેટીને, ભાઇને કે ભાઇબંધને ફક્ત પરણાવી ઘર ચાલુ કરાવી દેવા સુધીની જ વાતને સ્વધર્મની છેલ્લી સીમા સમજનાર આ જૂના જમાનાનો ભણેલો બ્રાહ્મણ તે પછીની તમામ વાતને પેશકદમી જ માનતો હતો. ભાસ્કર નામથી એણે પોતાની સન્મુખ બીજો એક બ્રાહ્મણ જોયો : બ્રાહ્મણ જ હોવો જોઇએ: એને પૂછવું જોઇએ, અલ્યા કહે તો વારૂ, તારા મિત્રધર્મની સરહદ કયાં સુધી જઇને થંભે છે?

એટલો વિચાર કરે છે ત્યાં તો દરવાજાની બારી ફરી વાર ઊઘડી. પહેલી એક યુવતી નીકળી ને તેની પીઠે મજબૂત હાથનો ધક્કો દેતો એનો એ જ પુરુષ પાછો નીકળ્યો. દેવુ પોતાના દાદાને 'એ જ મારી બા' એટલું કહી શકે તે પૂર્વે તો એ આનાકાની કરતી યુવતીને ધકેલવા જેવી સ્થિતિ કરતો પુરુષ સામે ઊભેલી મોટર-કાર સુધી લઈ ગયો, બેઉને લઇને કાર ઊપડી અને માત્ર ઊપડતી મોટરે એ સ્ત્રી, હજુય

પ્રભાતના સહેજ સંક્રાંતિકાળમાં અર્ધઅદૃશ્ય રહેલા એવા બે જણાને પીપરની ઘટા હેઠે જોતી ગઈ.

તે પછી પાકી ખાતરી કરવા માટે પિતા બાળકને લઈ આશ્રય-ધામની ઑફિસે ગયા. પૂછ્યું: 'અમારે કંચનગૌરીને મળવું છે.'

'શું થાય તમારે?'

'સગાંની દીકરી થાય.'

'બહાર ગયેલ છે.'

ઘણી લાંબી વેળા ત્યાં બેઠા પછી. પ્રભાતનાં અનેકવિધ ગૃહકાર્યોમાં મચી જવાના એ સમયે ત્યાં આશરો લઈ રહેલી પચાસેક નાની મોટી સ્ત્રીઓને પરસ્પર વાદાવાદ અને રીસ બબડાટ કરતી જોયા પછી નિરાશ દાદા દસ વાગે બહાર નીકળ્યા અને ઘેર ગયા વગર બારોબાર અદાલતમાં પહોંચ્યા. ત્યાં એણે સાંભળ્યું કે ફરિયાદી બાઈ કંચનગૌરીના વકીલે, પોતાની અસીલની તબિયત એકાએક ગંભીર થઈ જવાથી ને તે કારણે તેને બહારગામ ચાલ્યા જવું પડેલું હોવાથી, અચોક્કસ મુદતને માટે મુકદ્દમો મુલતવી રાખવાની અરજી ન્યાયાધીશને કરી છે.

આ રસગંભીર મુકદ્દમામાં હાજરી આપવા આવેલાં બસોક સ્ત્રીપુરુષ શ્રોતાઓ પાછાં વિખરાતાં હતાં. તેમનાં વદનો પર નિરાશા ને ખિન્નતા જ નહિ, પણ ચીડ અને ઠપકો પણ હતો. તેઓ અંદર અંદર વાતો કરતા હતાં કે—

'એકાએક તબિયત શાની લથડી ગઈ? વખતસર કોઈ દાક્તરને તો બતાવવું હતું!'

'આમાં તો નબળાઈ જ ગણાવાની.'

'ભાસ્કરભાઈ કોઈને પૂછે નહિ, ગાછે નહિ, ને એને બહારગામ ઉપાડી જાય, એ તે કેવી વાત !'

આ સૌ માણસોની વાતો કરવાની છટામાંથી એક ભાવ તો સ્પષ્ટપણે ઉપસી આવતો હતો : કે સૌ કંચનના જીવનને પોતાનું આત્મીય માનતાં હતાં. સૌને કંચને આજે જાણે કે ફરેબ દીધો હતો. સૌએ પોતાના સમયની તેમજ સજાવટની બરબાદી બદલ કંચનને જ દોષિત ગણી. સૌથી વધુ કષ્ટ તો જે જે નવી પ્રેકટીસ માંડનારા જુવાન ધારાશાસ્ત્રીઓ આ મુકદ્દમામાં કંચન પક્ષે લડવા થનગની રહ્યા હતા તેમને થતું હતું.

એમ પણ વાત થઈ કે 'એનો સસરો આવેલો છે એવું જાણ્યા પછી એ હિંમત હારી ગઈ. ભાસ્કરભાઈએ તો એને ઉત્તેજિત કરવાની ઘણી મહેનત કરી, પણ એને હોશ આવ્યા જ નહિ.'

કોઈ બોલ્યું : 'એબ્સર્ડ.' કોઈએ કહ્યું 'ચાઈલ્ડીશ.'

અદાલતના એ તમાશબીનોને ચીડવતી, વીરસુતની ગળોગળ દાઝને ધૂળ મેળવતી, અને એક વૃદ્ધ તેમ જ એક બાળકને અમદાવાદના ફૂટપાથ પર બાંધેલાં જેવી બનાવી મૂકતી, કંચન અને ભાસ્કર વાળી આગગાડી આગળ ને આગળ વધતી હતી. ગુજરાતનાં જોવા લાયક ગામો ઘૂમતી હતી.

'તને ભોળીને શી ખબર પડે ?' ભાસ્કર એને સમજ આપતો હતો; 'એ લોકો તારું અપહરણ કરીને તને પોતાના ગામની રજવાડી હદમાં ઘસડી જવા આવ્યા હતા, ને કાવત્રું ગોઠવતા હતા. તું ભલી અને નિર્દોષ છે એટલે તેમના વિષે ભલા વિચારો ધરાવે છે.'

આ શબ્દોથી કંચનને પોતાના અપરાધનો ભાર હળવો થયો હોય એવું લાગ્યું. પોતે ભલી અને નિર્દોષ હોવાનો ઠપકો કઈ સ્ત્રીને નથી ગમતો ?

'તને ખબર છે ?' ભાસ્કરે કહ્યું : 'હું ન આવી પહોંચ્યો હોત તો તને ઉપાડી જવા માટે એ ટોળી ત્યાં બેઠી જ હતી !'

સવારે આશ્રય-ધામેથી નીકળતી વેળા કંચને જે બે આકારો દીઠા હતા તેમને હવે એણે ઓળખી પાડ્યા. એ બેઉ-એ સસરો ને એ પુત્ર-પોતાને ઉઠાવી અથવા ભોળવી જવા જ આવેલા હોવા જોઈએ.

'તેં તો ક્યાં નથી વાંચ્યા એ કિસ્સાઓ? જેમાં પોતાની ઇચ્છાથી આડે હાલનાર વહુવારૂઓનાં તો આ ગામડાંનાં સાસરિયાં ખૂનો પણ કરાવી નાખે છે.'

એમ કહીને ભાસ્કરે પોતાની યાદદાસ્તમાંથી એક પછી એક બનાવો વર્ણવવા માંડ્યા. એ વર્ણન કોઈ પણ સ્ત્રીને કમ્પાયમાન કરી મૂકે તેવું હતું.

'આવી તમામ સિતમગીરીને તોડવા તું સાચી નારી બની જા. તારૂં સિંહણનું-સ્વરૂપ પ્રકાશ. તું વાઘેશ્વરી દેવી છે. તું સેંકડો કંગાલ સ્ત્રીઓની પ્રેરણામૂર્તિ બન. અબળાઓનાં બેડીબંધનો તૂટીને એનો એક સામટો ઢગલો એક દિવસે તારા ચરણો પાસે થશે. એવો દિવસ નિહાળવા મારાં નેત્રો તલસે છે. હું તો ફક્ત શિલ્પી છું. તારામાંથી આ ઘાટ ઘડવાના મારા કોડ છે.'

એમ બોલી બોલીને એણે એ સેકન્ડ કલાસના પ્રવાસીશૂન્ય ડબ્બામાં કંચનગૌરીની પીઠ પર થબડાટા કર્યા. થબડાટે થબડાટે કંચનનું ફરી પાછું ફુલાવું શરૂ થયું હતું. પોતે કાંઈક પરાક્રમ કરી દેખાડવાનું મંગળ નિર્માણ લઈને આવી છે એવું એને વારંવાર લાગવા માંડ્યું ને પોતાને ભાસ્કરભાઈ અપહરણ તેમ જ ગુપ્ત હત્યામાંથી બચાવી લાવેલ છે તેવી તેની ખાત્રી થઈ. પરંતુ વારંવાર પોતાના દિલને વિષે સસરાનો દુષ્ટ સંકલ્પ ઠસાવવા મથતી કંચન વારંવાર ફક્ત ચોંકી ઊઠતી હતી એક જ શબ્દના સ્વર-ભણકારાને લીધે : હજુ ય જાણે રેલગાડીનાં પૈડાંને બાઝી પડીને કોઈક બાળક બોલાવતું હતું 'બા!'

એ ક્ષીણ શિશુ-બોલની સુંવાળી ગર્દનને ચીપતો ભાસ્કરનો સૂર ગાજતો હતો 'વીરાંગના!'

## પ્રકરણ અઢારમું

### પુત્રવધૂની શોધમાં

થોડા દિવસે તમાશાની વૃત્તિ વિરમી ગઈ, શહેરી ઊભરો શમ્યો, મુકર્દમાની લડત માંડી વાળવામાં આવી, અને વીરસુત એની સ્ત્રીને ખોરાકી પોશાકી પૂરી પાડી ફાવે તે પ્રવૃત્તિમાં પડી જવા દેવા કબૂલ થઈ ગયો. પોતાને તો કંચન હવે ઘરમાં ધોળા ઘર્મે ય ન ખપે, પણ છૂટાછેડા મેળવવા માટે એણે પ્રયત્ન ન કરવો એ શર્તે જ એના પરનો મુકર્દમો પાછો ખેંચાયો.

પિતા, પુત્ર અને મામા થોડાક દિવસ રોકાયા, પણ વીરસુત તેમની હાજરીને સહી શકતો નહોતો. કેમ જાણે તેમની હાજરી વીરસુતના છિન્નભિન્ન સંસાર પર દિવસરાત કોઈ છૂપો કટાક્ષ કરી રહી હોય! તેઓ વીરસુતથી ડરી સંકોડાઈને રહેતા, વીરસુત ઘરમાં આવે કે તુર્ત ચૂપ થઈ બેસતા, પણ તેમના સવળા આચરણની યે અવળી અસર પડતી.

'હેં દેવુ!' દાદાએ એક દિવસ વીરસુત કૉલેજમાં ચાલ્યો ગયો તે પછી ઇચ્છા દર્શાવી: 'બાપુ ભણાવે છે તે કૉલેજ તો જોઈએ! બધા એનું શિક્ષણ બહુ બહુ વખાણે છે, તો આપણે એના ક્લાસની બહાર કમ્પાઉન્ડમાં ઊભા ઊભા સાંભળીશું? હેં, જશું?'

દેવુએ હા કહી. પિતાની ઇચ્છા સાંજે ઘેર આવી પુત્રને વખાણથી રીઝવવાની હતી.

દાદા ને દેવુ બેઉ જમ્યા પછી (વીરસુત જમી લેતો તે પછી જ તેઓ બેસતા) અંધ મામાથી ગુપ્તપણે રચેલા કાર્યક્રમ પ્રમાણે તૈયાર થઈને ચાલ્યા.

'ત્યારે જાનીજી ! હું તો સૂઉં છું મારી ઓરડીમાં !' એમ બોલીને જયેષ્ઠારામ તો પોતાને સ્થાને (આસલેટ અને પરચુરણ જૂના સામાન વાળી ઓરડીમાં) ચાલ્યો ગયો હતો.

દાદા ને દેવુ બહાર નીકળીને સડક પર પહોંચે છે ત્યાં તો જયેષ્ઠારામ તૈયાર થઈને હાથમાં લાકડી લઈ ઊભો છે !

'કાં ! હવે ! ક્યાં જાઉ અત્યારે ?' દાદાએ પૂછ્યું.

'આ...ઊંઘ તો આવી નહિ, એટલે એમ થયું કે લાવને ભાઈ ભણાવે છે એ શાળામાં જઈ આવું ! તમે શીદ ભણી ?'

'હવે રાખ રાખ પાજી !' સોમેશ્વર હસી પડ્યા. 'લે હાલ હવે હાલ.'

'ના તમે તમારે જ્યાં જતા હો ત્યાં જજોને ! નાહકનો હું સાથે હઈશ તો શરમાવું પડશે !'

'હવે માબાપ ! મૂંગો મરછ કોઈ રીતે ?'

ત્રણે જણ ચાલ્યા. બીતા બીતા કોલેજની ચોમેર મેદાનને આંટો મારી લીધો. પછી ચોર જેવે મીનીપગલે અંદર પેઠા, ને વીરસુત જ્યાં વર્ગ લેતો હતો તે જ ખંડની સામે આવીને ઊભા રહ્યા. 'ભાઈ'ની મધુર અધ્યાપનવાણી સાંભળીને બાપનો આત્મા કકળ્યો : આહા હા ! આવા

સરસ્વતીસંપન્નને શિરે આ દુઃખ ! મારા પુત્રના મોંમાંથી વાગ્દેવી કેવી પ્રસન્નતાથી વહી રહી છે! આને માથે...!'

પણ વીરસુતના અંતરમાં આ કુટુંબીજનોના દૃશ્યે ઊલટી જ લાગણી સળગાવી. એની વાગ્ધારા ખંડિત બની. એનો ચહેરો પડી ગયો. એની જ્ઞાનસમાધિમાં ભંગ પડ્યો.

આનું એક વધુ કારણ હતું: પોતાનાં આ કૉલેજનાં વ્યાખ્યાનો સાંભળવા બે વર્ષ પૂર્વે કંચન આવતી તે દિવસો યાદ આવતાં કારમો તફાવત કલ્પના પર ચડી બેઠો. કંચન અહીં બેસતી ત્યારે પોતે સોળે કળાએ ખીલી રહેતો. કંચનના સ્થાને આજે આ ત્રણ સગાં સાંભળે છે ! વિડમ્બનાની અવધિ વળી ગઈ.

ઘેર આવીને એણે પિતાને કહ્યું, 'મારા દાઝેલા હૃદય પર શાને ડામ દઈ રહ્યા છો ! આથી તો ઘેરે જાઓને !'

'ભલે ભાઈ !' વૃદ્ધે પુત્રની ઇચ્છા ઝીલી લીધી. એણે પોતાની તૈયારી કરીને પછી પૂછ્યું : 'ભદ્રાને લેતો જાઉં કે અહીં રાખું ?'

'લેતા જાઓ, ને આ ઘરને પણ દીવાસળી મૂકતા જાઓ ! હું પણ મારો છૂટકારો ગોતી લઈશ. પછી તમને નિરાંત થશે.'

પિતાએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તેની નજર સામે બે વીરસુત તરવરતા હતા. એક તો કૉલેજમાં બોલતો સરસ્વતીનો વરદાનધારી: ને બીજો આ બકવાદ કરનારો : બેમાંથી કયો સાચો ? બેઉ સાચા: એક જ ખોળીઆમાં બેઉ વસનારા : બકવાદી વીરસુતનો કોઈક દિવસ વિલય થઈ જશે, શારદાનો વરદાનધારી પ્રકટ થશે : એ આશાએ એણે કહ્યું : 'તો ભલે ભદ્રા આંહી રહેતી ભાઈ !'

એટલું જ કહીને વૃદ્ધે રજા લીધી.

એને બીક લાગેલી કે મુંઝાએલો 'ભાઇ' કદાચ આપઘાત કરી બેસશે.

સ્ટેશને ગયા પછી સોમેશ્વરે અંધ સાળાને જુદો એકાંતે બોલાવી પૂછ્યું :

'જયેષ્ઠારામ ! ઘેર જઇ શું મોં બતાવું !'

'જાત્રા કરતા જવું છે ?' જયેષ્ઠારામે આંખો બીડી રાખીને કહ્યું : 'તમારૂં મન જરા હળવું થશે. ને અંજળ હશે તો વહુને પણ ગોતી કઢાશે.'

'તારી મદદ છે ?' વૃદ્ધનો કંઠ લાગણીવશ બન્યો. જવાબમાં જયેષ્ઠારામે પૂરેપુરી આંખો ખોલી. એ આંખોમાં અંધાપો નહોતો. પણ આંખનો, દુષ્ટ લાગે તેવો મિચકારો હતો.

'હે માળા દુષ્ટ !' ડોસા દેખીને હસી પડયા.

'લેવા દેવા વગરનું આંખોનું તેજ હું બગાડતો નથી. તેમાં દુષ્ટ શાનો ?'

'ઠીક, ચાલ, દેવુને સાથે લેશું ને ?'

'હા. હા.'

ત્રણે જણા ડાકોર વગેરે સ્થળોમાં થોડું ભટકી પછી એક ગામમાં આવ્યા જ્યાં કંચનનો, આશ્રયધામની એક સંચાલિકા લેખે ભાસ્કરની સાથે પડાવ હતો.

●

## પ્રકરણ ઓગણીસમું

### ઝળાયેલાં મન

મુક્ત બનેલી કંચનને સમાજપીડિત બહેનોની ઉદ્ધારક અને પ્રેરણામૂર્તિ બનાવવા—વીરાંગના બનાવવા માટે ભાસ્કર ગુજરાતનો પ્રવાસ કરાવતો હતો, ઠેકઠેકાણે ભાષણો અપાવતો હતો, સમારંભો વડે સ્વાગત ગોઠવાવતો હતો. ભાસ્કર અને કંચન જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં ઝગતા જુવાનો અને કવિતા કરતા કિશોરો એમની ફરતા વીંટળાતા રહ્યા.

પ્રત્યેક શહેરમાં યુવાનોના સમૂહ પૈકી પાંચ પંદર તો એવા હોય જ છે, કે જેઓ ઘરની માતાઓ, ભાભીઓ ને બહેનોમાંથી જીવનની અદ્‌ભૂતતાનો સ્પર્શ મેળવી શકતા નથી. એંશી વર્ષના બેવડ વળી ગએલા બરડા પર સાંઠીઓનો તોતીંગ ભારો ઉપાડી બજારમાં તેના વેચાણની અચોક્કસ મુદ્દત સુધી રાહ જોઈ ઊભતી ડોશીના પુરૂષાર્થમાંથી તે યુવકોને રોમાંચક તત્ત્વ જડતું નથી; મરકીએ કેવળ દવાના અભાવે કોળીઓ કરી લીધેલા જુવાન ધણીને સગા હાથે સ્મશાને દેન પાડી પાછળ રહેલાં પાંચ બાળકોની જીવાદોરી બનનારી—ત્રીશ વર્ષનો અણિશુદ્ધ રંડાપો ખેંચનારી ગ્રામ્ય બામણીના માથાના મુંડામાંથી આ યુવકોને અલૌકિક વીરત્વની આસમાની સાંપડતી નથી. એવા પાંચ દસ કે પંદર વીશ યુવાનો કિશોરો, પોતપોતાની કવિતાપોથી,

ઑટોગ્રાફ પોથી અને કૅમેરાની ડબ્બીઓ લઇ પ્રત્યેક ગામે આ વીરાંગના કંચનનો વિદ્યુતમય સહવાસ મેળવવા હાજર રહ્યા. તેમણે સભા સંમેલનો ગોઠવ્યાં, તેમણે કંચનના અંબોડા માટેની વેણી કે ચોટલા માટેનું ફૂમકું મેળવી આવવા શહેરોનાં સર્વ ચૌટાં પગ તળે ખૂંદ્યાં. તેમણે દોડી દોડીને કંચનની તબિયત દરેક વાતે ઊઠાવી. કંચન તેમના પર ખીજાતી ત્યારે તેમણે આત્મવિસર્જનની જ ઊણપ કલ્પી હતી. કંચન ખુશાલીમાં આવી જઇ તેમની પીઠ પર ધબ્બો લગાવતી ત્યારે તેઓ બડભાગીપણું અનુભવતા. કંચન કોઇ પહાડ ચડવા કે ઝરણાને ટપી જવા તેમનો ટેકો લેતી તો તેઓ સાફલ્યનાં શિખર સર થયાં સમજતા. તેઓ આ ક્રાંતિકાર નારીને પોતાને ઘેર તેડી જતા ત્યારે એને મહેમાન ગણીને ચહા નાસ્તાની જહેમત ઉઠાવનારી અભણ ગૃહનારીઓ પ્રત્યે કંચન 'તમે લોકો' એવું વારંવાર સંબોધન કરી ભાત ભાતની 'ક્રાંતિકારી' સલાહો આપવા મંડી જતી. કોઇ કોઇ ઘેરે એને ઘરનાં બૈરાં જોડે બેસવું પડતું તો એ થોડી જ વાર બેસી પાછી પુરુષોની બેઠકમાં ચાલી જતી ને કચવાતા સ્વરે બોલી ઊઠતી—

'એ લોકોની પાસે બેસીને તો કંટાળી જવાય છે. એ લોકો તો સાદી વાતોમાં પણ પૂછાપૂછ જ કરે છે. એ લોકો કશી સમજવાનાં જ નથી ને! એ લોકો સાથે વાત જ શા વિષયની કરવી!'

આમ પરિભ્રમણ ચાલવા લાગ્યું. પણ એ લાંબા પરિભ્રમણમાં ભાસ્કરને ન રૂચે તેવી કેટલીક વાતો પણ બનતી ગઇ. ભાસ્કર વિસ્મય પામતો હતો કે કંચન આ નવા નવા મળી જતા જુવાનો કિશોરો જોડે વધુ ને વધુ આનંદ કેમ અનુભવતી હતી, ભાસ્કરને આગળ અથવા પાછળ અન્ય લોકો સાથે વાતો કરતો રાખી પોતે આ જુવાનો કિશોરો જોડે કેમ ચાલતી હતી, એટલું જ નહિ પણ ભાસ્કરને 'અમે જરીક જઇ આવીએ' એટલું જ ફક્ત કહીને, અથવા

કશું જ કહ્યા વગર છાનીમાની કંચન આ સ્થાનિક જુવાનો જોડે ફરવા જોવા કેમ નીકળી પડતી હતી; પોતાથી દૂર બેસતા યુવકોને ખુરસી સહિત પોતાની નજીક ખેંચી કેમ બેસારતી હતી; પોતે જે સોફા પર બેઠી હોય તે પર પોતાની બાજુમાં આ યુવકોને ખેંચી લેતી અથવા એ લોકો જે હીંડોળે બેઠા હોય તેની બાજુમાં જઇ પૂર્ણ બેપરવાઇથી કેમ બેસી જતી. આવે આવે તમામ પ્રસંગે ભાસ્કરને ઝંખવાણા પડી જઈ જુદા બેસવું પડતું.

પ્રથમ પ્રથમ તો ભાસ્કરે તકેદારી અને ચાલાકી રાખી રાખી આવા કઢંગા દેખાવો થતા અટકાવવા યત્ન કર્યો. પોતે ચોક્કસ અનુમાન બાંધીને કંચનનો આવો વર્તાવ રોકવા લાગ્યો; પણ પછી તો વાત પોતાના કાબૂ બહાર ચાલી જતી જોઇ પોતે મોંયે ચડી સલાહ સૂચના દેવા લાગ્યો. એના જવાબમાં કંચન ફક્ત એટલું જ પૂછતી કે ' પણ એમાં શું થઇ ગયું ? એમાં શો વાંધો છે ?'

ભાસ્કર ફક્ત એટલો જ ખુલાસો કરી શકતો કે ' તું એમાં શું સમજે ? એથી અસર ખરાબ થાય. જુવાનોનાં મન નબળાં પડે.'

' પણ મને તો એ સાવ સ્વાભાવિક લાગે છે ! '

' તારી વાત જુદી છે. હું તો બીજાઓની વાત કરું છું.'

થોડા દિવસ ગયા બાદ ' તારી વાત જુદી છે ' એ વાક્ય પર છેકો લાગી ગયો ને ભાસ્કરે સૂચક તેમજ ગર્ભિત શૈલીએ કહેવા માંડ્યું, ' માનસિક અધોગતિ ક્યારે થાય તે કોણ કહી શકે છે ? '

'પણ તમે જ મને કહેતા હતા કે એવા લાગણીવેડા વળી શા ?'

'તે તો હું મારા સંબંધમાં કહેતો હતો. બધા કાંઇ એટલા મનોનિગ્રહ વાળા હોતા નથી.'

અને આ ડહોળાએલા વાતાવરણનું એક પરિણામ એ આવ્યું કે ભાસ્કર કંચનને વીરનારી, ક્રાંતિકાર, બહાદુર ઇત્યાદિ જે બિરદો વડે જાહેરમાં બિરદાવતો હતો તે કરવાનું તેણે બંધ પાડ્યું ને પ્રવાસમાં બેઉ વચ્ચે ઠંડાશ જન્મતી ગઈ. બીજાઓને મોંયે ભાસ્કર કંચનના સંસ્કારોની ખામીઓ પણ કથનો થયો.

એક દિવસ એક ગામે કંચન એને ઊંઘતો મૂકી ચાણોદ–કરનાળીના રેવા–ઘાટ પર રાત્રિની ચાંદનીમાં લટાર ખેલવા અન્ય નારીપૂજક યુવકો સાથે નીકળી પડેલી. પાછળથી ભાસ્કર જાગી ગએલો. કંચન પાછી આવી ત્યારે એણે પોતાનો ઊંડો કચવાટ જાહેર કર્યો ને એણે સાફ શબ્દોમાં સંભળાવી દીધું કે 'આવું વર્તન મારાથી નહિ સાંખી શકાય. તું તો હદ બહાર સ્વતંત્રતા લેવા લાગી છે.'

થોડીવાર કંચન સ્તબ્ધ બની ઊભી. એ ખસીઆણી પડી ગઇ. સ્વતંત્રતા લેવી એટલે શું! હદ બહાર એટલે શું! આવું નહિ સાંખી શકાય એટલે શું! ત્યારે પોતે સ્વતંત્ર છે ને ભાસ્કર પોતાની સ્વાતંત્ર્યભાવનાનો પૂજક છે એ શું ભ્રમણા હતી!

'આમ હોય તો પછી મારે તને તારા કાકા પાસે જંગબાર મોકલી દેવી પડશે.'

ભાસ્કરનાં ભવાં આ બોલતી વખત ભયંકર રીતે એની આંખોનો આકાર ફેરવી રહ્યાં હતાં. આવી આંખો અગાઉ ક્યારે થઇ હતી? ક્યારે જોઇ હતી? કંચન યાદ કરવા લાગી: એજ પલમાં એને યાદ આવ્યું. પોતાના પતિ વીરસુતને માર મારતી વેળા બસ આવી જ આંખો ભાસ્કરે ધારણ કરી હતી. યાદ આવતા વેંત એ ધાક ખાઇ ગઇ. એનાથી ભાસ્કરની આંખો સામે ન જોઇ શકાયું. એ બીજી બાજુ જોઇ ગઇ.

## પ્રકરણ વીસમું

### જગરબિલાડો

**એ** શું જોતી હતી?

આફ્રિકાનો કિનારો : અગાધ અને અનંત, કાળાં ભમ્મર સાગર-જળને સામે પાર એનાં માબાપ બેઠાં નથી.

બનાવટી બહાદૂરી અને ચાવી ચડાવેલી બંડખોરી પર એ વિદેશ-વાસી મુવેલાં માવતરની સાંભરણે મોટો ઘા માર્યો. બનાવટી બહાદુરીના કોટ કાંગરા ખરવા લાગ્યા.

'આમ મારી સામે જો!' ભાસ્કર બોલ્યો કે તત્કાળ એ ચોંકી, હેબતાઈ, અને જૂની કહેતીમાં કહ્યું છે કે જગરબિલાડો ઊંદરના દર પર જઈને ચીસ નાખે ને જેમ ઊંદર આપોઆપ બહાર નીકળી પડે તે રીતે આ હાક ભેળા તો કંચને અનિચ્છાએ પણ આપોઆપ ભાસ્કરની સામે નેત્રો માંડયાં.

માંડતાં જ એનો ભય વધ્યો. જાણે આજ સુધીના પ્રેમાળ ભગિનીબાંધવ, સજાગ રક્ષપાલ, ઉદાર લાલનકાર અને સચિંત શિક્ષાદાતા ભાસ્કરભાઈનું આખું ખોળીઉં જ બદલાઈ જઈને તેને સ્થાને કોઈ બીજું જ ભીષણ માનવી આવી બેસી ગયું.

'સાંભળ !' એ વિકૃતિ પામેલો ભાસ્કર ઊંડી ખાઈમાં ઊતરીને જાણે બોલતો હતો : 'કાં તો તારા કાકા પાસે જવું પડશે, ને કાં હું બતાવું તેમ વર્તવું પડશે.'

'કાકા પાસે મોકલી આપો.' કંચન બીતી બીતી માંડ આટલું બોલી શકી.

'એમ કાંઈ એકદમ મોકલાશે ? ત્યાં લખું, ત્યાંથી જવાબ આવે, અને મારું મન ખાત્રી પામે, ત્યારે મોકલીશ.'

બોલતો બોલતો ભાસ્કર હસતો હતો. એવું હાસ્ય પણ આ બીજી વારનું હતું. જ્યારે એ વીરસુતને માર મારી મોટરમાં ઘાલી લઈ ગયો હતો ત્યારે આમ હસ્યો હતો.

આ મુખાકૃતિ જે દિવસે પોતાના પતિની સામે ખેંચાઈ હતી તે દિવસ વધુ ને વધુ યાદ આવ્યો. તે દિવસ પોતે ભયભીત થઈ હતી છતાં અંદરથી પ્રસન્નતા પામી હતી. તે દિવસનું સ્મરણ ન સહેવાયું. ફરી વાર એ આ મેડીની બારી તરફ નજર ફેરવી ગઈ.

એકાએક એ નજરમાં નવી લાગણી છવાઈ ગઈ. આફ્રિકાના અફાટ અનંત દરિયાવ-પટની કલ્પના ન આવી, પણ જ્યાં પોતે એ કલ્પના-દૃશ્ય ખડું કરતી જતી હતી તેજ સ્થાને, તળાવની પાળે, વડલાની છાંયે, એણે ત્રણ જણા બેઠેલા દીઠા. એક વૃદ્ધ, એક અંધ અને એક કિશોર.

ત્રણેને પોતે ક્યાંઈક જોયા હતાં શું ? તાજેતરમાં જ જોયા હતા કે વર્ષો પૂર્વે જોયા હતા ! જરીક ઝાંખી થઈ હતી, વિશેષ કાંઈ યાદ આવતું નહોતું. પણ તેઓ બન્ને બેઠા બેઠા આંહી આ બારી તરફ કેમ જોઈ રહ્યા હતા ! ને હવે નજર પાછી કેમ સંકેલી લે છે ?

નીચે કેમ જોઈ જાય છે? ગુસપુસ ગુસપુસ કેમ કરતા દેખાય છે? પાછા છૂપી રીતે કાં બારી સામે તાકે છે?

તળાવનો આરો દૂર હતો. વડલાની છાંય વિશેષ આવરતી હતી. ત્રણે આકૃતિઓનાં મોઢાં સ્પષ્ટ ઉકેલી શકાતાં નહોતાં. પણ ત્યાં જોઇ રહેવાનું કુતૂહલ વધતું હતું. ત્યાં જોવું ગમતું હતું. આ મેડીના ઓરડામાં જે ઊકળાટ અને અગ્નિરસનો ધગધગાટ ચાલુ થયો હતો તેમાંથી બચાવનારું એ બારી વાટેનું, તળાવ–આરા પરનું દૃશ્ય હતું.

'આમ તો જો જરા!' ભાસ્કરનો સ્વર સહેજ નરમ પડયો હતો: 'તને મારામાંથી સર્વ સંતુષ્ટતા કેમ મળી રહેતી નથી? હું કાંઇ તને સતાવતો નથી. હું તો તને મારાથી શક્ય તેટલી યશસ્વિની ને મોટી બનાવી રહ્યો છું. બદલામાં હું તારી લાગણીની મીઠાશ ને ભીનાશ માગું છું–ને તું તો મને તરછોડે છે.'

'તમે મારા વડીલ છો, મારા રક્ષક છો.' કંચન મહામહેનતે બોલી.

'પણ હું તારો સમવયસ્ક સ્નેહી નથી શું? હું શું ઉમ્મરમાં એટલો બધો ઘરડો થઇ ગયો છું?'

આવું બોલનાર ભાસ્કરને પોતાની ઉમ્મરનું ભાન નહોતું રહ્યું. એ પૂરાં ચાલીસ–બેતાલીસ વર્ષો ખાઇ ગયો હતો ને યુવાન સ્ત્રીઓનો એ રક્ષક બની શકયો હતો તે પણ એની પાકટ અને પીઢ વયને કારણે.

આજે જુવાનો અને કિશોરોનો મધપૂડો બની રહેલી કંચને એને એક બાજુ તારવ્યો એટલે જ એકાએક એને પોતાની ઉમ્મરનું ભાન થયું. ભાન થયું કે પોતે આકર્ષક કે મોહક નહોતો. યાદ આવ્યું કે પોતે તો મુરબ્બી વડીલ મોટાભાઈનું સ્થાન અને માન ભોગવતો હતો. ધિ:કાર છૂટયો એ માનનીય અને મુરબ્બી સ્થિતિ પર. વ્હેમ આવ્યો કે

પોતાના મુરબ્બીપણાની ઓથ લઈને આ તો દગલબાજી ખેલાતી હતી ને નમૂછીઆ છોકરા એના રક્ષણનો મુલાયમ લહાવો લેતા હતા.

કેમકે ભાસ્કરની એક આબરૂ તો આ હતી: પોતાને સોંપાયેલ સ્ત્રીનો એ શુદ્ધ બાંધવ હતો. એની આંખોમાં કદી મેલ હોઈ શકે નહિ. અરે એટલી હદ સુધી એની સહાય ને સોબત સહીસલામત ગણાતી, કે ભાસ્કર જાણે પુરુષ ખોળિયું પહેરીને દુનિયામાં આવેલ સ્ત્રી જ છે. ઘણા એને ભાસ્કર બહેન કહીને પણ બોલાવતા, તેમાં મશ્કરી નહોતી, સાચી માન્યતા હતી. ચાહે તેટલી એકાંતમાં પણ ભાસ્કર સાથેની સ્ત્રી સુરક્ષિત મનાતી.

એવી પ્રતિષ્ઠાના કોચલામાંથી ભાસ્કરનો પ્રાણ, છયળનાં ખોખા-માંથી પાંખો ફફડાવીને પતંગિયું ઊડે તેમ ફફડાટ કરતો બહાર આવ્યો. વીરસુતના પંજામાંથી કંચનગૌરીને પોતે જે બહાદુરીથી છોડાવી લાવ્યો, તે બહાદુરીનો મર્મસ્વર એના અંતરમાં ઠેક આજે બોલ્યો:—

કંચન મારી બને તે માટે.

* * *

સાંજ પડી હતી. ગામના કુમારો ને યુવકો કંચનને ફેરવવા લઈ જવા આવ્યા. ફરવા આવવા કજિયા કરતી ઘરની બહેનોને આ યુવકોએ હમેશાં કહેલું કે 'વગડામાં ને ડુંગરામાં શું જોવાનું ને ફરવાનું બળ્યું છે!' કંચનને માટે તેમણે ગામની સીમમાં પચીસેક 'બ્યુટી સ્પોટ્સ' —સુંદરતાનાં સ્થાનો નક્કી કરી રાખ્યાં હતાં. ભાંગેલી દેરી અને દટા-યેલી તળાવડી પણ કંચનને બતાવવા માટે મહત્ત્વના બન્યાં હતાં.

કંચન પ્રાચીન સ્થાનોમાં જરીકે સમજ નહોતી ધરાવતી. મીનલદેવીએ બંધાવેલી વાવ વિષે જુવાનો વાત કરતા હતા ત્યારે મીનલ કર્ણદેવની

રાણી કે સિદ્ધરાજની, એટલું કંચનને યાદ નહોતું. અમૂક તલાવડી મીનલદેવીએ કયા સંજોગોમાં બંધાવી એની વાતને કંચન પાસે કોણ વધુ રસભરી રીતે મૂકી શકે છે તેની આ યુવાનો વચ્ચે સરસાઇ ચાલી રહેતી ત્યારે કંચન એ વાતના દોરને, પોતાની પડી ગએલી 'હેર–પીન'ની શોધે જવાની વાત વડે તોડી નાખતી.

એવી કંચનને કદમે ઝૂકવા આવેલા આ જુવાનોને ભાસ્કરે બહાર આવી તે દિવસે મક્કમ સ્વરે કહી દીધું : 'આજે એનું શરીર સારું નથી, ચક્કર આવે છે. નહિ આવી શકે.'

અંદર આવી તેણે કંચનને કહ્યું, 'બારીમાંથી જોવાનું નથી. ને શણગાર ઉતારી નાખ.'

માથામાં ગુલાબના મોટા ફૂલ જેવડા પહોળા બબ્બે અંબોડા લઇને તેની અંદર જે વીશ–પચીશ ઝીણાં મોટાં વાનાં–ચગદાં, ચીપીઆ, વેણી, ફૂમકું વગેરે–કંચને ઘાલેલ હતાં તે તમામ એક પછી એક બહાર નીકળીને ભોંય પર ઢગલો થતાં હતાં, ને ભાસ્કર ખુરસી પર બેઠો બેઠો એનાં જાડાં ભવાંની ઝાજલી હલાવતો હલાવતો, આ શણગારની પોતે મેળવેલી ખુવારીને કોણ જાણે કેવા યે આનંદે જોતો હતો.

'આંહી જ રહેવાનું. હું આવું છું.' જાડાં ભવાંને ઝીણી આંખો ઉપર વધુ ઢળતાં મૂકીને ભાસ્કરે, શણગાર ઉતારી રહેલી કંચનને કહ્યું.

કંચનના મનમાં 'ના, નહિ રહું' એવો ધગધગતો જવાબ હતો. પણ એ શબ્દો હોઠે આવીને બદલી ગયા, ટૂંકું ને ટચ રૂપાન્તર પામ્યા : 'હો.'

ભાસ્કરનાં ચંપલો એ સંધ્યાનાં અંધારામાં ચટાક ચટાક દૂર ગયાં, વિલય પામ્યાં, તે પછી કંચને દાંત ભીંસ્યા, દિલની કમજોરીને ભીંસી,

ઢંઢોળી, મનને પૂછી જોયું : 'કેમ એટલું ય ન બોલી શકી ! ભાષણો તો ઘણાં કરે છે !'

અરધા જ કલાકે ભાસ્કર પાછો આવ્યો ત્યારે તેના હાથમાં એક લીલાં પાંદડાંનો પડીઓ હતો. ખોલીને એણે અંદરથી એક સુંદર ફૂલવેણી કાઢી, ને પ્રસન્ન સ્વરે કંચનને કહ્યું : 'હું બાંધી આપું ? કે તું તારી જાણે જ બાંધીશ ? કહે જોઉં દીકરી !'

એ શબ્દોમાં ને એ મોં ઉપર, એક જ ભાવની રાગિણી હતી. ભાસ્કરના ચહેરામાં કશી ભયાનક વિકલતા નહોતી. એ દયામણી દૃષ્ટિએ જોતો જોતો, વેણીને કંચન સામે લટકાવી ઊભો.

કંચને વેણી લઈને પોતાના અંબોડા ફરતી વીંટાળી.

'ચાલો હવે, ચંદ્ર ઉગ્યો છે. થોડું ફરીએ. તળાવની પાળે પાળે જ આંટા મારીએ.'

તળાવની પાળ એટલે એ ગામનાં નરનારીઓ ને બાળકોનું રોજ સાંજનું મેળાસ્થાન. કંચન એટલું તો સમજી જ શકી કે ભાસ્કર પોતાને કોઈ એકાંત-સ્થાને લઈ જવા નહોતો માગતો. એને દિલ નહોતું, એને પેલા છોકરાઓ સાથે ન જવા દીધી તે અપમાન સાલતું હતું, છતાં એની જીભ પર 'ના' જેટલો એકાદ અક્ષર પણ ન ચડી શક્યો. પાળેલા પશુ જેવી એ ભાસ્કરની પાછળ પાછળ ચાલી. બન્ને ઉતારાની બહાર પહોંચ્યાં ત્યારે ભાસ્કરે એક વાર પાછળ જોયું.

'તો તો પછી મારી આણેલી વેણીની શી મહત્તા !' આ શબ્દો ભાસ્કર પાછળ જોયા વગર જ બોલ્યો. કંચન સમજી ગઈ. એણે માથે સાડી ઓઢી હતી. ભાસ્કરની ઉમેદ સાડીને એવી તરેહથી ગોઠવવાની હતી કે માથું ઢંકાયેલું પણ કહેવાય ને વેણી પણ સૌને દેખાય.

સાડીની કોર અંબોડા ઉપર સરી ગઈ ને ચાંદની રાતમાં ફરતાં
મલોકો વચ્ચે થઈને આવી સુંદર, સુગંધીમય, સલુકાઈભરી ને
પા સમી આજ્ઞાંકિત સ્ત્રીની સાથે લટારો લેવાનો ભાસ્કરે લહાવ
યો. એ કશું બોલતો નહોતો, કશી આછકલાઈ કરતો નહોતો,
પનની સાથે પણ વાતો કરતો નહોતો. એ જાણે કે સમાધિસ્થ હતો, અધ-
ચી એની આંખોની પાંપણો નીચે જો કોઈ જોઈ શકયું હોત, તો
ી શકત કે ભાસ્કર અત્યારે કશોક ઉદ્રેક અનુભવી રહ્યો છે; સંસાર-
નની કોઈક અણફળી આરઝૂની સંતૃપ્તિમાં લહેરાયો જાય છે; એની
દન પોતાની જમણી બાજુએ ચાલી આવતી કંચન તરફ સહેજ
ફલી છે, એની આંખોનાં અધબીડ્યાં પોપચાં જરી જરી ઊંચાં થઈને
જુએ ચાલતી કંચનનો વેણી-વીંટયો અંબોડો જોઈ વળે છે.

તળાવને ફરતાં ચક્કર પછી ચક્કર લાગે જતાં હતાં. ભાસ્કરના
માં વાચા નહોતી. કંચનને અડકી, ઘસાઈને ચાલવાનો પણ એનો
ન નહોતો. જગતની આંખને એ ફક્ત એટલું જ બતાવવા માગતો
ો, કે જોઈ લે, મને પણ સ્ત્રીનો સ્નેહ જડયો છે. હું સ્ત્રીઓનો રક્ષણ-
ર, શાણો બાંધવજન, પીઢ સલાહકાર અને વડીલ જ માત્ર નથી. હું
નો સખા પણ થઈ શકું છું, હું એને શણગારી શકું છું, મને
દનીનું મૂલ્ય કરતાં આવડે છે, ચાંદનીને હું પુષ્પે ને પ્રેમે મઢી શકું છું.

ચક્કર મારતાં મારતાં એક ઠેકાણે કંચન ઝબકી. એણે શરીર
કોડી, એકદમ માથા પર ઓઢી લીધું. ને એ સહેજ ભાસ્કરની પછ-
ડે રહી ગઈ.

ભાસ્કરની આંખોએ પાંપણોની છાજલી નીચેથી જોયું કે પડખે
ાલી આવતી વેણી અદૃશ્ય બની છે. એણે પાછા ઉતારા તરફ જવાનો
તો લીધો. કંચનને છેક ઉતારે આવ્યા પછી પૂછયું : 'વેણીને કેમ
કી દેવી પડી? કોનાથી ચમકી? પેલા છોકરાઓથી?'

'ના, સહેજ અમસ્થું.'

તે પછી રાત્રિ કેવી જશે તેના ગભરાટમાં કંચને કપડાં બદલવાનું ને ખાવાપીવાનું પતાવ્યું. પણ ભાસ્કરની એકેય ચેષ્ટામાં વિકલતા દીઠી નહિ. પોતાને સ્થાને એ જ્યારે રોજના કરતાં ય વિશેષ શીતળ સ્વસ્થતાથી સૂવા જતો હતો, ત્યારે એણે કંચનને એટલું જ કહ્યું :

'વેણીને અંદર રાખતી નહિ. બહાર ફેંકી જ દેજે ! લોકો કહે છે કે આંહીં સાપનો ભારી ડર છે. ફૂલો પર એ ન હોય ત્યાંથી આવા ચડે છે.'



## પ્રકરણ એકવીસમું

### કોણ કાવતરાખોર?

ધર્મશાળાના શિવાલયને ઓટલે એ બે જણા બેઠા હતા. દેવુના દાદા સોમેશ્વર માસ્તર અને અંધ મામો જ્યેષ્ટારામ. બાજુમાં દેવુ ઊંઘતો હતો. એ ઊંઘતા દેહ ઉપર, પાસે ઊભેલો ઊંચો તુલસી–છોડ પોતાની મંજરીઓનો વીંઝણો ઢોળતો હતો.

'જ્યેષ્ટારામ !' સોમેશ્વર પોતાના સાળાને પૂછતા હતા: 'કેમ લાગે છે ? તને શું સૂઝે છે? આ તલમાં તે તેલ હોઈ શકે? સળી ગયા છે આ તલ તો.'

' સળ્યું ધાન ફેંકી દેવાય, કેમ કે એ કામ ન આવે. સળ્યાં માન-વીને કાંઈ ફેંકી દેવાય બાપા ? ' અંધો ડોસો બફારામાં બફાઇ ગયેલ બરડાને ઉઘાડો કરી, ચાંદનીમાં છબછબાવી, જનોઈ ને બે હાથે બરડા પર ઘસી ખજવાળતો ખજવાળતો કહેતો હતો.

' પણ ભાઈ, ' સોમેશ્વર માસ્તર પણ ઉઘાડે શરીરે, ફક્ત એક ફાળીઆભેર, તુલસી છોડનાં પાંદ તોડી તોડી મોંમાં મૂકતાં કહેતા હતા : ' આ તો મદોન્મત્ત ! ફરતી'તી કેવી ઉઘાડે માથે ! ને પડખે ઓલ્યો દારૂડીઓ. '

' તમે પૂરેપૂરું જોયું નથી લાગતું. '

'હવે તું આંધળો મને શું કહેતો'તો.'

'જે દેખતા હોયને, એ જરૂર હોય તેથી વધારે જોવા મંડે. એટલે મુદ્દાની વાત જોવી રહી જાય ને ન જોવાનાં જોયા કરે. અમે આંધળાં, એટલે જોવા જોગું જ જોઈએ.'

'શું જોયું ?'

'એણે આપણને દેખી અદબ કરી. ને એ ઝબકી ગઈ.'

'બી ગઇ હશે ?'

'ના, ઓળખીને શરમાઇ ગઇ હશે. મારી વાત એક જ છે. ઉપરનું ફોતરું સળ્યું છે, દાણો હજી આબાદ છે.'

'એટલે શું ?'

'એ આપણું માણસ છે, ને આપણે પાછું હાથ કરવું છે. ગોવાળ એક ગાડરનાં બચ્ચાની પણ ગોત કરવી છોડતો નથી. તો આ તો જીવતું માનવી છે.'

બોલતો બોલતો એ અંધ જ્યેષ્ટારામ જનોઇને બરડા પર વધુ ને વધુ લજ્જતથી ઘસી રહ્યો હતો. ખજવાળ આવતી હતી. જનોઇના ત્રાગડા જોરથી ઘસાતા તે મીઠું લાગતું હતું.

તુલસીનો છોડ વાયુમાં હલતો હલતો, દેવુના દેહ પર સૂકી મંજરીઓનો છંટકાવ કરી રહ્યો હતો. નિર્મળ જલ અને વગડાઉ ફૂલ, એ બેઉના મિશ્રણમાંથી નીપજતી જે એક અનિવાર્ય અને નિર્ભેળ ખુશબો એકલા ફક્ત શિવ-મંદિરમાંથી જ ઊઠે છે, તે આ રાત્રિ-પ્રહરની વિકટ વાતોમાં કશુંક સરલપણું પૂરતી હતી.

'આપણે આ મુરખાઇ શીદ કરવી જ્યેષ્ઠારામ ?'

'કાં?'

'તને ખબર નથી, પણ મારા ઉપર પાંચ છ કાગળો આવી પડયા છે. બ્રાહ્મણોના ઘરમાં દીકરીઓ ઊભરાઇ રહી છે, કોઇને પોતાની ભત્રીજી તો કોઇને પોતાની ભાણેજ, તો વળી કોઇને પોતાની સાળીની છોકરી ઠેકાણે પાડવી છે, એક માથે બીજી દેવા દસ જણા તૈયાર છે. મને ઘેર તેડાવે છે.'

'મન થાય છે?'

'મન તો આ ઊખડેલને દેખીદેખી એમ થાય છે કે—'

'કે?'

'એને દેખાડી દઉં કે મારા દીકરાનું ભર્યુંભાદર્યું ઘર મસાણ નહિ બની શકે.'

'હં.'

'કેમ હં કહીને જ અટકી ગયો? તારી બેન પ્રેતલોકમાંથી મને શું કહેતી હશે! કે એકના એક પુત્રનું ય ઘર ન બંધાવી શકયા?'

'સોમેશ્વરજી, મારી મરેલી બેનને યાદ કરો છો પણ તમારા ઘરની જીવતી 'ગાંડી'ને કેમ ભૂલી જાઓ છો? ઠેઠ સીંગાપુરથી એ રઝળતી પાછી આવી, કેમ કે એના ધણીએ એક માથે બીજી આણી.'

'આ ઊખડેલ કયાં એમ પાછી આવવાની હતી?'

'પાછી આવશે. પાછી આવ્યા વગર છૂટકો નથી. સોમેશ્વરજી, મારૂં વેણ છે. મારી આંધળી આંખો ભવિષ્યમાં ભાળે છે: કે આ કંચન, એક દિ' પાછી આવશે: તે દિ' તમારે વેઠયા વગર છૂટકો નથી.'

'મારું પગરખું. કાઢું ખડકી બહાર.'

'નહિ કાઢી શકો. ને તે દિ' એક નહિ પણ એનાં આંસુ લૂછવાં પડશે.'

'કેમ ભાઈ?'

'ત્યારે શું આ બબ્બે સંસારનું સત્યાનાશ કરનારો હીજડો....'

'હં...હં.'

'સાચું કહું છું : હીજડો : વીરસુત મારો ભાણેજ છે છતાં સાત વાર હીજડો. એના સંસારને તો પારકા જ માણવાના છે. ભણેલી ને સુધરેલી પોતાને કબજે ન રાખી શક્યા એટલે હવે પાછી એને કોઇક ગામડાની ગાય ઘેરે આણવી છે.'

'હોય. ભાઇ જયેષ્ઠારામ! આપણે તો માવતર : જીવવું ત્યાં લગી છોકરાંના વ્યવહાર ખેંચવા જ રહ્યા ને.'

'પણ આનો વિચાર કર્યો?' જયેષ્ઠારામે ઊંઘતા દેવુ તરફ આંગળી ચીંધી.

'કાં?'

'એ તે કેટલીકને 'બા' 'બા' કહેતો ફરશે?'

વાત પૂરી તો નહોતી થઇ, પણ અધૂરા મુકાયેલા ત્રાગ જેવી એ જાણે કે હવામાં ઊડતી રહી. ને બેઉ ડોસા સૂતેલા દેવુને જગાડીને અંદર પોતાના ઉતારામાં લઈ ગયા.

ડોસાઓને સરત નહોતી કે ગઈ રાત્રિના વાર્તાલાપનો ઉત્તરાર્ધ જ્યારે ચાલતો હતો ત્યારે દેવુ જાગી જઈને સાંભળી ગયો હતો. જયે-ષ્ઠારામ મામાના છેલ્લા બોલ એને કાને રમતા હતા કે 'આ દેવુ તે કેટલીકને 'બા' 'બા' કહેતો ફરશે?' એ એક જ વિચારને દેવુએ

ભૂખ્યા પ્રાણીની પેઠે ઝડપી લીધો. ને એણે આજે તો કંચન બાને મોઢામોઢ જઇ મળવા નિશ્ચય કર્યો. એણે નવી બા જેમાં રહેતી હતી તે ઉતારામાં એકદમ પ્રવેશવાની તો, પેલા વિકરાળ માણસની હાજરીને કારણે હિંમત ન કરી. એ કલાકો સુધી નવી બાના મુકામની બહાર છુપાઇ રહ્યો. પણ એ કલાકો એળે ગયા. આજે કંચન બા પણ બહાર ન નીકળી. પેલો વિકરાળ માણસ પણ મુકામમાંથી ન ખસ્યો.

થાકેલા દેવુએ છેક સાંજે પોતાનું જીગર મજબૂત કરીને જીભને ટેરવે આણી મૂક્યું. પછી પોતે એ મુકામની અંદર ધસી ગયો. એણે કંચન બાને એક ખાટલા પર પડેલી જોઇ. પેલો પણ એની સામે ખુરસી પર બેઠો બેઠો કશુંક વાંચતો હતો. દેવુએ ઊંબરમાં ઊભા રહીને પોતાની કશી જ પિછાન આપ્યા વગર, ધ્યાન છે કે નહિ તે જોયા તપાસ્યા વગર એકીશ્વાસે મોટે અવાજે કહી નાખ્યું:–

'જયેષ્ઠારામ મામા જૂઠું નથી કહેતા: દેવુએ હજુ કેટલીકને 'બા' 'બા' કરતા રહેવાનું છે?'

એટલા બોલને અંતે આવતાં તો દેવુનો શ્વાસ ગદ્‌ગદિત બની ફાટી ગયો, અને એક જ ક્ષણને માટે એની આંખો કંચનની જોડે એક નજર થઈ શકી. પેલો વિકરાળ માણસ ભાસ્કર ચોપડીમાંથી માથું ઊંચકીને પૂરું જુએ સમજે તે પૂર્વે તો દેવુ પાછો નાસી ગયો.

નાસી જતા છોકરા દેવુને પકડવા ભાસ્કર જે ચપળતાથી ઊઠયો ને દોડયો, તે એના અખાડેબાજ પૂર્વજીવનનો પુરાવો હતો. નજરે જોનારને ભાસ્કર ઠંડો અને મંદગતિ લાગતો. ઉતાવળ એનાં રૂંવાડાંમાં જ જાણે નહોતી. પણ એ ઠંડાશ અને મંદતાની અંદર ઝંઝાવાતના જેવો વેગ હતો, નિશ્ચય હતો. એક કંચન જ આ વાત બરાબર જાણતી

હતી. એનાથી ભાસ્કરની પાછળ બૂમ પડાઈ ગઈ કે 'ન જાઓ! ન દોડો! એને મારશો નહિ, બીવરાવશો નહિ!'

હાંફળી ફાંફળી એ બારીએ ટેકાઈ ઊભી રહી ત્યારે લાંબે માગેથી નીચે ઊતરવા દોડેલા દેવુને ભાસ્કરે દીવાલ પરથી ઊતરી જઈ ઝાલી લીધો હતો: 'ચાલ ચાલ ઉપર.' એમ એ દેવુને કહેતો હતો: 'ડર ના, હું તને નહિ મારું. ખાવાનું આપીશ.'

ઊંચી બારીએથી કંચને આખરે દેવુને ઓળખ્યો : પોતાનો સાવકો પુત્ર: તે દિવસ રાતે અમદાવાદમાં જેણે 'બા' કહી બોલાવેલી હતી તે જ આ.

થોડી વાર થયું કે ભાસ્કર એને ન મારે, ન ડરાવે તો ભાસ્કરના ચરણોમાં પડું. થોડી વારે થયું કે આ છોકરો પોતાનો કાળ હતો, શત્રુ હતો.

ભાસ્કર એને ઉપર તેડી લાવતો હતો ત્યારે કચંન સામે જ ઊભી હતી. દેવુ કંચનની સામે મીટ માંડી શકતો નહોતો. એણે જાણે કે આ સ્ત્રીને 'બા' કહી બોલાવવાનો મહાપરાધ કર્યો હતો. એ નીચું ઘાલી ઉપર ચડતો હતો. ભાસ્કરે એનું કાંડું દેખીતી રીતે તો સાદું સીધું ઝાલ્યું હતું, પણ એ કાંડાને મરડીને જે વળ ચડાવેલા તે અદૃશ્ય હતા.

'બેસ.' ભાસ્કરે એને પોતાની પાસે બેસાડીને પૂછ્યું, 'કોણ છો તું?'

'દેવુ.'

'કોનો દીકરો?'

દેવુએ ન કહ્યું કે વીરસુતનો: ન કહ્યું કે દાદાનો: એણે તો સામે બેઠેલી કંચન તરફ બેઉ નેત્રો માંડીને બોલ્યા વગર જ જાણે કે પાંપણના પલકારા રૂપી શબ્દો સંભળાવ્યા: 'આનો.''

'આંહીં કોની સાથે આવેલ છો ?'

એ બધા પ્રશ્નોના જવાબમાં દેવુએ ડળક ડળક થતે ડોળે આખી કથા કહી દીધી : દાદાજી મારી આ બાને ઘેરે લઈ જવા આવેલા છે. મારા પિતા ફરી લગ્ન કરવા માગે છે. દાદાજી કહે છે કે બા જો ઘેરે આવે તો નહિ સતાવીએ. અમારી જોડે સાચવશું. અમદાવાદ ન રહેવું હોય તો ન રહે.

આ બધું કહેતે કહેતે દેવુ કોઈની સામે જોવાની હિંમત નહોતો કરી શકતો. ફક્ત એ પીઠ ફેરવીને બેઠેલી કંચન સામે તિરછી ને ભય-ગ્રસ્ત નજર કરી રહ્યો હતો. મોં જેનું નહોતું દેખાતું તેનો ફક્ત બરડો જ દેખી વધુ આકર્ષણ થતું હતું. સ્ત્રીના ચહેરા કરતાં સ્ત્રીનો પીઠ-ભાગ વધુ ભાવભરપુર હોય છે તેમ દેવુની આંખો કહેતી હતી. ચહેરા ચહેરામાં જુદાપણું હોય છે, બરડો સમાનતાનું પ્રતીક છે. નાના બાળકને નિશાળમાં લસરવાનું જે પાટિયું હોય છે તેની સૌપહેલી કલ્પના કોઈક બાલપ્રેમી શિક્ષણકારને જનેતાના બરડા પરથી જ ઊપજી હોવી જોઈએ. લાખો કરોડો શિશુઓને લસરવાનું સ્થાન બરડો : માના બરડા ઉપર ચડીને ખભા પર થઈ ગલોટિયું ખાવાની નીસરણી બરડો : માનો બરડો !

શહેરની એક વ્યાયામ-સંસ્થાના ઉત્સવમાં પ્રમુખપદ શોભાવવા જવાની તૈયારી કરી બેઠેલી એ કંચનબાના બરડા પર ઢંકાયેલો આછો સાળુ દેવુની ભયભરી તિરછી આંખોને શું શું બતાવી રહ્યો હતો ? અધઢાંકી ફૂલવેણી : પાતળી ગર્દન ફરતી સાદી હાથીદાંતના પારાની માળા : કાનની બૂટે લળક લળક ઝૂલતાં એરીંગ : આછા રંગનું પોલકું : ને પોલકા ઉપર અંબોડાની નીચેથી સાધી નિર્ઝરતી કોઈ રંગ-ત્રિવેણી સમી, પેલી હાથીદાંતની માળાની પાછલી રેશમી

દોરી : દોરીને છેડે ય પાછું ફૂમકું. ને ઓહ! તે પછી નજર નીચે ઊતરી ને નિહાળી રહી સ્ત્રીદેહનો ભર્યો ભર્યો પાછલો કટિપ્રદેશ.

આવી જો બા ઘરમાં હોય! આવી ભલેને નવી બા હોય, છતાં 'દેવુ, તારે ખાવું છે ભાઈ?' એમ કહીને સુકો રોટલો અને છાશ પણ પીરસતી હોય, તો ખાવાનું કેવું ભાવે? આવી બાને ખોળે તો ખેલવા જેવડો હું નથી રહ્યો, છતાં એને ખોળે રમનારું એક નાનું ભાંડું હોય તો એને 'મોટાભાઇ! મોટાભાઈ!' કહેતાં તો શીખવી શકાયને. આવી બા ભલે ને નવી હોય તો પણ મારી માંદગીને વખતે પથારી પાસે બેસવાની કાંઈ ના પાડે? પાણીનો ઘૂંટડો ભરાવવાની કાંઈ ના પાડે?

આવા ભાવો—અમે મૂકેલ છે તેટલા સ્પષ્ટ હશે કે કેમ તે અમે નથી કહી શકતા—એ દેવુના દિલની ડાળે ડાળે વાંદરાંની જેમ કુદાકુદ કરતા હતા, અને દેવુની પાસેથી બધી વાત કઢાવી લઈને ભાસ્કર એને કહેતો હતો; 'વારુ, છોકરા! જા હવે. ને તારા દાદાને તેડીને અત્યારે વ્યાયામમંદિરની સભામાં આવજો, ત્યાં તમને તમારી બાનો મેળાપ કરાવી દઈશ હાં કે? જા.'

દેવુ જવા ઊઠ્યો. ત્યારે ભાસ્કરના આંખોના રંગોની ઘુમાઘુમ એને ભાસ્કરના શબ્દોની અંદર રહેલી મૃદુતાથી જુદેરા પ્રકારની જ લાગી: એ આંખો દેખી દેવુ વધુ ભયભીત બન્યો, પણ શબ્દોનું માર્દવ એને વિભ્રમ કરાવતું રહ્યું.

મૂંગી મૂંગી નજરે એણે નવી બા પ્રત્યે એક વાર જોવાની કાકલૂદી કરી. પણ કંચને પીઠ ફેરવી નહિ. 'જા બાપુ જા હવે.' એ ભાસ્કરનો બોલ ફરી સંભળાયો.

દેવુના પગની પડઘીઓ વિરમી ગઈ ત્યાં સુધી એ ઓરડામાં બોલાસ બંધ રહ્યો. પહેલો ધ્વનિ એ ખંડમાં પીઠ ફેરવીને બેઠેલી કંચનના ઊંડા એક નિઃશ્વાસનો હતો: બીજા સુર એ મેડીની બારી સામે જ ઊભેલા જાંબુડાના ઝાડની એક કૂણામાં કૂણી ડાળખીએ બેસી ઝૂલતી ટચૂકડી ફૂલચકલીના ચીંચકારાનો હતો. ને ત્રીજો સૂર ભાસ્કરનો હતો. ભાસ્કરે કહ્યું:—

'કેટલા બડા કાવતરાખોર લોકો !'

એટલું સાંભળતાં જ કંચનનો સ્થિર બની રહેલો દેહ સળવળ્યો. કોઈએ જાણે કે એ ઊંડા વેદના-કૂપમાં પડી ગયેલીને માટે ઉપરથી સીડી સરતી મૂકી.

'હા-હા-હા-' ભાસ્કર બોલતો જ ગયો: 'પેલાને-તારાને ફરી પરણવું છે. એને ખબર છે કે એનું ને તારું તો સિવિલ મેરેજ છે. એક હયાત છતાં બીજી કરી શકાય નહિ. ને કોર્ટે ચડી લગ્ન રદ કરાવી શકાય નહિ; આ મૂંઝવણમાંથી માર્ગ કાઢવા બાપને બહાર કાઢેલ છે, બાપડા બુઢ્ઢા બાપને.'

'શો માર્ગ ?' કંચન કુતૂહલથી તેની સામે ફરી.

'તું જ વિચારને, કયો માર્ગ કાઢે તો ફરી પરણી શકાય તારા વીરસુતથી ? તું મારું કહેવું નહોતી માનતી, ખરું ? પણ મને તો ખાતરી હતી કે પાતાળમાંથી પણ તારો પીછો લેવા એ લોકો આવશે.'

'પણ મને લઈ જવાથી શું મારી સંમતિ મેળવ્યે ફરી વાર પરણી શકે ?'

'સિવિલ મેરેજમાં સ્ત્રીની સંમતિ પણ ન ચાલે કંચન.'

'ત્યારે ?'

'હમણાં નહિ કહું. હમણાં તો ચાલ. જો આ લોકો ગાડી ગઈ તેડવા પણ આવી પહોંચ્યા. ત્યાં સભામાં હું સ્ફોટ કરીશ. અત્યારે તો ચાલ બચ્ચા !'

એમ કહીને એણે ઊભા થઈ કંચનના મોંયે કપાળે વહાલભેર પંજો ફેરવા લીધો.



## પ્રકરણ બાવીસમું

### જનતા ને જોગમાયા

એટલામાં તો ગામના વ્યાયામ–મંદિરના ઉત્સાહી સંચાલકે પોતાના મંદિરના મેળાવડાની અધિષ્ઠાત્રી 'દેવીજી'ને સભાસ્થાને તેડી જવા હાજર થયા. ને તેમણે આવીને પહેલું જ આ કહ્યું: 'અમારા વાર્ષિક ઉત્સવનાં પહેલાં જ સ્ત્રીઅધ્યક્ષ તમે હોવાથી, ગામ–લોકોનાં તો ટોળાં વળ્યાં છે. સ્ત્રીઓ તો ક્યાંય માતી નથી. જાગૃતિનું અદ્‌ભૂત મોજું આજે શહેરમાં આવી ગયું છે. આ ગામ પચીસ વર્ષ પછાત હતું તે આજે સૌ ગામોની જોડાજોડ આવી ગયું છે.'

આવા આવા ઉત્સાહભરપુર શબ્દો શ્વાસપુર ફેંકી રહેલા ગામના અખાડા–સંચાલકો કંચનના નારીદેહની જાણે કે મનોજ–પુષ્પોથી પૂજા કરતા હતા.

'બહેન પણ આવા મેળાવડાનું જ પ્રમુખસ્થાન લે છે.' ભાસ્કર બોલ્યો: 'કેમ કે એને તો મર્દાનગીનો આદર્શ ઊભો કરવો છે.'

ભાસ્કરના આ શબ્દો કંચનના લેબાસ, પોષાક અને સૌંદર્ય ફરતી ફ્રેમ રૂપ હતા, પણ તેડવા આવેલાઓ ફ્રેમની પરવા કર્યા વગર, હજી તો ભૂખ્યા ડાંસ જેવા, મૂળ તસ્વીરને, કંચનની દેહ–છટાને જ જોવામાંથી નવરા નહોતા થતા. તેઓને કંચનના દર્શનમાત્રથી જ આજના મેળાવડાની સોળ આના ફતેહની ખાતરી થઈ ચૂકી હતી.

'અમારે પણ આ પછાત ગામના લોકોને, ખાસ કરીને સ્ત્રીઓને સ્વાધીન નારીનો આદર્શ બતાવવો હતો, તે ઉમેદ આજે પૂરી થશે.' તેડવા આવેલાઓ પૈકીનો બીજો અંદરખાનેથી પાણી પાણી બનીને બોલી રહ્યો.

પછી સૌ ગાડીમાં બેઠા ત્યારે કંચનની સામેની બેઠક પર બેસવા માટે સંચાલકો પૈકીના બે જણાઓમાં ઘડીભર તો ગુપ્ત એક બાજી રમાઈ ગઈ. પેલો કહે, હું નહિ. બીજો કહે, નહિ, હું નહિ.

'અરે શું હું નહિ હું નહિ કરો છો ?' એમ બોલીને કંચને એ બેમાંથી એક બડભાગીને હાથ ઝાલી પોતાની સામે ખેંચી લીધો. પછી સફાળા જ તેણે કાંઈક યાદ આવતાં બાજુમાં બેઠેલ ભાસ્કર સામે જોયું. પણ ભાસ્કર જાણે જાણતો જ ન હોય તેમ બીજી દિશામાં જોઈ બેઠો હતો.

ગાડી સભાસ્થાન પર આવી પહોંચી ત્યારે 'ઢરરર...ઢમ ! ઢમઃ ઢમઃ ઢમઃ ટી–કી ટી–કી ટી–કી–ઢમઃ' એવા સ્વરે વ્યાયામ–બેન્ડે સલામી આપી. પ્રવેશ–દ્વારથી મંચ સુધી યુવાનોએ લાઠીઓની કમાન-વાળો માર્ગ રચી દીધો : ને શ્રોતાઓમાં અગાઉ જઈ કોઈએ કહ્યું: 'દેવીજી આવે છેઃ શાંતિ રાખો.'

લાઠીઓની કમાનો વચ્ચે થઈને કંચન ગૌરવયુક્ત ગતિએ રંગમંચ તરફ ચાલી ત્યારે પ્રેક્ષકો એને તાકી તાકીને જોઈ રહ્યા. 'અહાહા ! એની તાકાત તો જુઓ.'

'દુઃખી બહુ થઈ લાગે છે બાપડી !'

'સિંહણ જેવી છે ને ?'

'જુઓ ક્યાં આ શક્તિ ભવાની, ને ક્યાં આપણાં કચકી ગયેલાં સડેલાં બૈરાં ! જુઓને બધી ભાવઠયો આ બેઠી.'

'મારી સાળીયું વરસોવરસ છોકરાં જણવા સિવાય બીજો ધંધો જાણતી નથી.'

એવા ચિત્રવિચિત્ર ગણગણાટ વિરમી ગયા, અને રંગમંચ પર ફૂલોના ઢગલે ઢગલા ખડકયા હોય એવા એક અગ્રણી-વૃંદ વચ્ચેથી સંસ્થાના 'મંત્રીજી' ઊઠયા, તેમણે પોતાની કાવ્યમય બાનીમાં 'નૂતન ભારતનાં યુગપૂજક સંતાનો!' એવા શબ્દો વડે શ્રોતાઓ પ્રત્યે સંબોધન કરીને ઓળખાણ આપી: 'આજે પધારેલાં આ દેવીશ્રીનો પરિચય તો હું આપને શુ આપું? એ એક વીર-નારી છે. સ્વાધીનતાની મૂર્તિ છે વગેરે વગેરે.'

ત્યાં તો એક ગામના ગૃહસ્થ, નૂતન યુગના સંસ્કારમૂર્તિ બનવા પ્રયત્ન કરતા કરતા વચ્ચે બોલી ઊઠયા:

'આપણાં ગામની બાયડીઓને કહીએ કે એ જુઓ આમ જુઓ, આંખ્યો ઉઘાડો!'

એ શબ્દોએ સભાને હાસ્યરસની એક જબરી લહરી પૂરી પાઠી, ને કંચન પણ ગાફલ બનીને ખડખડ હસવા લાગી, ત્યાં તો એની નજીક બેઠેલા ભાસ્કરે એની સામે ડોળા ફાડી એને એના સ્થાનને યોગ્ય ગૌરવમાં પુનઃપ્રતિષ્ઠિત કરી દીધી.

પછી વ્યાયામ વીરોના ખેલો થવા લાગ્યા, ને દરેક વ્યાયામ—વીર આગળ આવીને શરૂમાં તેમ જ અંતમાં કંચન તરફ જે 'નમસ્તે'નો અભિનય કરતો હતો તેનો ઉન્માદ કંચનના ફાટફાટ થતા કલેજાને ફુલાવી ઢોલ કરતો હતો.

ને એ વખતે સભામંડપની છેલ્લી બે ચાર હારોમાંથી બે ડોસાઓ ને એક બાલક ઊંચા થઈ થઈ આ દૃસ્ય જોતા હતા. એક ડોસો હસતો

હતો, બીજો ડોસો કોણ જાણે લજ્જાની કે પછી કોણ જાણે અનંદની ઊર્મિથી વારંવાર ડુસકાં ખાતો હતો ને છોકરો તો ગોઠણભર થઇ થઈ આભા જેવો આ તમાશાને જોઈ રહ્યો હતો.

કોઈ ન સાંભળે, અથવા સાંભળે તો પણ ન સમજે, તેવી આવડતથી બેઉ ડોસા પરસ્પર વાતો કરી લેતા હતા :

'હા હા, જયેષ્ઠારામ, હવે આશા નથી. આપણા ઘરમાં હવે શે સમાય ?'

'જોઈને તો ન્યાલ થઈ લો.'

'પણ હું શું જોઉં ? અરે દીકરી–દીકરી–દીકરી–'

'જોજો સાદ ન ફાટી જાય.'

'આ હા હા ! હજારો લોકોની દેવી, મારા ઘરમાં શે સામે ?'

એવી વાતોના ક્ષુદ્ર ગણગણાટ પર મેઘ–ગર્જના છવરાઈ જાય તેવો ભાસ્કરનો ભાષણરવ ગૂંજી ઊઠયો:

'શ્રોતાજનો, તમે જાણો છો, તમારી સૌની માતાઓ બહેનોની સ્વાધીનતા પ્રાપ્ત કરવા આ 'દેવી'એ શું શું સહ્યું છે ? એના ચહેરા પર દુઃખનાં હળ હાલેલાં છે. એના ચાસ જુઓ છો ? ને હું તમને કહું છું ત્યારે ધ્રાસકો પડશે, તમારી છાતી બેસી જશે કે આજે, અત્યારે, આ જ ક્ષણે, આ સભામંડપની અંદર જ એક સ્થળે આ તમારી 'દેવી'નું કાસળ કાઢી નાખવાનું કાવતરું ચાલી રહ્યું છે.'

એ થંભ્યો, સભાવૃંદ ખળભળ્યું, ખુદ 'દેવી'નો ચહેરો પણ ચોંકી ઊઠયો, ચહેરે ચહેરા એકબીજાની સામે ફર્યા. આંખે આંખને પગ આવ્યા, પ્રત્યેક આંખ શોધવા લાગી કાવતરાંખોરોની જમાતને.

'એ કાસળ કાઢી નાખનારાઓ,' ભાસ્કરનો અવાજ એરણ પર ઘણના પ્રહાર સમો પડ્યો, 'ચેતી જાય, આંહીંથી ચાલ્યા જાય, નહિતર હું એમના તરફ આંગળી ચીંધું તેટલી જ વાર છે. આખું કાવતરું બહાર પડી જશે ને તેમના હાથમાં હાથકડીઓ પડશે.'

થોડી ઘડી ખામોશ ધરીને પછી એ બીજા મુદ્દાઓની ચર્ચામાં આગળ વધ્યો; થોડી વાર ઊંચા નીચા થઈ ને જોવા માંડેલા શ્રોતાઓ ભાસ્કરના શબ્દપ્રભાવમાં ફરીથી લુપ્ત થયા. અને શ્રોતાસમૂહને એક છેવાડે ખૂણેથી બે બુઢ્ઢાઓ, એક બાળકને હાથ વડે લપેટતા, ધ્રૂજતા, વિમાસતા, ધીરે ધીરે સરી જઈ ને બહાર નીકળી ગયા.

ભાસ્કરની ધમકી તેમને ઉદ્દેશીને હતી એ તેઓ સમજી શક્યા હતા. તેમનો સૌથી મોટો ભય દેવુનો જીવ જોખમાઈ જવાનો હતો. ઉતારે જઈને દેવુને પૂછતાં તેણે પોતાની તે સાંજની, ભાસ્કર સાથેની મુલાકાતનું પૂરું વર્ણન કર્યું. તે સાંભળી બેઉ બુઢ્ઢાના શ્વાસ હાંફી ગયા. છોકરો કોઈ રાક્ષસની ગુફામાંથી હેમખેમ પાછો આવ્યો લાગ્યો. તેમણે બેઉએ મસલત કરી. ભય લાગ્યો કે વહુને લેવા આવતાં ક્યાંઈક છોકરો ખોઈ બેસશું. તેઓએ રાતની ગાડીમાં લાગુ પડી આ ખુવારીનો માર્ગ છોડ્યો.

રસ્તામાં દેવુના દાદા સુનકારની સાક્ષાત્ મૂર્તિ બનીને બેસી રહ્યા. 'પહેલી જ વાર હું હાર્યો આ જીંદગીમાં, જ્યેષ્ઠારામ! પહેલી વાર—અને છેલ્લી વાર!' એટલું જ એ એકાદ વાર બોલ્યા. એ એક જ ઉદ્દ્ગાર અંતરમાં ભારી કરીને પોતે પાછા પોતાના વતનમાં સમાઈ ગયા. ગામના સ્ટેશને ધોળા દિવસની ટ્રેનમાં ન ઊતરવું પડે તે માટે રસ્તે એક ગાડી છોડી દીધી, ને મધરાતે પોતાને ગામ ઊતરી ઘરમાં પેસી ગયા. ને જ્યેષ્ઠારામે પણ ફરી વાર પાછો પોતાનો અસલી અંધાપો ધારણ કરી લઈ પછવાડેની પરશાળમાં પોતાનું એકલ સ્થાન સંભાળી લીધું.

દાદા પોતાનો થીગડાં મારેલો જૂનો કામળો ઓઢીને વહેલી પરોડે બેઠા છે, ત્યાં કોઈકના શબ્દો સંભળાયા: 'અનસુ રડતી નથી: અનસુ ઊંઘે છે: ને તુલસી–ક્યારો લીલો છે–લીલો છમ છે, રોજ દીવો કરતી'તી–કરતી'તી.'

ઓરડાની બહાર ઊભી રહીને બોલતી એ ગાંડી ભત્રિજી યમુના હતી. ઘણા દિવસે ઘેર આવતા ડોસા, વહુને ગુમાવી બેઠાના વલોપાતમાં એ ગાંડીને ભૂલી ગયા હતા. છોકરી અનસુ જાણે એના જગતમાંથી જ ભૂંસાઈ ગઈ હતી. યમુનાએ અનસુને ચૂલામાં બાળી હશે કે ક્યાંક કૂવામાં ફેંકી દીધી હશે, એવી બીક વચ્ચે વચ્ચે લાગેલી, પણ પછી તો વહુને હાથ કરવા જતાં યમુના, અનસુ અને ઘરબારનું ભાન રહ્યું નહોતું.

વહેલી પરોડનાં પંખીના ચિંચિંકાર વચ્ચે ગાંડીનો અવાજ કાને પડ્યો. તુલસી–ક્યારો લીલો છે એ સમાચાર ગાંડીએ શા સારુ આપ્યા? તુલસી–ક્યારો સુકાયો નથી એટલે શું નવી વહુ પાછી મળવાની આશા રહી છે એમ સમજવું? વહેમી અને શ્રદ્ધાળુ દિલનો કુટુંબપતિ આવા સાદા સમાચારને પણ સાંકેતિક વાણીમાં ઘટાવતો બેસી રહ્યો.

'બેટા!' એણે કામળામાં લપેટાયેલું મોં સહેજ ઊંચું કરીને કહ્યું, 'તુળસી–ક્યારો તેં લીલો રાખ્યો એ જ બતાવે છે કે તારું ડહાપણ લીલું છે, તું ગાંડી નથી.'

'હું ગાંડી નથી. પૂછી જોજો અનસુને. ગાંડી નથી. ગાંડી તો કંચનભાભી. ગાંડી! ગાંડી! ખબર છે. તુલસી–ક્યારે આવી નથી. અનસુને રમાડી નથી. ગાંડી! બાપા, ગાંડી થઈ ગઈ ભાભી.' એમ બોલતી બોલતી યમુના રડી પડી; 'ગાંડી ભાભી.'

ઘરમાં પુરાઈને બેઠેલી આ ગાંડી આશ્રિતાના રુદનમાં કૌટુમ્બિક જીવનની ભૂખના સ્વરો હતા. કંચનને એ આજે ક્યાંય જુએ તો

ઓળખી પણ ન શકે; એક વાર લગ્ન પછી કંચન જ્યારે ઘેર આવેલી ત્યારે જ એણે સહેજ જોયેલી; ત્યારે તો યમુના પૂર્ણ ગાંડપણના સપાટામાં પડેલી હતી; તે છતાં જરીક જોયેલી નવી ભાભી કંચનને એણે આજે પોતાના અશ્રુજળના પરદાની આરપાર ઊભેલી નિહાળી; રડતી રડતી ગાંડી એને ઠપકો આપતી હતી કે 'ગાંડી ભાભી ! ભાભી ગાંડી ! !

'તું ના રડતી બાઈ !' થીગડાં મારેલ કામળામાં પોતાનું મોં ફરી વાર લઈ જઈને વૃદ્ધ માંડ માંડ બોલ્યા : 'તું શાંતિ ધર.'

'તુલસી–ક્યારે એક વાર પણ ન આવી ગાંડી ભાભી ! તુલસી મા સુખદુઃખ સાંભળત. તુલસી મા ધીરજ આપત.' કહી કહીને યમુના વિશેષ ધ્રુસકાં ભરવા લાગી.

'ચાલ બચ્ચા, આપણે તુલસી–ક્યારે જઈએ; ચાલ, દીવામાં ઘી ને વાટ લેતી આવ.'

પ્રભાતના તેજતિમિરના સંધિકાળે, નાના એવા તુલસી છોડને નમન કરતો, મોટા દેહવાળો ડોસો ઊભો રહ્યો, ગાંડી યમુના ઘીના ચેતાવેલા દીવાને પોતાના બે હાથની છાજલી વચ્ચે ઢાંકીને લઈ આવતી હતી ત્યારે ડોસો નિહાળતો રહ્યો–એ છાજલીમાંથી યમુનાના મોં પર લીંપાતું દીવાનું કંકુવરણું તેજ. યમુનાની આંખોમાં ભરેલી સજળતા પણ સ્પષ્ટ દેખાતી હતી. યમુનાના તાજા રોયેલા મોં પર એક ગુપ્ત ગર્વ તરવરતો હતો કે પોતે તુલસી–ક્યારાને સુકાવા નથી દીધો, અને અનસુને રડવા નથી દીધી.

'તુલસી–મા !' વૃધ્ધે હાથ જોડયા. 'તમે મારી યમુનાને ડાહી કરી, પણ મને તો ક્યાંક ગાંડો નહિ કરી મૂકો ને !'

'તુલસી મા એવું નહિ કરે, કદી ન કરે.' યમુના હસીને બોલતી હતી.

'તું મારા માટે પ્રાર્થના કરીશ યમુના ?'

'સૌને માટે—ગાંડી ભાભીને માટે ય.'

ને પછી એ તુલસી–વૃક્ષની સામે હાથ જોડી ઘણું ઘણું બબડી.

અનસુ ઊઠીને બહાર આવી. હવે એ ચાલી પણ શકતી હતી. એણે દાદાને દીઠા : 'દાદા, ઘોલો ઘોલો !' એ એક જ એની માગણી હતી. વૃદ્ધ માસ્તરે એના ચાર પગ કરી જૂનું પશુત્વ ધારણ કર્યું ત્યારે પછી અનસુને પરવા જ ન રહી કે કંચન કાકી કોણ છે, એનું શું થયું છે, ને પોતાની સગી બા ભદ્રા પણ કેમ ગેરહાજર છે.



# પ્રકરણ ત્રેવીસમું

## દિયરની દુઃખભાગી

ભદ્રા હજુ દિયર પાસે અમદાવાદ જ હતી. એની એક આંખમાં અનસુ તરવરતી હતી, બીજી આંખમાં દિયરજીની દુઃખમૂર્તિ હતી. જાણ્યું તો જીવશે જીવવું હશે તો, પણ આ કુટુંબની રોટલી રળનાર પુરુષ જો ભાંગી પડશે તો અમને જ ખોટ બેસશે, એવું ચિંતવતી ભદ્રા વીરસુતને સાચવીને બેઠી હતી. એને રોજેરોજ ફેરવી ફેરવીને ફરસાણ ઇત્યાદિ ખવરાવતી. એને પૂછ્યા વગર જ પોતે એની ખાવાપીવાની ઇચ્છા કળી લેતી. સારું સારું કાંઇક શાકપાંદડું અને ઢોકળું પત્રવેલીઉં પોતે કરતી ત્યારે નાની અનસુ યાદ આવી જતી, આંખો ભરાઇ જતી, પણ બીજી જ ક્ષણે આંખો લૂછીને એકલી એકલી બોલી લેતી:

'ઇમાં શું રોઇ પડવાનું હતું બૈ? આ બાપડા દેરને બાયડી જેવી બાયડી ચાલી ગઇ તેના જેવો તો તારો દુઃખ-ડુંગરો નથી ને રાંડી? રાંડેલી અસ્ત્રી તો બધું જ વેઠે, એ તો જોરદાર જાત વદે, પણ રાંડયો નર સહી શકે બૈ! ઇ તો ધન છે સસરાજીને, કે રાંડયા કેડે એકલે હાથે અડીખમ જેવા રહી છોકરા બે મોટા કર્યા, પરણાવ્યા પશટાવ્યા, ને વળી મારા જેવી મૂંડીને પણ પાળે છે. બાકી આ બાપડા દેરની કાંઇ

તાગાદ છે, બૈ ? રાત બધી પથારીમાં લોચે છે, નિસાપા નાખે છે, સ્વપનામાં લવે છે, હું કાંઈ નૈ સાંભળતી હોઉં એ બધું ? મને થોડી ઊંઘ આવે બૈ ! એકલવાયાં એકલવાયાં અસ્રી વગરના ઘરમાં રેવું ને રાતે ઊંઘવું એ થોડું ઠીક કહેવાય ? કોને ખબર છે બૈ, બેમાંથી કોનું હૈયું વહેલું હારી બેસે ને કોણ ખોટ ખાઈ બેસે. પછી આ આને દોષ દે ને આ આને માથે આળ ચડાવે એ કંઇ ચાલે ? માટે ચેતતા રે'વું બૈ ! બૈરાવિહોણું ઘર છે. ને પોચા હૈયાનો પુરુષ છે. કોઈનો દોષ ના કાઢીએ, આપણે પંડયે જ આપણાં વસ્તર સંકોડીને રહીએ બૈ.'

પત્નીને હારી બેઠેલો વીરસુત પોતાની ભોજાઈનો આ છૂપો ભય થોડેક અંશે તો પરખી શકયો હતો. શરૂ શરૂમાં તો કેટલાક દિવસ એ પોતાના સંસારના આ સત્યાનાશ ઉપર ટટ્ટાર ને પડકાર કરતો રહ્યો. રેશમનાં સૂટ, ઊંચાં ચામડાંનાં બૂટ, જુદી જુદી જાતની હેટ, ટોપી, સાફા વગેરે શોખની માત્રા ઊંચી ચડી. ને કંચન ગઈ તો તેના નામ પર ઝાડુ મારવાનો તોર તેણે થોડા દિવસ બતાવ્યો ખરો. એના સ્નેહીજનો હતા તેઓ તેમ જ ભાસ્કરના વિરોધીઓ હતા તેઓ, એને ઘેર આવતા જતા પણ રહ્યા. ને એ સર્વને ભોજાઈના અથાક શ્રમને જોરે પોતે ચહા પૂરી ને ભજિયાં મુરબ્બો ખવરાવતો પણ રહ્યો. પણ રફતે રફતે સ્નેહીજનોનો અવરજવર ઓછો થયો, કેમ કે એક તો વીરસુત આખો સમય પોતાનો ને કંચનનો જ વિષય લઈ પીંજણ કરવા બેસતો, ને બીજું એ સૌને પૂછતો, ફરી લગ્નનું પાત્ર શોધી આપશો ?

વકીલ મિત્રોએ એને ચેતાવ્યો; 'તારું તો સીવીલ મેરેજ હતું. એક સ્ત્રી હયાત છે ત્યાં સુધી ફરી પરણાય જ નહિ. મીસ્ટ્રેસ રાખવી હોય તો રાખી લે. પણ ચેતજે, પેલાં લોકોના હાથમાં પુરાવો ન પડી જાય.'

આ માહિતી કાંઈ નવી નહોતી, છતાં પોતે કોણ જાણે શાથી આત્મવિસ્મૃત થઈ ગયો હતો, એ વિસ્મૃતિ પર આ ખબર એક વજ્રપાત શા નીવડયા અને તે પછી તો એણે કંચનનું કોઈ અકસ્માતથી મૃત્યુ જ સતત વાંચ્છયા કર્યું.

'કંઈ પરવા નહિ.' એ થોડીક કળ વળી ગયા પછી વિચારતો: 'સ્વતંત્ર જીવનમાંથી ઊલટાનું વધુ સુખ મળી રહેશે.'

એવું સુખ મેળવવાના માર્ગો પોતાને મળતા રહે છે એવું પોતે માનતો હતો. મિત્રો પોતાની પત્નીઓ સાથે એની જોડે એને ખર્ચે સિનેમામાં આવતા થયા, ને ત્યાં મિત્રપત્નીઓ પતિની તેમ જ પતિના આ મિત્રની વચ્ચે બેસતી થઈ. થોડા દિવસોમાં જ આ વાતની જાહેર વગોવણી ચાલુ થઈ એટલે મિત્રો ને મિત્રપત્નીઓ એને આવો સમાગમ-લાભ આપતા અટકી પડયા. પ્રણય કરવાના પરાક્રમ માટે એ ઘણી વાર નીકળતો થયો, પણ એ પરાક્રમ માટે ખપતું જીગર એની પાસે કદી જ નહોતું સંઘરાયું. નફ્ટાઈ એનામાં ન જ આવી શકી. છતાં પોતે નાહકનો એવા દેખાવો કરી સારા વર્ગમાં પણ અળખામણો બન્યો.

નહિ પૂરા નફ્ફટ, ને નહિ પૂરા સંયમી એવા પુરુષની જે દશા થાય છે તે વીરસુતની બની.

બહારના જગતનાં આવાં બધાં જ સાહસોમાં એના હાથ હેઠા પડયા ત્યારે એ ઘેર આવીને વિચાર કરવા બેઠો. સ્ત્રી મળવી દુર્લભ છે. મિત્રપત્નીઓનાં મલકાતાં મોઢાં અને એ મોઢાંમાંથી ટપકતી દિલ-સોજી મારી સ્ત્રી બાબતની ભૂખને ભુલાવવાને બદલે વધુ પ્રદીપ્ત કરે છે. ને હું જો વધુ અગ્રેસર બનું તો તેનાથી સૌ ભડકે છે. આટલા બધા પવિત્ર રહી ગયેલા જગત પર એને તિરસ્કાર છૂટયો.

એક વાર મોટર લઈને સીમમાં ફરવા ગયેલો. ઘાસની ભારી

લઈ શહેર તરફ વળતી મજૂર સ્ત્રીને એણે કહી જોયું કે 'બાઈ બેસી જાઓ આ મોટરમાં, ને ભારી પણ અંદર ગોઠવી દો. તમને શહેર સુધી પહોંચાડી દઉં.'

'ના રે મારા ભાઈ! તું તારે મોટર ફેરવ્ય ને! ઠેકડી શીદ કરછ?'

એમ કહેતી એ ભારાવાળી છોકરી પોતાની પાછળ ચાલ્યા આવતા મેલાદાટ મજૂરની રાહ જોઈ થંભી જતી, ને વીરસુત પાછળ ફરી ફરી જોઈ શકેલો કે બેઉ જણાં ગુલતાનમાં ચાલ્યાં આવતાં હતાં. છોકરી પોતાના ચીંથરેહાલ સાથીની અસંખ્ય ચેષ્ટાઓમાંથી પણ રોનક ખેંચતી જંગલ ગજાવતી આવતી હતી.

એકલવાયાપણાની અવધિ આવી રહી. વીરસુત ઘેર આવ્યો. ભાભી વાટ જોઈ ઊંબરમાં બેઠી બેઠી કામવાળી બાઈ સાથે વાતો કરતી હતી.

એનો કંઠસ્વર દિયરની ગેરહાજરીમાં વણદબાયો ને લહેકાદાર રહેતો. વાતો કરતાં એ જાણે ધરાતી જ નહિ. કામવાળી બાઈ જોડે પણ એ અલકમલકની અને ખાસ કરીને પોતાના સસરાની વાતો હાંક્યે જતી.

ભાભીનો સ્વર જાણે પહેલી જ વાર પોતે શ્રવણે ધર્યો એવું ધીમેધીમે મોટર લઈ આવતા વીરસુતને લાગ્યું. એ સ્વર આટલો બધો કંઠભરપૂર અને નિરોગી હતો શું? ભાભીને પોતે અગાઉ કદી બોલતી કેમ સાંભળી નહોતી? ભાભી કોઈ કોઈ વાર રસોડામાં બેઠી બેઠી પૂછતી: 'ભાઈ તમને મારી રસોઈ ભાવે તો છે ને બાપા?' ત્યારે એણે જવાબો વાળેલા કે 'બધું જ ભાવે; લાવોને આપુ.' આ જવાબો કઠોર હતા તેની વીરસુતને અત્યારે સાન આવી. ભદ્રા

ભાભીનો કંઠ પોતે કાન દઈ સાંભળ્યો નહિ હોય, નહિતર કંઈ નહિ તો એ કંઠસ્વરોનું ફરી ફરી શ્રવણપાન કરવા માટે ય પોતે કાંઇક બોલ્યો હોત ને!

જમવા બેઠો ત્યારે 'ચાલો ભાભી! આજ તો હું બહુ જ ભૂખ્યો છું. પીરસો તો!' એવા મીઠા કંઠે પોતે બોલ્યો.

એને એકાએક ભાન થયું કે પોતે જેને શોધી રહેલ છે તે તો આંહીં ઘરમાં જ છે.

વીરસુતનો ચડેલો ચહેરો તે સાંજથી ગોળ હસમુખો બની ગયો, જમતાં જમતાં એણે રસોઈનાં વખાણ કરવા માંડયાં, પોતાના ઓરડામાં ટેબલ પર ખાવાનું મગાવી લેનારો પ્રોફેસર રસોડાની સામે પરસાળમાં જ પાટલો ઢળાવતો થયો. ને ભાભી પોતાને જમતા પહેલાં નહાઇ લેવાનું કહી જાય તેનો સ્વીકાર કરી લઈ, પોતે બપોર પછી નહાવાની પોતાની વર્ષોની આદત બદલાવી નાખી.

'ભાઇ!' થોડા દિવસ પછી ભાભી એના ખંડ પાસે આવીને કપાળદક સાડી રાખી કહેવા લાગ્યાં: 'તમારી ચાવીઓ મૂકતા જશો?'

ચાવીઓ ભાભી શા માટે માગે છે તેનું કારણ તો પૂછવાનું રહ્યું જ નહોતું; એની માગણી જ મીઠા ઉપકાર સમાન હતી. એ દઇને ગયો.

સાંજે આવીને વીરસુત જુએ છે તો એના તમામ ટ્રંકો બહાર તડકામાં ખુલ્લા તપતા હતા ને અંદર અવનવો ચકચકાટ મારતા હતા. વીરસુત ઓરડામાં આવીને જુએ તો પલંગ ઉપર એનાં કપડાંની થપ્પીઓ સરખી ઘડ પાડીને ગોઠવાઈ હતી, ને બાજુના એક મેજ પર જે થપ્પી પડી હતી તેમાંનાં તમામ કપડાં કુથ્થો ખાધેલ, વાંદાએ બગાડેલ, જીવાતે ગંધવી મારેલાં હતાં. ટસરનાં ને ઊનનાં સુંદર સૂટનો ઓટલો વળી ગયો હતો.

'કેમ ભાભી ! આ બધું શું ?' એમ બોલતો પોતે બાજુના ખંડમાં ધસી ગયો.

ભદ્રા બેઠી બેઠી એનાં ફાટેલાં ધોતીઆંને બારીક સાંધા કરતી હતી ને ઊન ટસરનાં કપડામાં પડી ગયેલ કાંણાંને તૂંની લઇ દુરસ્ત કરતી હતી.

દિયર આવતાં જ એણે પોતાનો પહોળો પાથરેલો ખોળો સંકોડી લીધો ને મોંમાં ઝાલેલી સોય હાથમાં લઈ લીધી.

'કંઈ નહિ ભૈ !' એણે ઊભા થઇ જઇને એક બાજુએ સંકોડાઈ રહી કહ્યું: 'ઘણા દા'ડાથી કપડાંની ફેરવણી થવી રહી ગઈ હશે—તે એ તો કશું નહિ. હાથે સરખાં થાય એવાં તો મેં સાંધવા લીધાં છે, પણ બાકીનાં જે મેજ પર મેલેલ છે, તે સાંધવા કોઇક દરજીને બોલાવશો ને, તો હું એને સમજ પાડી દઇશ કે કેમ સાંધવાં.'

'દરજીનેય તમારે સમજાવવો પડશે ?' વીરસુતે હાંસી કરી.

'સેજ અમસ્થું ભૈ ! એ તો મૂવાઓ ખોટા રંગનાં થીગડાં મારી વાળે ખરા ને ? એટલે હું આમાંથી જ સાવ નકામાં બનેલાં લૂગડાંનું કાપડ, ભળતા રંગનું, ગોતીને કાઢી દઇશ.'

એમ બોલતી બોલતી ભદ્રા બે હાથની આંગળીઓ વચ્ચે ચમકતી નાની સોયને રમાડતી ઊભી રહી.

થીગડાંની પણ રંગમિલાવટ હોય છે એ આ રસાણિયક દ્રવ્યોની રંગમિલાવટમાં પાવરધા પ્રોફેસરે પહેલી જ વાર સાંભળ્યું.

'ઠીક, દરજી બોલાવી આપીશ. તમને ઠીક પડે તેમ કરજો.'

'આંહીં બેસીને જ કોઇ કરી આપે તો વધુ સારું.' ભદ્રાએ જરાક દેરની સામે જોતે જોતે કહ્યું.

'આંહીં ક્યાં ?'

'આપણો સંચો છે ને ?' એક નવો નકોર અણવાપર્યો સંચો, જે કંચને એક દિવસ બજારમાં ઊભાં ઊભાં તાતી ઘડીએ કલહ કરીને ખરીદાવેલો તે દીવાનખાનાના ખૂણામાં ગોઠવેલો ભદ્રાએ બતાવ્યો.

આજ સુધી એ સંચો કોઠારમાં બીજા બધા ઓજીસાળાની સાથે પડયો હોઇ વીરસુતે કદી જોયેલો પણ નહિ. અત્યારે એ ઠેકાણાસર ગોઠવાયેલો, ઘસીને લૂછેલો, હસું હસું કરતા જીવતા કુટુંબીજન જેવો લાગતો હતો. સંચા પાસે જઈ જીવતા જાનવરને પંપાળે તેમ પંપાળતાં પંપાળતાં વીરસુતને પૂછયું :

'તમને નથી આવડતું સંચે સીવતાં ?'

'ના ભૈ ! ક્યાંથી આવડે બાપા ! આપણા ઘરમાં તો......'

એ સહેજ હસીને બાકીનું વાક્ય હોઠેથી હૈયે ઉતારી ગઈ. એને કહેવું તો એટલું જ હતું કે આપણા ઘરમાં તમારાં જેવાં આ રેશમી અને ગરમાઉ સૂટ કોણ પહેરતું હતું તે સંચાની જરૂર પડે ? અથવા કદાચ એને એમ પણ કહેવું હશે કે અમારાં જેવાં અભણ ગામડિયાં બૈરાં સંચા ચલાવવા જેવાં સુધરેલાં દેખાવા લાગે તો આજુબાજુનાં બૈરાં મશ્કરી જ કરે ને !

ત્યાં ઊભે ઊભે વીરસુતની દૃષ્ટિ આ ઓરડાની બાજુના બીજા ઓરડામાં પડી, ને એને કશીક સુપરિચિત સુગંધ પણ આવી.

'આંહીં આ શું ટાંગ્યું છે બધું ?' એમ બોલતો એ ત્યાં જઈને જુએ છે તો ત્રણ મોટા મોટા કબાટો ખુલ્લા પડેલા છે, ને તેની અંદર ટરપેન્ટાઇન ચોપડેલું છે. ઓરડાની અંદર લાંબી ને પહોળી વળગણીઓ બાંધેલી છે તે રંગબેરંગી કપડાંને ભારે લચી પડી છે. એ જાણે કપડાંની

હારો નહોતી પણ ફૂલોની બાગ હતી. સાડીઓ, પોલકાં, ચણીઆ, ગરાસણીવેશના ઘેરદાર પોશાક, કણબણ–વેશનાં આભલે જડયાં વસ્ત્રો, સાવ સફેદથી માંડી છેલ્લામાં છેલ્લી ફેશનની રંગીન સાડીઓ, ખોટા અંબોડા, ખોટી વેણીઓ, હીરની નાડીઓ, ચોટલાનાં પારંપાર ફૂમતાં, રિબનના ઢગલા........

જોનારનું કલેજું હલી જાય તેટલી એ પોશાકી રિયાસત કોની હતી? કંચનની. કયારે આ બધું ખરીદ કરેલું? પ્રત્યેક ખરીદી વખતે વીરસુત સાથે હતો છતાં એ અત્યારે આભો બન્યો. એની આંખે જાણે ચક્કર આવ્યાં.

ને એ વળગણીઓમાંની એક વળગણી ઊંદરે ને જીવાતે ચૂંથી નાખેલાં ઘણાં કિંમતી અને ઊભાઊભ ખરીદાવેલાં વસ્ત્રોની હતી.

પોતે ટગર ટગર જોઈ રહ્યો. આ વસ્ત્રોની પહેરનારી ચાલી ગઈ હતી. પારકી થઈ હતી. ઘરમાં રહી ત્યાં સુધી પણ આ વસ્ત્રો પર એને પોતાપણું નહોતું. એ જેમ આવે તેમ પહેરતી, પહેરી પહેરીને ફગાવતી, ડૂચા વાળીને કબાટોમાં ભરતી, કામવાળી બાઇ ન સંકેલી આપે ત્યાં સુધી દિવસોના દિવસો આ મહામોલાં લૂગડાં જ્યાં ત્યાં રઝળતાં; નહાવાની ઓરડીની ખીંતીઓ, દીવાનખાનાની ખુરસીઓ, અરે એકે ય ખંડની ખીંતીઓ આ સ્ત્રીનાં રઝળતાં વસ્ત્રોથી મુક્ત નહોતી.

જોતાં જોતાં આંખોનો બોજ બેહદ વધ્યો. એ બોજ આંખોએ હૈયા ઉપર લાદ્યો, ને હૈયાએ કંઠમાંથી 'આહ!' શબ્દે એ બોજો બહાર ફગાવ્યો.

'આહ!' બોલી પોતે બહાર નીકળ્યો ત્યારે ભદ્રા પરશાળ સુધી આગળ ચાલી ગઇ હતી. જાણીબૂઝીને જ ભદ્રાએ એ કબાટોનાં વસ્ત્રાભરણો વિષે કશું પૂછયું નહિ. સાંધવા

તૂંનવાની વાત પણ ઉચ્ચારી નહિ. સમજતી હતી પોતે–કબાટો જ્યારે ખાલી કરતી હતી ત્યારે પ્રત્યેક કપડું વાતો કહી રહ્યું હતું એને–આ રંગભભકોના અંતસ્તલમાં વહેતી છેલ્લાં બે વર્ષોના લોહીઉકાળાની નદીઓની વાતો; રસિકતાનાં ઉપલાં પડો નીચે પડેલી શુષ્કતાની વાતો; આ સાડી પહેરવી નથી ને તે પહેરવી છે એવા નાના વાંધાઓ ઉપર મોટા કજિયા મચ્યા હતા તેની વાતો, અમુક ડીઝાઈન તો મદુરાથી પણ વળતી ટપાલે મગાવી આપવાની વાતો, અમુક સાડી તો મુંબઈથી આવ્યે આઠ જ દિવસ થઈ ગયા પછી ફેશન બહાર ચાલી ગયાની વાતો–અર્ધી અર્ધી ને કોઈ કોઈ તો આખી રાતો પર્યંત વરસતાં રહેલાં આંસુડે ભીંજાયેલી સાડીઓની વાતો... સેંકડો કલેજાંફાડ વાતો !

પોતાના ખંડમાં જઈને વીરસુતે એક વાર તો દેહને સોફા ઉપર ઢગલો કરી દીધો. એક અકથ્ય નિષ્ફળતા–ખરચાય તેટલા પૈસા ખરચીને છેલ્લાં બે વર્ષોના દાંપત્યમાં 'કસૂંબી' પૂરવાના અને ઊઠે તેટલી તમામ ઇચ્છાઓને સંતોષવાના પ્રયત્નોની એક અકથ્ય નિષ્ફળતા તેની રગેરગના તારોને ખેંચી રહી.

બે વર્ષથી ઘરમાં બેઠેલી સ્ત્રીને ઘર પોતાનું લાગ્યું જ નહિ ! ને આ હડધૂત, અપમાનિત, ભયધ્રૂજતી વિધવા ગામડિયણને આ ઘરની એકેય સાડી પહેરવી નથી, આ પોશાક પહેરનાર પુરુષને નિહાળી એકેય રોમાંચ અનુભવવો નથી, છતાં એ કોણ જાણે કયા મમત્વભાવે સાફસુફી કરવા બેઠી હશે !

ઊઠીને એ બહાર આવ્યો. 'ભાભી !' એણે ભારી કોઈ પ્રયોજન-પૂર્વક તડામાર વાક્ય ઉચ્ચારી નાખ્યું : 'તમે એમાંથી શા માટે સાડીઓ ન પહેરો ? પહેરો તમે તમારે.'

'ના ભૈ ! હું તે શું પે'રું ભૈ ?' એમ બોલીને ભદ્રાએ જે હાસ્ય કર્યું તે હવામાં ઊડતા આકોલિયાના રૂના તાંતણા જેવું હળવું હતું.

'કેમ ? શો વાંધો છે ? તમને રંગીન ન ફાવે તો સફેદ પહેરો.'

આટલાં વર્ષોનો કડકો ને ખિજાળ દિયર પોતાની નાસી ગયેલી પત્નીનાં હીરચીર મને મૂઈ કાળમુખી રાંડીને પહેરવા કહે છે ! કેવી વિસ્મે વાત ! બાપડાને વે'વારની ગતાગમ નથી, પણ ભોજાઈની દયા આવે છે. હવે વાંધો નહિ, હવે તો સસરાનું આંખ માથું દુઃખે તોય શી ફિકર છે ! ઘરના મોભીની દૃષ્ટિ અમિયલ બન્યા પછી હવે વાંધો નહિ.

ભદ્રાનું દિલ આવા ભાવે ભીંજાયું. એણે જવાબ વાળ્યો કે 'ભાઇ ! મારે તો માદરપાટની આ બે સાડીઓ પોગે છે. નહિ હોય ત્યારે પે'રીશ ભાઇ ! એમાં શું ! એક તમને ભોળો શંભુ હીમખીમ રાખે એટલે હાંઉ, લૂગડાં જ છે ને ભૈ !' ને પછી ઇસારારૂપે સહેજ ઉમેર્યું: 'કાંઇ વલોપાત ના કરશો ભૈ ! એઇને સદૈવ આણંદ ઉછાહમાં રહીએ ને સૌનું ભોળાદેવ જ્યાં હોય ત્યાં કલ્યાણ કરો એવું માગીએ હોં ભૈ ! સૌની વાંછા ફળો, ભૈ ! બાકી સંસાર તો તરવો દોયલો જ છે તો ભૈ !'

સંધ્યા થઇ ગઇ. ટ્રંકો ઘરમાં ગોઠવાઇ ગયા, તેની અંદર કપડાં પણ અકબંધ ઘડી પાડીને ભદ્રાએ ગોઠવ્યાં. જે કોટ પાટલૂનના પોશાકની રચનાને પોતે જાણતી નહોતી તેનો પણ સાદી અક્કલ પ્રમાણે ઉકેલ કરીને ભદ્રાએ સૂટ પછી સૂટ ગોઠવ્યાં. એ ગોઠવણીમાં દોષ નહોતો.

વળતા દિવસે વીરસુતની ગેરહાજરીમાં એણે પ્રત્યેક ટ્રંક અને બેગ ઉપર ગુંદર વતી ચિઠ્ઠીઓ ચોડી, જેના ઉપર પોતાને આવડ્યા તેવા અક્ષરે 'ગરમ પોશાક' 'સૂતરાઉ' 'રેશમી' 'અંગરેજી પોશાક' 'દેશી પોશાક' એવાં લેબલ લગાવ્યાં. બપોરે વીરસુતે આવીને એ

દીઠું ને એની દૃષ્ટિ ભાભીના હસ્તાક્ષરો પર ઠરી. અક્ષરો બાયડીશાહી હોવા છતાં તેની જોડણી જરીકે ખંડિત નહોતી.

'ઓહો ભાભી ! આ તો બહુ ઠીક કર્યું.' એ પાટલૂનનાં સસ્પેન્ડરને ખભેથી ઉતારતો ઉતારતો બીજા ઓરડામાં દોડતો જઇને અભિનંદી ઊઠયો: 'પણ આ તમને સૂઝયું શાથી?'

ભદ્રા મોં મલકાવીને શરમીંદી બની નીચે જોઇ ગઈ, જવાબ ન વાળ્યો; વીરસુતે ફરી વાર પૂછયું : 'ત્યાં બાપુજીને આવું કરી આપો છો ?'

'એટલા બધા ટ્રંકો ને લૂગડાં ત્યાં કયાં છે ભૈ?' ભદ્રાએ જવાબ દીધો, પણ ઊંચે જોયા વિના.

'ત્યારે ?'

'અનાજના ડબાને અને અથાણાં મરચાંની બરણીઓને...'

એટલા જ જવાબથી એણે સસરા–ઘરના કોઠારમાં રહેતી સુવ્યવસ્થાનો ખ્યાલ આપ્યો. વીરસુત તરત પોતાના કોઠારમાં ગયો. જુએ તો પ્રત્યેક ડબાડૂબી પર લેબલ હતાં.

•

## પ્રકરણ ચોવીસમું

### માતા સમી મધુર

**આ ઘરમાં** હતી ત્યારનાં બે વર્ષો દરમિયાન એકેય દિવસ પતિને ઘરના ઓરડા જોવા મન થયું નહોતું. દીવાનખાનું અને શયન-ખંડ એ બે વચ્ચે એના સર્વ ગૃહજીવનને એણે ઢાંસી દીધું હતું. હવે તો એને રોજે રોજ જ નહિ, પણ દિવસમાં પોતે જેટલી વાર ઘરમાં આવે તેટલી વાર પ્રત્યેક ઓરડાઓરડી, ઓસરી, એકઢાળિયાં વગેરેમાં ફરવાની આદત પડી ગઈ, પ્રત્યેક વાર એ કંઈક ને કંઈક નવું નિહાળતો, પ્રત્યેક વાર એને પુનઃરચના જ લાગ્યા કરતી. ગમે ત્યાં રઝળતી પડેલી વેરણ છેરણ તસ્વીરો પણ ધીમે ધીમે દીવાલ ઉપર ચડતી થઈ ગઈ. બાપુજીની જૂની તસ્વીર, બાની, બહેનની, મામાની, કોઈ ગામડિયા પ્રવાસી ફોટોગ્રાફર પાસે ઇસ્વીસન પૂર્વે જેટલા જૂના કાળમાં પડાવેલી એ તસ્વીરો વીરસુતના સામાન ભેગી પિતાજીએ બે વર્ષ પર મોકલેલી. ને એક વાર એ દીવાલો પર ચડેલી પણ ખરી. પરંતુ કંચને તે ઉતારી નાખેલી.

આજે એ તસ્વીરો, બેશક દીવાનખાનામાં નહિ પણ ભદ્રા બેસતી સૂતી તે ઓરડામાં મંડાઈ ગઈ. એ સૌ તસ્વીરો પર ભદ્રાએ રોજેરોજ કરેલા કંકુના ચાંદલા પણ વીરસુતે જોયા.

આ તસ્વીરો ભાળીને વીરસુતથી એટલું બોલી જવાયું કે , 'પેલી એક...પેલી...એ ક્યાંઈ જડે છે ?'

પણ ભદ્રાએ એનો જવાબ ન વાળ્યો. સાંજે જ્યારે વીરસુત ઘેર આવીને પોતાના ઓરડામાં બેઠો ત્યારે એણે પોતાના ડ્રેસીંગ ટેબલ પર પોતાની ને કંચનની જે સહછબીને ઉતારી દૂર ઊંધી મૂકી દીધેલી હતી તે જ છબીની હાથીદાંતની ફ્રેમમાં એક ઘણી જૂનવાણી, ઝાંખી પડી ગયેલી છબીને મઢાઇને મુકાયેલી દીઠી. છબીની બાજુમાં એક કાળી અગરબત્તી બળતી હતી.

પાસે જઈને એણે છબી જોઇ : પહેલી વાર પોતે પરણેલો તે પછી તાજેતર દેવુની બા સાથે પડાવેલી એ છબી હતી. પોતે તેમાં અણઘડ ને અસંસ્કારી બાળક જેવો કઢંગો કઢંગો બેઠો છેઃ હાથમાં સોટી રહી ગઈ છેઃ ગજવામાંથી પોણો ભાગ બહાર દેખાતો ગુલાબી રૂમાલ છેઃ મૂછો હજી ફૂટી નથીઃ ધોતિયું પહેરતાં પણ આવડયું નથીઃ અંદરનું જાકીટ દેખાય તે માટે કોટ ઉઘાડો રાખેલ છે એટલે ધોતિયાનો ગોડાયો આગળ ધસી પડેલો છેઃ ને માથે તેલ નાખ્યું હોવાથી વાળ સફેદ ઊઠયા છે.

એવા પોતાના વિચિત્ર સ્વરુપની બાજુએ બેઠી છે દેવુની બા; તાજી પરણીને આવેલી નાની શી કિશોરી, સુકુમારી, છોભીલી, શરણાગતા : છતાં હસમુખી, પતિની સમોવડ દેખાવા ઊંચી ટટ્ટાર કાયા રાખીને બેઠેલી, સહેજ નીચે ઢળેલે પોપચે વધુ રૂડી લાગતી.

આ પત્નીને આજે વીરસુતે ઓળખી, પોતાને પણ ઓળખ્યો. છબીની સામે બેસીને એ અનિમેષ નયને જોઈ રહ્યો.

'બરાબર દેવુનું જ મોં.' એનાથી બોલાઇ ગયું.

'આજે આ હોત તો ઘરને કુચ્ચે મેળવત કે ભાભીની જેમ સાચવત ?'

અંતરનું આકાશ ખાલી હતું. એમાં દેવુની બાનાં સંભારણાંનાં સ્વચ્છ ચાંદરણાં ચમક્યાં. એટલી છબીની મદદથી વીરસુતનું મન બગાડો પામતું બચતું હતું. જે શૂન્યતા એને પાપ તરફ જ ધકેલતી હતી તે તો આ બધી ધમાલ થકી પુરાઈ જવા માંડી હતી.

'ભાભી, ભાભી !' એ દોડતો ગયો : સસ્પેન્ડર અર્ધ ઊતરેલાં : એક મોજું કાઢેલું, એક હજુ જેમનું તેમ ! 'ભાભી ! હું નહોતો પૂછતો કાલે, તે જ આ છબી. જોયુંને અમારું જોડું ભાભી ?'

એટલું બોલીને એ પાછો ખંડમાં પેસી જતો હતો, ત્યારે ભદ્રા પછવાડેથી બોલી, 'જૂનાં દેરાણીએ જ મને લખતાં શીખવ્યું'તું.'

એવી કઢંગી છબીને મેજ પર કોઈ દેખે તેમ મૂકવાની એની હિંમત ચાલી નહિ. દિવસો સુધી એ સન્મુખને બદલે વાંકી, આડી અને ટેડી રાખતો હતો. પણ ભદ્રાનાં આ નાનાં નાનાં પગલાંએ એને પોતાના ઘરની અંદર રહેલી ભાવનાસમૃદ્ધિ પ્રત્યે જોતો કર્યો. એ પરિવર્તન ધીરે ધીરે પણ ચોક્કસપણે થઈ રહ્યું હતું.

'આ શું, આ તો મારી જૂની પીતાંબરીનું પ્રદર્શન !' પોતાના ખંડની એક ખીંતીએ રેશમી મુગટો જોઈને એ એક દિવસ હસ્યો.

જમવા તેડવા આવેલ ભદ્રાએ કહ્યું, "ભૈ ! એ જરીક પેરી લેશો ?"

'શું વળી ?'

'પીતાંબરી.'

'શા માટે ?'

'ધોતિયે કોઈ કોઈ છાંટો પડી જાય છે ને ભૈ! તેનો પાકો ડાઘ જતો નથી. આ રેશમ છે, પે'રવું ફાવશે, ને એને હું મારે હાથે જ ધોતી રહીશ ભૈ! ગંદું નહિ થવા દઉં.'

'તમે પણ ઠીક મને દીપડો બનાવવા માંડયો છે હો ભાભી!'

આ શબ્દોમાં નવા જીવન–રસની સોડમ હતી.

ભાભી ઘરની રીતભાતમાં જે કાંઈ ફેરફારો કરાવતી હતી તે દેરને ગમતા ગયા. દેર એ કરતો ગયો તેમ તેમ ભાભીની પ્રસન્નતા વધુ વધુ કળા પાથરતી ગઇ. કંચનને રીઝવવા એણે જે જે કર્યું હતું તેના પ્રમાણમાં આ તો તુચ્છ હતું. કંચન પ્રત્યેક પ્રયત્ને વધુ અસંતુષ્ટ બનતી, ત્યારે ભદ્રા તો થોડા પ્રયત્ને રીઝતી. પીતાંબરી પહેરવાથી જો ભાભી આટલાં પરિતૃપ્ત રહે તો મારા બાપનું શું ગયું! એમ વીરસુતની વિફલતાના અસીમ વેરાન ઉપર ભદ્રાની પ્રસન્નતા હરિયાળી ક્યારીઓ જેવી ઊગી નીકળી. વીરસુત જો બેપરવા, તમા વગરનો લોખંડી પુરુષ હોત તો એને ભોજાઈની આ પ્રસન્નતા બહુ મહત્વની ન ભાસત. પણ અરધો બાયડી જેવો એ પ્રોફેસર, બાયડીઓની પેઠે જ ભૂખ્યો હતો પોતાનાં સ્વજનોના સંતોષનો. માટે જ ભદ્રાને પોતે પીતાંબરી પહેરી રાજી કરી શક્યા પછી વળતા દિવસે જનોઇ પણ મંગાવી લીધી, ને સ્નાન કરી પાટલે જમવા બેસવા નીકળ્યો ત્યારે ભોજાઈએ પેટાવેલા પાણીઆરા પરના દીવાને પોતે પગે પણ લાગ્યો.

આટલું થયા પછી ભદ્રા એક મોટી હિંમતનું પગલું ભરી શકી. જમતા દેરને એણે શરમાતે પૂછ્યું, 'ભૈ, તમારી રજા હોય તો એક હજામને બોલાવવો છે. કોઈ આપણો ઓળખીતો, પાકટ માણસ હોય તો સારું ભૈ! ને તમે હાજર હો ત્યારે બોલાવીએ.'

જમતાં જમતાં વીરસુતે વિચિત્રતા અનુભવીને ભોજાઇ સામે જોયું. નીચે જોઇ ગયેલી ભદ્રાની સાડીની મથરાવટીની નીચે એક સફેદ માથા-

બંધાણું હતું. વીરસુતને ભાન થયું કે આટલા વખતથી આવેલી વિધવાનું કેશ-મૂંડન આંહીં થઇ શક્યું નથી.

'શી જરૂર છે ?' વીરસુતથી વગર વિચારે બોલી જવાયું.

ભાભીનું મોં ભોંય તરફ હતું તે ચૂલા તરફ ફરી ગયું, ને એની પીઠને જાણે કે વીંધીને શબ્દો આવ્યા, 'તો મને રજા આપો ભૈ, હું બાપુજી કને જઇને આ પતાવી પાછી આવીશ.'

'આંહીં ક્યાં આપણે કુટુમ્બ કે ન્યાતનો લોકાચાર રાખવાની જરૂર છે ભાભી ? શા માટે તમારું માથું...' વીરસુત વધુ બોલતાં વળી કાંઇક ભૂલ ખાઈ બેસશે એવો ડર ખાઇ થોથરાતો હતો.

'લોકાચાર હું નથી કરતી ભાઇ !' ભદ્રાએ આ કહેતી વખતે, આટલા દિવસમાં પહેલી જ વાર દેરની સામે પૂરેપૂરો ચહેરો ધરી રાખ્યો. એનો ગભરાટ, એનો સંક્ષોભ, એનો થરથરાટ, બધાં કોણ જાણે ક્યાં ચાલ્યાં ગયાં હતાં; એ એકેય શબ્દનું ઉચ્ચારણ અસ્પષ્ટ રહેવા દીધા વગર બોલતી હતી : 'મારે માથે ભાર થયો છે. મને એ કંઈ ગમતું નથી. આજે સાંજે હજામ જોશે ભૈ, વિસરી ના જતા.'

આ શબ્દો જરા પણ ઉગ્રતા વગર બોલાયા, છતાં તેની અંદર આજ્ઞાના ધ્વનિ હતા. ભદ્રા વીરસુતથી એકાદ વર્ષ નાની કે સમવયસ્ક હશે, પણ આ શબ્દો અને આ મોરો જોઈ વીરસુતે વિભ્રમ અનુભવ્યો, કે ભદ્રાનું વય પોતે ધારે છે તેથી ઘણું વધારે છે.

આજ સુધી એક વાક્ય પણ પૂરા અવાજથી ન બોલેલી ભદ્રા અત્યારે આ બે ચાર વાક્યોની આખી સાંકળ એકધારી સ્પષ્ટતાથી બોલી ગઈ તે આશ્ચર્યજનક હતું. એને ભાન થયું કે બધી જ બાબતો આ

જગતમાં વિવાદ કરીને ગુણદોષ તોળવાને પાત્ર નથી હોઈ શકતી. શરીરની ચામડી કાળી હોય તો પણ ઉતરડી નાખી નથી શકાતી. ચામડી સિવાય બીજી યે કેટલીક એવી બાબતો છે જીવનમાં, કે જેને ઉતરડવું ચામડીને ઉતરડવા કરતાં વધુ કઠિન છે.

તે ને તે જ સાંજે ઓરડામાં બેઠેલી ભદ્રાનું મસ્તક એક બુઢ્ઢા હજામના અસ્તરા સામે નીચે નમ્યું હતું. અસ્તરો ઝરડ ઝરડ ફરતો બે તસુ જેટલા ઊગી નીકળેલા કાળા ભમ્મર વાળનો ઢગલો નીચે ઢાળવા લાગ્યો. ઉઝરડા પાડતો અસ્તરો એ સ્વચ્છ મૂંડા ઉપર લોહીના ટશીઆ ટાંકતો હતો. અને ભદ્રા ફક્ત સહજપણે હજામને એટલું જ કહેતી કે 'અમારે વાઘા બાપા છે ને તેનો હાથ પણ તમારી જેવો જ હળવોફૂલ હો કાકા !' અને દેરે એ નજરોનજર નીરખ્યું ત્યારે એના હૃદયમાં ભદ્રા ભોજાઈ ન રહી, બહેન બની ગઈ, માતા સમી મધુર દેખાણી.

•

## પ્રકરણ પચીસમું

### 'હવે શું વાંધો છે?'

સાંકડી શેરીમાં ઘોર અંધારી રાતે ચાલ્યા જતાં બે નાનાં છોકરાં જેવી આ દેરભોજાઇની સ્થિતિ બની ગઈ. બેઉના પેટમાં બીક હતી, છતાં બેઉ એકબીજાની ઓથે હિંમતવાન બની રહ્યાં. ભદ્રા પોતાના હૃદયના સુંવાળા સળવળાટોને દેરના ચારિત્ર્યનો ડર દેખાડી ડારતી ગઈ, ને વીરસુતના અંતરની ભૂતાવળોને વીરસુત હાકલ્યે ગયો કે શુદ્ધ સાત્વિક રંડાપો પાળનારી આવી ભગવતી ભોજાઈને જો આંહીં જરીકે પોતાનું અપમાન થયાનો વહેમ આવશે તો એ પાણી પીવા પણ ઊભી નહિ રહે. ને એ જશે તો આ સંસારની અંધારગલ્લીમાં મારો એકનો એક સાથ તૂટી જશે.

નિર્ભય બનતી જતી ભદ્રા પરોડિયાની પૂજામાં પહેલાં જે શ્લોકો મનમાં મનમાં બોલી લેતી તે હવે સુંદર રાગ કાઢીને મોટેથી ગાવા લાગી. એના પ્રભાતી સૂરો વીરસુતનાં લોચનો ઉપર મીઠી પ્રભાત—નિદ્રાનાં મશરૂ પાથરતા થયા.

મૂંડાયેલા મસ્તક પર ભાભીના વાળના નવા કોંટા, ચારેક દિવસના 'જવેરા' જેવડા દેખાયા ત્યારે આષાઢ મહિનો ચાલતો હતો. એવા એક દિવસે વીરસુત ઉદાસીભર્યો ઘેર આવ્યો. નમતા બપોર હતા.

આકાશની વાદળીઓમાં કોઈક ઢેઢગરોળી જેવી જાણે નાની વાદળીઓ રૂપી જીવડાંને ગળતી હતી, તો કોઈક પાડો ને ભેંસ જેવી ભાગાભાગ કરી સૂર્યનાં કનકવરણાં ખેતરો ખૂંદી નાખતી હતી.

આવીને એણે પોતાના ઓરડામાં જતાં જતાં ભાભીના સાંધણુ સીવણુના ઢગલા ઉપર એક ટપાલનું કવર ફેંક્યું ને એના ચઢેલા મોંમાંથી ફક્ત ત્રૂટક જ વાક્ય પડ્યું કે : બાપુજીનો કાગળ...'

તે પછી કોણ જાણે શા યે બબડાટ વીરસુતને ઓરડે ચાલુ રહ્યા.

કાગળ વાંચીને ભદ્રાએ પાછી એની ઘડી કરી. ઘડી કરવામાં વીરસુતે ભૂલ કરી હતી તેથી મૂળ ઘડીઓ ને નવી ઘડીઓ વચ્ચે ગડબડ થઈ હતી. પરબીડીઆમાં કાગળ બરાબર સમાયો નહિ એથી ભદ્રાએ કાગળ ફરી બહાર કાઢી એની અસલ ઘડીઓ મુજબ એને સંકેલ્યો, ને પછી કવરમાં મૂક્યો. સાંધણાં સાંધી રહી ત્યાં સુધી ઊઠી નહિ. વીરસુતના બબડાટો ચાલતા હતા તે તરફ કાન માંડી રહેલી ભદ્રાનું મોં ઘડીક મલકાટ કરતું હતું ને ઘડીક ઝાંખું બનતું હતું.

ચહાનો વખત થયે ચહા બનાવીને પોતે અંદર આપવા ગઈ ત્યારે એ ત્યાં ઊભી રહી. વીરસુતનું મોં મધમાખોએ ચટકા ભર્યા જેવું જાણે સોઝી ગયું હતું. ને એવા મોંએ વીરસુતની શકલ આખી બદલાવી નાખી હતી. એ મુખમુદ્રા કોઈ કૉલેજ ભણાવતા પ્રૌઢ પ્રોફેસરની કે કોઈ જીવનભગ્ન, હતાશ કટુતાભર્યા માનવીની નહિ, પણ રિસાઈને બેઠેલા કોઈ એક કિશોર બાળકની હતી. ચહા પી લીધા સુધી યે એ કશું ન બોલ્યો ત્યારે ટ્રે ઉપાડતી ભદ્રાએ જ વાતનો પ્રારંભ કર્યો 'બાપુજીનો કાગળ મેં વાંચ્યો હોં !'

'ઠીક.' વીરસુત એટલું બોલીને પોતે ઉતારી નાખેલાં ચશ્માં ચઢાવવા લાગ્યો, જાણે એનું કશુંક વાંચન ખોટી થતું હતું. પણ

ભદ્રાના ધ્યાનમાં હતું કે એની નજીક એકે ય ચોપડી, છાપું કે પરીક્ષાનો જવાબપત્ર પડયો નહોતો.

'જવાબ કશો લખ્યો ભૈ?' ભદ્રાએ બોલતે બોલતે ચહાની ટ્રે બે હાથમાં ઝાલી હતી તેને, પૂજાનો થાળ કે પીરસણાનો ખૂમચો ઉપાડે એ રીતે પોતાના ડાબા હાથની હથેળીમાં ખભાને ટેકે ઉપાડી લીધો.

'જવાબ શું લખવો છે ? તમે કહો તે દિવસની ગાડીમાં...'

એથી વધુ આગળ ન વધી શકેલું વીરસુતનું વાક્ય, માર્ગમાં રોડો આવે ને જેમ ભાર ભરેલ ગાડું ઊથલી પડે તેમ અટકી ગયું.

'મને લાગે છે ભૈ, કે અનસુ સંતાપતી હશે ને યમુના બેનનું ઝાપડીનું પાછું ઠેકાણું નહિ રહ્યું હોય. એ જ ખરૂં કારણ હશે. બાપુજીએ નીચે જે ટાંક મારી છે તેનું તો કશું ય એવું...'

ભદ્રા પણ વાકય પૂરું કરી ન શકી. એને લાગ્યું કે દેરનો અત્યારનો ગુસ્સો સસરાજીએ કાગળમાં નીચે મારેલી ટાંકને આભારી હશે. એ નીચે મારેલી ટાંક આ હતી કે 'ગામલોકોને મોંએ પણ કાંઈ હાથ દેવાતો નથી ભાઇ! ભદ્રા તારા છડા ઘરમાં એકલાં છે તેની આપણાં જ્ઞાતિજનોને આંહીં બેઠે પણ ચિંતા થાય છે. આપણી ફરજ લોકાપવાદને વધુ કારણ ન આપવું તે છે.'

'મને કારણનું કાંઇ નથી.' મોં પર જે તોબરો ચડયો હતો તેને જ સુસંગત એવા અવાજે આ શબ્દો વીરસુતે ઉચ્ચાર્યા; ને ચોપડી લેવા એના હાથ ત્યાં બેઠે બેઠે આંબી શકે તેવું ન હોવાથી એણે પોતાની હથેળીની રેખાઓ વાંચવી શરુ કરી દીધી.

'એ તો હું બાપુજીને કહીશ ભૈ! કે તમે મારી પ્રતમ્યા જે રીતે વાંચવી છે તે તો સગી માના જણ્યા જેવી...તમે...તો...મને આંહીં

કશી ફાળ ફડક ઓછી હતી ભૈ! પણ મારા પિયરિયાનાં પિત્રાઈઓ ત્યાં આપણે ગામ રહેવા આવેલ છે ખરાં ને ભૈ, એમનો મૂવાનો એવો સ્વભાવ છે વાંકું જોયાનો. એ વગર બીજું કોઈ બોલે તો નહિ. સરસતી કાકી વાત વાતમાં બોલ્યાં હોય તો કોણ જાણે. બાકી રેવતી મામી કે લક્ષ્મી ભાભુ તો મને બરાબર જાણે છે, એ તો પોતાની જીભ કચરી નાખે તેવાં છે; હશે ભૈ, કોક બોલે તેનું તો કશું નહિ, પણ મારાં માવતરને કેવાં ફફડાવ્યાં હશે! સારું થજો બોલનારનું. બીજું શું?'

બોલતી બોલતી ભદ્રાની આંખો ઊંચે સીલીંગની અંદર જાણે કે આંકા પાડતી હતી.

'પણ મેં કહ્યું ખરું ને ભૈ, ખરું કારણ એ નહિ જ હોય. એ તો બાપુજીને મારી અનસુએ ને કાં યમુના બેને અકળાવ્યા હશે. મેં અનસુને પોરની સાલ જવેરા વાવી દીધા હતા ને, તે આ વખતે પણ મેં અહીં એક વાટકી વાવ્યા ત્યારે જ મને થતું'તું કે અનસુ બાપુજીને રંઝાડી રહી હશે. એને મા તો શું સાંભરે ભૈ! નાનું બાળક તો જેની જોડે હળે તે એની મા; પણ એને બરડામાં હાડકું વધે છે ને, તેની પીડા જ ઊપડી હશે. હાડકા માથે ચોળતી તો હું પોતે જ ખરીને, એટલે બાપુજીને બાપડાને ક્યાંથી ખબર કે કયાં કેટલું દબાવીને કઈ રગ ઉપર ચોળવું! ચોળવાનું તેલ પણ ખૂટી ગયું હશે, ને હું મૂઈ કોઈ ને કહી યે નથી આવી કે તેલમાં શી શી જણશ કકડાવવાનું મારી બાએ મને કહેલું. એટલે સૌ મૂંઝાયાં હશે.'

આટલા લંબાણથી વાતની વિગતમાં ઊતરવાની ભદ્રાને કોઈ કોઈ વાર વૃત્તિ થઈ આવતી. પણ એ જ્યારે કોઈ વાતની વિગતમાં ઊતરી પડે ત્યારે એનો સ્વભાવ જાણનારાં નિકટનાં સંબંધી શ્રોતાઓ સમજી

જતાં કે વાતની વિગતે ચડવાનો એ પ્રયત્ન ગવૈયા પોતાના ગળાના તંગ બનેલા સ્વરતંતુઓને ઠેકાણે લાવવા જે રાગડા કાઢવાનું મથન કરે છે તેને મળતો હતો. ભદ્રાને અનસુ એવી તો સાંભરી આવી હતી કે જો આટલી વિગતથી વાત કરવામાં એ ન ચડી ગઇ હોત તો અધરાત સુધી એનું રુદન વિરમત નહિ.

આ રહસ્યના અણજાણ વીરસુતે ધારાબંધી વાત કર્યે જતી ભદ્રાને હોંકારો તો દીધો નહિ, પણ સામું સરખુંય ન જોયું. વાત પૂરી થઇ એટલે એણે પૂછ્યું, 'બોલો, ક્યા દિવસનું લખી નાખું?'

'પરમ દિવસનું લખો ભૈ! ના રહો, પરમે તો બુધવાર આવે છે. આપણે દેર ભોજાઇ દેખી પેખીને બુધવારે જુદાં નહિ પડીએ. વળતે દા'ડે ગુરુવારે નહિ ને શુક્રવારે...'

'આજે રાતે શો વાંધો છે?' વીરસુત કેમ જાણે ભદ્રાને કાઢી મૂકવા માગતો હોય તેવા તોછડા સુરે બોલી ઊઠયો.

'એમ કંઇ ઘર રેઢું મેલીને ચાલી નીકળાય છે ભૈ! હજુ બધું ઢાંકવું ઢૂંબવું છે, હજી સાંધવા તૂંનવાનાં કપડાં બાકી છે, હજુ મેં નવાં મગાવેલાં અનાજને સાફ કરાવી વાળ્યાં નથી, ચૂલા તૂટી ગયા છે. તે નવા નખાવવા મેં એક ઠાકરડીને તેડાવી છે તે હજુ આવી નથી, હજુ રસોયાની તજવીજ કરવાની છે; એમ કાંઇ ઘરને રઝળતું મૂકીને ચાલી નીકળાય છે ભાઇ! ઘર છે, ઘરમશાળા થોડી છે?''

કહીને ભદ્રાએ ચહાની ટ્રે પોતાના થાકેલા ડાબા હાથ પરથી જમણા હાથની હથેળી પર જમણા ખભે ચડાવી.

'ઘર છે, ધર્મશાળા નથી,' એ શબ્દો પર આવતાં વીરસુતનાં મોંમાંથી રહ્યા સહ્યા કર્કશ શબ્દો પણ વિલય પામી ગયા. જાણે કે

નદીમાં ઓચીંતું પૂર આવ્યું ને વેકુરીમાં ઊભેલાં છોકરાં નાસી ગયાં. એણે ચશ્માંને નાક ઉપર સરખાં કરવાને બહાને બેઉ કાચ આડે હાથ છાવરી લીધા. પણ ભદ્રા વિધવા હતી ખરીને, એટલે અન્ય સર્વને ભોટ લાગે તેવી અદાથી ચાતુરી ને સમયવર્તી સાવધાની તેણે કેળવી લીધી હતી. એણે દેરની હથેળી પાછળનાં ચશ્માંના કાચ ને તેની યે પાછળ રહેલી આંખોમાંથી દડ દડ દડ વહેતી અશ્રુધારા કળી લીધી.

એણે દેરનાં આંસુનું કારણ સસરાના કાગળની નીચે ટાંક મારેલા વાક્યમાં કલ્પી લીધું, પણ એ વિષયને રોળી ટોળી નાખવા મથતો એનો સ્વર આ ઘરમાં પહેલી જ વાર ઉગ્ર બન્યો :-

'રસોયાને તો ખોળી કાઢો! એ મૂવાને શું ખબર હશે કે તમને તુવેર દાળમાં કોકમ નથી ભાવતું ને લીંબુ જ ભાવે છે. એ તો મૂવો એની જીભના સવાદ સામે જોઈને રાંધણું કરશે, ને તમે મોં ફાડીને બોલશો ય નહિ કે તમારે શાક દાળમાં મીઠું વધુ જોવે છે! એ મૂવો ખાખરા બનાવી જાણતો હશે કે નહિ. મારે એને બતાવવું તો પડશે ને!'

'મારે રસોયો રાખવો જ નથી. રસોડાની બધી ચીજો ઠેકાણે કરીને જજો.'

'ત્યારે?'

'ફળ દૂધથી ચલાવી લઈશ.'

'ચલાવ્યાં એ તો! એવા છંદ કરવાના નથી. કહી રાખું છું.'

'તમારે શા માટે કહેવું જોવે?'

'ચૂલા માટે!'

એટલું બોલીને ભદ્રા ત્યાંથી જરાક બહાર ખસી; ત્યારે વીરસુતનો સ્વર ઊઠયો, 'આંહીં કોઈની જરૂર જ કયાં હતી? શા માટે આટલા

દિવસ રહીને મને બધી વાતે પરવશતા શીખવી? હું મારું ગમે તેમ ફોડી લેતાં શીખી ગયો હોત ને! ફાવે ત્યાં જઇને ખાઇ પી લેત, ફાવે ત્યાં સૂઈ રહેત, ફાવે તે રીતે આનંદ મેળવી લેત.'

ભદ્રાનાં ધીરાં ધીરાં પગલાં ખંડની સુંવાળી ફરસબંધીને જોરથી દબાવતાં દબાવતાં ચાલ્યાં ગયાં ને એ પોતાના ખંડમાં પગના અંગુઠા ઉપર ઊભી ઊભી કાન માંડી રહી. વીરસુતના ખંડમાં રુદન નીચોવાતું હતું.

એકાદ કલાક પછી ધબધબ પગલે વીરસુત એકાએક રસોડાના દ્વાર પર આવ્યો, અને રાંધણું ચડાવતી ભદ્રા એનું આક્રમણકારી સ્વરૂપ જોઇ શકે તે પહેલાં તો એના મોંના શબ્દો સંભળાયા :

'તો પછી એમને બધાંને આંહીં આવીને રહેતાં શું થાય છે!'

ભદ્રાએ એ શબ્દો સાંભળ્યા પછી જ દેરના મોં સામે જોવાની હીંમત કરી. એ મોં પર ગુસ્સો નહોતો; ભય, ચિંતા ને કચવાટ હતાં. એ મોં વીરસુતનું નહોતું રહ્યું, જાણે નાનો દેવુ વીરસુતની મુખ-મુદ્રામાં પ્રવેશીને અણુએ અણુએ વ્યાપી ગયો હતો.

એટલું બોલીને એ ઊભો રહ્યો. એના ચહેરાની નસોમાંથી લાલ લાલ રંગ જાણે નીંગળતો હતો.

ભદ્રા આભી બની ગઈ હતી તે બદલાઇ જઇને હસું હસું થઇ રહી. 'બધાંને આંહીં આવીને રહેતાં શું થાય છે!' એ વાક્યની ખૂબી તો જો મૂઇ! એક મારી નાનકી અનસુને પણ આંહીં ન લાવવા દેનારો આ દેર શું ઘરનાં બધાંને માટે આંહીં રહેવાની વાત મશ્કરીમાં કરે છે? કે ગંભીરપણે? કેમ જાણે પોતે સૌને તેડાવી તેડાવી ઊંધો વળી ગયો હોય!

મૂંઝાયેલી ભોજાઇ તરફથી કશો હોંકારો ન મળ્યો, ફક્ત ભદ્રાના હાથમાં જે ચીપિયો હતો તે જ જમીન પર હળવે હળવે પછડાઇને કોઇ વાજિંત્રના તાર પેઠે ધ્રૂજતો રહ્યો. એ ચીપિયો પછાડતી પછાડતી ભદ્રા વારંવાર ઊંચેથી નીચે ને નીચેથી ઊંચે દેરના મોં સામે જોઈ રહી.

'આંહીં કંઇ હવે તો જગ્યાનો સંકોચ નથી.' પોતાની જાણે જ બોલવું ચાલુ રાખતા વીરસુતે 'હવે' શબ્દ પર સહેજ મચરક દઈને આગળ ચલાવ્યું; 'જયેષ્ટારામ મામાને રાખવા માટે આ પેલું આઉટ-હાઉસ રહ્યું ઘર પછવાડે. ને બાપુજીને તમારી ખબર રાખતા બેસવું હશે તો દીવાનખાનું ય હવે તો ખાલી છે.' ફરી પાછો 'હવે' શબ્દ, કાથ-રોટમાં બાજરાના લોટનો લૂવો મસળાય તેમ મસળાયો; 'મારે કંઇ દીવાનખાનામાં કોઇ મહેમાનને ખાવા પીવા બોલાવવો નથી. ને આવશે તો પાછલી પરશાળમાં બેસશું. ને હવે તો કોણ આવવાનો હતો! સૌ આવનારાઓને આકર્ષણ જોઈતું હતું.'

એ છેલ્લા શબ્દો બોલતો હતો ત્યારે વીરસુત ભદ્રા સામે નહિ પણ બાજુના પાણીઆરા પર નવી જ ચમક મારતા માટીના ગોળા તરફ ને એ ગોળા ઉપર ઢાંકેલાં પીતળનાં માંજેલાં બુઝારાં તરફ જોતો હતો. પાણીઆરાને એનું પોતાનું અનોખું રૂપ મળ્યું હતું. અગાઉ કંચનના સમયમાં પાણીઆરા પર અજીઠાં ટુથબ્રશ અને ત્રણ દિવસનાં કોહેલાં દાતણ પડયાં રહેતાં ને લીલના પોપડા બાઝયા રહેતા.

'ને દેવુને ત્યાં શા સારૂ સડતો રાખ્યો છે ભૈ!' પાણીઆરાનાં બુઝારાં પર પોતાનું પ્રતિબિંબ જોવા પ્રયત્ન કરતો કરતો એ બોલતો રહ્યો; 'મારૂં બગાડયું છે તો ઠીક, પણ એ છોકરાનું ભાવિ શું કામ બગાડો છો બધાં?'

'બધાં' નો ઉલ્લેખ કરનારો વીરસુત ભદ્રામાં વધુ ને વધુ હાસ્યની લાગણી ઉપજાવતો હતો.

'છોકરો આંહીં આવ્યો હતો ત્યારે જ મને તો સાચેસાચ ખબર પડી, કે એ કેટલો બીકણ, કેટલો દબાયેલો, ને કેટલો રાંક થઈ ગયો છે! આંહીં અમદાવાદમાં ભણે તો કાંઈક પાણીઆળો તો થાય. બાપની સાથે કાંઈક જીવ પણ મળે. અત્યારે તો હું એને દુશ્મન જેવો જ લાગું ને!'

એટલું કહીને એ પાછો ચાલ્યો, ચોગાનમાં જઈ ઊભો રહ્યો, ને વળી પાછો બોલ્યો, 'અનસૂને ય કોઈક વૈદ્ય દાકતર પાસે આંહીં જ તપાસાવી શકાય ને! ત્યાં બેઠાં બેઠાં બાપુજી અનસૂથી કંટાળતા હોય તેમાં હું શું કરું? આંહીં બાલમંદિર પણ બંગલાથી દૂર નથી.'

એટલું કહીને એણે માળીને બોલાવ્યો, આજ્ઞા કરી, 'જા, પાછળનું આઉટ-હાઉસ ઉઘાડીને ભાભીને બતાવ. જોઈ લેજો ને પછી કહેજો, મામા ત્યાં રહી શકે કે કેમ?'

પછી પોતે આખા બંગલામાં તેમ જ બંગલા ફરતું ચક્કર લગાવ્યું, પાછો આવ્યો ને કમ્પાઉન્ડમાં ઊભો ઊભો જ બબડવા લાગ્યો;

'આંહીં તો જગ્યા ઘણી પડી છે. દેવુને ભણવાની પણ ઓરડી આ રહી! છતાં જો જવાનું બહાનું જ જોતું હોય તો ખુશીથી જાઓ. કોઈ રોકતું નથી–રોકી કોણ શકે? એ તો હું રહીશ એકલો, પડ્યો રહીશ આ ભૂતખાનામાં.'

'ભૂતખાનામાં' એ છેલ્લો શબ્દ જ્યારે ઉચ્ચારાયો ત્યારે વીરસુત પોતાના ખંડમાં પહોંચી ગયો હતો. દીવાનખાનાની બાંધણી બીજા ખંડો કરતાં વિશેષ પડઘાદાર હોવાથી 'ભૂતખાનું' શબ્દ હજુ એ ખંડમાં જાણે ઘૂમરીઓ ખાઈ રહ્યો હતો.

ભદ્રા રસોડે બેઠી બેઠી, ચૂલા તરફ જોઈને ખૂબ હસતી હતી. અષાઢના ઘેરાયેલ દિવસે રસોડામાં અંધારું પાડયું હતું, એ અંધારે ભદ્રાના મૂંઢેલા ચહેરા પર ચૂલાનો તાપ એવો તો ઉઠાવ પામી રહ્યો હતો કે એ લાલિમા કોઈ સીનેમાનો ઉદ્યોગપતિ ન જોઈ જાય એવું આપણાથી ઇચ્છી જવાય.



# પ્રકરણ છવીસમું

## અણધાર્યું પ્રમાણ

તે પછી વળતા દિવસે બપોરે વીરસુતને એકલાને લઇ એક ભાડુતી ગાડી પિતાના ગામમાં ઘરને બારણે આવી ઊભી રહી. દ્વારમાં પેસતાં જ એણે પોતાનું અતડાપણું તોડવાનો યત્ન કર્યો. ભદ્રા ભાભીએ કરેલી છેલ્લી ભલામણ એ જ હતી કે 'જોજો હો ભૈ! રૂડું આનંદભર્યું મોં રાખીને સૌને મળીએ હો ભૈ!'

કોઇ પણ ઇલાજે મોં હસતું રાખવું જ હતું. ગાંડી યમુના જ બારણું ઉઘાડવા આવી. યમુનાએ પોતાના નાનાભાઈ દીઠા, ઓચીંતા દીઠા, ને મોં પર મલકાટ ધારણ કરતા દીઠા, એટલે કે યમુનાએ કદી ન કલ્પેલું વિચિત્ર દૃશ્ય દીઠું. અને એણે 'એ-હે-હે-હે! નાનાભાઈ! એ-હે-હે-હે આવ્યા છે-એ-હે-હે-હે-હસે છે,' એવા ઉન્મુક્ત ગળાના ગેહકાટ કાઢયા, બોલતી બોલતી એ અંદર ગઇ, ને એણે એક નાના બાળકની રીતે આનંદ-ધ્વનિથી ઘર ગજાવી મૂકયું, જાણે કોઇ ઉત્સવનો ઘંટ બજ્યો. ને નાનાભાઈ યમુનાના મામા પાસે, એટલે કે સોમેશ્વર માસ્તર પાસે જઇ બેઠા ત્યારે યમુનાએ પહેલું કામ ઝટ ઝટ વાટ વણીને દીવો પેટાવી તુલસીમાને ક્યારે મૂકવાનું કર્યું; દીવો મૂકતાં મૂકતાં બોલી: 'હાશ! માડી! નાનાભાઈ હસ્યા, મને જોઈને હસ્યા,

સૌને જોઇને હસે એમ કરજો હો મા ! હો મા ! હો—હો—હો ?' કહેતે કહેતે એણે તુલસીની ડાળખી ઝાલીને ધુણાવી. કેમ જાણે માતાનો કાન ન આમળતી હોય !

વર્ષો પછી પહેલી જ વાર વીરસુતે પિતાને હસતા ને મોકળા કંઠના હોંકારા દીધા. વર્ષો પછી એણે ઘરના ખૂણા ને છાપરાના ખપેડા જોયા. વર્ષો પછી એણે રસોડા સુધી જઈ યમુના પાસે માગ્યું : 'હું ભૂખ્યો છું, કંઈક ખવરાવ તો ખરી ગાંડી !'

'ગાંડી—હી—હી—હા—ગાંડી ! ' એવું હાસ્યભેર બોલતી યમુના પોતાના મોં આડે સાડીનો પાલવ ઢાંકતી હતી. અને 'ગાંડી' એ તો જાણે વીરસુતભાઇના મોંમાંથી પડેલો કોઇ ઇલકાબ હોય એવી લહેરથી નાસ્તો કાઢવા લાગી.

નાની અનસુ યમુનાની સાડીમાં લપેટાઇને ઊભી હતી, તેને ભાળી ત્યારે વીરસુતને એકદમ તો ભાન ન થયું કે આટલા સમયથી પોતાને ઘેર રહેલી ભદ્રા ભાભીએ કલેજું કેવી રીતે લોઢાનું કરી રાખ્યું હોવું જોઇએ. પણ યમુનાએ અનસુને કહ્યું : 'કાકા છે, બા પાસેથી આવ્યા છે.' ત્યારે અનસુએ પૂછ્યું, 'બા કાં થે ? બા થું કલે થે ? બા અનછુ અનછુ કહી લલે છે ?' ત્યારે વીરસુતના હૃદયના સખત બંધો તૂટવા લાગ્યા. તોયે એને તેડી લેવાનું તો એકદમ મન થયું નહિ. દેવુ નાનો હતો ને પોતે કોક વાર પત્નીને મળવા માટે જતો ત્યારે એ લાંબા હાથ કરી કરી ઘોડિયામાંથી કરગરી રહેલા બાળકને પણ જેણે એકેય વાર તેડયો નહોતો, તે જ વીરસુત એકાએક તો અનસુને એનાં શેરીમાં રમી રમી રજોટાયેલાં અંગો સાથે છાતીએ કેમ કરીને લઇ શકે ! પણ એને યાદ આવ્યું–અમદાવાદથી નીકળ્યો ત્યારે ભદ્રા ભાભીએ કહેલું વાકય કે 'અને ભૈ ! મોં ઓશિયાળું ન રાખજો હાં કે ? મોં તો હસતું રાખીએ. હસવું ન આવે તો યે હસીએ હો ભૈ !'

એ વાક્ય મુજબ જ પોતે બારણા ઉપર પહેલવહેલો ઊભેલો, ત્યારે હાસ્ય પ્રયત્નપૂર્વકનું હતું પણ એકાદ કલાકમાં એ હાસ્ય પરથી પ્રયત્નનો બોજો ઊતરી ગયો હતો. તે રીતે અનસુને તેડવાનો પ્રારંભ પણ એણે વહાલથી નહિ, પ્રયત્નથી કર્યો. પહેલાં એને ધૂળે ભરેલીને બે હાથે અદ્ધર ઉપાડી, છિ-છિ-છિ-છિ કર્યું, પછી તેડી, ને કહ્યું, 'બા પાસે તને લઈ જવા જ આવ્યો છું અનસુ.'

'નહિ જવા દઉં.' યમુના બોલી ઊઠી.

'તને પણ યમુના.'

'દેવુને, બાપાને, મામાને, બધાને?'

'હા બધાને.'

'જૂઠું.' ગાંડી પણ વીરસુતનું આટલું પરિવર્તન કબૂલવા તૈયાર ન થઈ.

* * *

'એ કાંઈ નહિ. એ કાંઈ મારે સાંભળવું નથી. મને જીવતો જોવો હોય તો ચાલો બધાં.' એવા મક્કમ સ્વરે વીરસુતે પોતાના પિતાના તમામ વાંધાને કાપી નાખ્યા. પુત્રનું મોં એને ઓશિયાળું લાગ્યું. પુત્રના સ્વરમાં ધ્રૂજતું એકલતાનું આક્રંદ પિતાના તંબૂર-તાર ધ્રૂજાવી રહ્યું હતું.

'આ આખી વેજા છે ભાઇ! તને સુખે નહિ રહેવા આપે.'

પિતાના આ શબ્દો નકામા ગયા. વીરસુતનું પરિવર્તન એટલું બધું કષ્ટમય હતું કે પિતાની દલીલોના જવાબો દેવાને બદલે પછી તો એ વડછકાં જ ભરવા મંડી પડયો : 'હું તમારો એકનો એક પુત્ર છું. કંઇક ભાન તો રાખો?'

પછી તો રાત્રિએ બચકાં બંધાવા લાગ્યાં. દેવુ વસ્તુઓ લેવા માટે બહાર દોડાદોડ કરવા લાગ્યો, ત્યારે આંગણામાં, પાડોશની શેરીમાં ને બજારમાં ચણભણાટ ચાલ્યો: 'રાંડીરાંડ દીકરાવહુ ઘેર પાછી ન આવી ને દેર કેમ આવી ઊભો રહ્યો ?'

'કેમ બધાં સામટાં અમદાવાદ ઊપડે છે ?'

'અમદાવાદથી કદાચ આગળ તો જાત્રા નીકળવાની નહિ હોય ને ?'

'હોય પણ ખરી.'

'એટલે પછી ભદ્રાને એવા ભાર ભરેલા શરીરે આંહીં શા સારુ આંટો ખવરાવે !'

ખુદ પિતાનું અંતર પણ વહેમાયું હતું. વીરસુતનું આ પગલું વિસ્મયકારી હતું. કુટુંબના શંભુમેળા પર એકાએક વહાલ આવી જવાનું કારણ કલ્પી શકાતું નહોતું. એણે ગામલોકોની ગિલાને જાણ્યા પછી પણ પોતાના મનને કહ્યું : મારા પોતાને બદલે કોઈ બીજા બ્રાહ્મણની વિધવા પુત્રવધૂ અને પરિત્યક્ત પુત્ર વિષેનું આ પ્રકરણ હોત તો ? તો હું પણ ગામલોકોની માફક જ એ બીજાંઓ વિષે વાતો કરત ના ? વાતો ન કરત કદાચ, તો યે વહેમ તો હૈયામાં સંઘરત ને ? શું હશે ? ભદ્રાની જ કોઈ આપત્તિ હશે ?

ઘરને તાળું દેતા પહેલાં દાદાજીએ તુલસી–રોપ બહાર લીધો, ને એ પોતે પોતાની સંબંધી સરસ્વતી બાઇને દેવા ગયા, કહ્યું, 'રોજ લોટી પાણી રેડજો ભાભી.'

'સારું ભૈ ! વેલાસર આવજો. ને હેં ભૈ !' એણે ફાળભર્યા હેતાળ સ્વરે નજીક જઇને પૂછયું : 'ભદ્રા વહુને શરીરે તો સારું છે ના ? અંબાજી મા એને નરવ્યાં રાખે ભૈ ! મારી તો બાપડી દીકરી

જેવી છે. લોકોનાં વગોણાં સામે ના જોશો ભૈ ! ને તુળસી માની કશી ચંત્યા કરશો નૈ.'

'ઝાડવું, તોય જીવતો જીવ છે ને ભાભી !' ડોસા સહેજ ગળગળા થયા; 'એણે જ અમને આજ સુધી સાચવેલ છે. દીવો—બની શકે તો–કરતાં રે'જો ભાભી.'

'કરીશ જ તો ભાઈ! શા સારું નૈ કરું ! આંગળીક ઘી પેટમાં નહિ ખાઉં તો ક્યાં દૂબળી પડી જવાની છું ભૈ !'

એનો અર્થ એ હતો કે ઘીનો દીવો કરવો ને ઘી રોટલા પર ખાવું એ બેઉ વાતો સાથે બની શકે તેવી આ વિધવાની સ્થિતિ નહોતી. એવાં નિરાધાર પાડોશીઓની સેવા કરવાનું છોડવું પડયું તેની વ્યથા સોમેશ્વર માસ્તરના મોં પર તરવરતી હતી. ભારી હૈયે એ સ્ટેશને ચાલ્યા.

આગળ 'અંધા' જ્યેષ્ટારામ મામાને દોરીને દેવુ ચાલતો હતો.

સ્ટેશનને આખે રસ્તે અનેક આંખો ચોંટી રહી; એક જણે ઊભા રહીને કહ્યું, 'આમ કેમ અણધાર્યું પ્રયાણ ! નાશક-પંઢરપુર સુધી તો થતા આવશોને જાનીજી ?'

કહેનાર થોડી વાર જવાબની રાહ જોતો ઊભો રહ્યો, કે તરત અંધા જ્યેષ્ટારામે દેવુનો હાથ છોડાવી, ચાર ડગલાં પાછાં ફરી, એ બોલનાર જ્ઞાતિબંધુની લગોલગ ઊભો રહી પોતાની આંખોનાં પોપચાં ઊંચાં કર્યાં ને ઉચ્ચાર્યું, 'ઓળખ્યા ! કોણ ભવાનીશંકર ને ? જાત્રાએથી આવીને તમને ગોદાવરીનું તીર્થોદક ચખાડશું હો કે ? નહિ ભૂલીએ ! ઓળખ્યા ! નહિ ભૂલીએ હો કે !'

જ્ઞાતિબંધુ ભવાનીશંકર ત્યાં ને ત્યાં થંભની માફક ખોડાઇ ગયો. એણે દીઠું-અંધની દેખતી બનેલ આંખોમાં પોતાના મુર્દાનું પ્રતિબિંબ.

અમદાવાદના બંગલામાં ડોસાનો ફફડાટ આઠ દિવસે માંડ માંડ શમ્યો. દાતણ કરવાને ટાણે ભદ્રાની એક ઊલટીનો પણ અવાજ એણે સાંભળ્યો નહિ. વીરસુત એક પણ ગુપ્ત વાત કહેવા આવ્યો નહિ. દેવુને મોકલી મોકલી દાદાએ ભદ્રાને વીરસુતની ગેરહાજરીમાં ચોગાનમાં બોલાવી પુછાવી જોયું: 'કેમ રહે છે? કાંઇ નડતર તો નથી થઇ ને? શરીરે તો નરવાં છો ને મોટાં વહુ? મને કહેતાં અચકાશો નહિ હો બેટા!'

લાજ કાઢીને ઊભેલી ભદ્રાના દેહે જ પોતાની સંપૂર્ણ સ્વસ્થતાનો જવાબ, ભદ્રાની જીભ આપે તે પૂર્વે આપી દીધો. ભદ્રાનાં શીલ અને ભદ્રાની ચેષ્ટાઓ, અરે ભદ્રાની ચાલી જતી આકૃતિનાં પગલાંની પાની પણ ડોસાએ વાંચી લીધી. તો પણ ખરાવી ખરાવીને પૂછી જોયું, 'ભાઇ તો ઓચીંતો તેડવા આવ્યો એટલે મારે હૈયે ફાળ પડી'તી બેટા! કે તમને શરીરે નરવાઇ નહિ હોય કે શું! નજરે જોઇને રાજી થયો કે કશું જ નથી.'

'દાદાને કહે દેવુ! કે ઇશ્વર સૌની લાજ રાખે છે. કશી જ ચિંતા કરશો મા.'

એ ભાષામાં વહુ ને સસરો બેઉ પરસ્પર સમજી ગયાં.

યમુના ગાંડીનો તો એક જ ધંધો થઈ પડયો: અનસુને લઇને તેણે બંગલાના ચોગાનમાં ફૂલો જ વીણવા માંડયાં. યમુનાને ઉઘાડું આંગણું, દિવસે ફૂલફૂલના બહુરંગી ઢગલા ને રાત્રિએ સુતેલાં ફૂલોની મહેક મહેક સુવાસ સાથે આભની ભરપૂર ફૂલવેલીઓ મળી. આટલું સ્વચ્છ આકાશ એણે ઉઘાડે માથે ઊભા રહીને અગાઉ કોઈ દિવસ ક્યાં જોયું હતું! ફૂલફૂલ પર ઊડતાં પતંગીઆંને ચુપકીદીથી જોઇ લેવા આટલી દોડાદોડ એ ગાંડીને અગાઉ કોણે કરવા દીધી હતી? ને

આટલાં બહોળાં પાણીએ કપડાં ધોવાનું પણ એને કયે દહાડે મળ્યું હતું? નાની અનસુને ડુબાડું ડુબાડુ કરતી એ નળ પાસેના પાણી ભર્યા પીપમાં ડબકાવતી હતી. ને આખો દિવસ બસ કપડાં જ ધો ધો કરતી, વાસણ જ માંજ માંજ કરતી. એનો પુરસ્કાર મોકળું ક્રીડાંગણ હતું અને રોજ ત્રણ વાર નજીક થઈને જ પાવા વગાડતી સુસવાટ માર્યે જતી આગગાડી હતી.



# પ્રકરણ સત્તાવીશમું

## 'ચાલો અમદાવાદ'

આજે આંહીં સ્ત્રી-જાગૃતિની શાખા ખોલી છે, કાલે ત્યાં સભા રાખી છે, વગેરે વગેરે પ્રકારના સંદેશા છોડતું છોડતું ભાસ્કરભાઇ અને કંચન બહેનનું જોડલું દૂર દૂરનાં શહેરોમાં ઘૂમી રહ્યું હતું અને કંચન ઉપર ભાસ્કરે પોતાની સત્તા એટલી બધી જમાવી દીધી હતી કે કંચનની ટપાલ પણ પહેલી ફોડીને વાંચ્યા પછી જ ભાસ્કર આપતો. શરૂ શરૂમાં થોડો વખત વાંધો લેતી કંચનને એણે ખુલાસો કરેલો કે 'તું ન સમજ બાપા ! ન સમજ એમાં. તારા ઉપર કૈક માણસો દુષ્ટ કાગળો લખે, લોહી તપાવનારા કાગળો લખે, તે બધા જો તને આપું તો તો તું ઉશ્કેરાઇને અરધી જ થઇ જા ને !''

'પણ આવું બંધન તો વીરસુતે પણ નહિ રાખેલું.' એક વાર પોતાનો કાગળ ટપાલમાં નાખવા દેતી વખતે જ્યારે ભાસ્કરે વાંચવા માટે ખોલ્યો ત્યારે કંચને લગભગ રડું રડું થઈને કહેલું.

'હવે એ બેવકૂફના વખતની વાત શીદ કરતી હઈશ? મને મારી રીતે તારું શ્રેય કરવા દેને બાઈ!'

એ જવાબ ભાસ્કર તરફથી મળ્યા પછી કંચન વધુ ને વધુ બીતી. ને કયા પ્રકારે ભાસ્કરથી છૂટીને અન્ય સ્નેહીઓનાં ઘર ભેગી

થઇ શકાય તેના વિચારો કરતી. પણ ભાસ્કરની ઉઘાડી દુશ્મનાવટ કરવાનું સલામત નહોતું. ભાસ્કર એની ખુશામદ કરે અને એ ભાસ્કરની કરે, એમ પરસ્પર ખુશામદને હલેસે હલેસે જ બેઉની નાવ ઠેલાયે જતી હતી. હવે કોઇ કોઈ વાર કંચનની કલ્પનામાં અણધારી એક તુલના, એક સરખામણી ઊભી થઈ જતી : હું જ્યાં હતી ત્યાં જેટલી દુ:ખી હતી, તેથી હવે ઓછી દુ:ખી છું કે વધારે? વીરસુતે અમુક વખતે અમુક પૂરતી સગવડ મને આપી હોત તો શું આટલું બધું પરિવર્તન કરવું પડ્યું હોત? વીરસુતે મને શાંતિપૂર્વક અમુક પ્રસંગમાં સમજાવી લીધી હોત તો શું મારું મન કૂણું ને કૂણું ન રહ્યું હોત?

'ના રે ના, વીરસુત સાથેનો સંસાર તો કદાપિ ન ચાલી શક્યો હોત. મેં કર્યું છે તે તો કર્યા વિના છૂટકો જ નહોતો ત્યારે જ કર્યું: ને હું હવે મુક્ત જ છું: એ તો હું ભાસ્કરભાઇને મારી સ્વેચ્છાથી મારા પર આ સ્નેહધિકાર આપી રહી છું, નહિતર એ મને ક્યાં મારી નાખે તેમ છે. એને તો હું એક સપાટે ઉઘાડા પાડી દઇ પછાડી શકું. હું તો સ્વાધીન છું.'

મનને આવા હાકોટા મારી મારીને કંચન પોતાના જીવન-પરિવર્તનનો બચાવ કર્યે જતી. અને 'આ બધું પોકળ સાંત્વન શીદ લઇ રહી છે? તું તો હતી તેથી સવાઇ ગુલામ છે?' એવી કોઇ આતમ-વાણી અવાજ ધરીને ઉપર આવે તે પૂર્વે જ કંચન, નાનું બાળક બીજાની સ્લેટના લીંટા ભૂંસી નાખે તેમ ભેજામાંથી એ વાણીને ભૂંસવા મથતી.

એક દિવસ ટપાલ આવી તેમાંનો એક કાગળ વાંચીને મોં મલકાવતા ભાસ્કરે એ કાગળ કંચન તરફ ફેંક્યો, 'લે, લેતી જા! તારું સામ્રાજ્ય તો બીજાઓએ સર કરી લીધું! તું રહી ગઇ! દોડ દોડ જલદી દોડ!'

પણ ભાસ્કરની વિનોદધારા એ કાગળ વાંચતી કંચનના મોં પર મસળાતા લોહીના લેપને ન ધોઇ શકી. કાગળ એણે ફરી ફરી વાંચ્યો. ઘડીક મોં પર લોહી ધસી આવ્યાં તો ઘડી પછી પાછું હતું તે લોહી પણ ઓટનાં પાણી પેઠે પાછું વળી જઇને એના ગાલની વિસ્તીર્ણ રેતાળ ભૂમિને ઉઘાડી કરવા લાગ્યું.

જે કાગળ કંચન વાંચતી હતી તે અમદાવાદથી આવેલો હતો. એ એક સખીનો હતો. તેમાં લખ્યું હતું કે--

'વીરસુત કંટાળીને નોકરી છોડી નાસી જશે અથવા તને શોધતો આવશે એવી આપણી ધારણા ખોટી પડી છે. કોણ જાણે કઈ રીતે તારો બંગલો તો જીવતો બની ગયો છે. તારા ઘરની પાસે ફરવા જતાં અમે ત્યાં બે ડોસાઓને બેઠા બેઠા ચોગાનમાં તડાકા મારતા જોઇએ છીએ. એક મોટી ઉંમરનો છોકરો એક નાની છોકરીને રમાડયા કરે છે. ને બે તો જુવાન બૈરાંઓ ત્યાં નજરે પડે છે. એમને એઉને સાથે લઇને વીરસુતને કાંકરીઆ તળાવે મોટરમાં આવેલો પણ અમે જોયો હતો. અમને લાગલી જ શંકા ગયેલી કે આ બેમાંની એક જે સાડી પહેરેલી તે તારી જ હશે. પછી તો અમે તારા ઘરની ચાકરડીને બોલાવીને ખાનગીમાં બધું પૂછી જોતાં જાણી શકયાં છીએ કે તારાં કબાટો ને ટ્રંકો, તારી બેગો ને પેટીઓ ખોલી ખોલી બધાં કપડાં ઉપાડી જવામાં આવ્યાં છે. વીરસુત પણ કૅાલેજના કામકાજમાં ખૂબ ચિત્ત પરોવીને કામ કરે છે તેથી સૌને કશુંક અનિષ્ટ થયું હોવાની શંકા પડી છે. એના વર્ગના છોકરાઓ પણ વાતો કરે છે કે વિજ્ઞાનનો એ પ્રોફેસર વનસ્પતિશાસ્ત્ર વિષે શીખવતો શીખવતો વૃક્ષોનાં કુટુંબ-જીવનની સાથે માનવીનાં કુટુંબ-જીવનની ઝીણી ઝીણી સરખામણી કરવા માંડે છે. આટલો મોટો આનંદ એ કયાંથી મેળવે છે? તારા પરના જુલમોની વાત ઉચ્ચારતાં જ એ મિજાજ સળગી ઊઠતો તેને

બદલે હવે કેમ એ પરવા કર્યા વગર સાંભળી લે છે? કોઈ કહે છે કે એનાં એક વિધવા ભાભી તારા ગયા પછી એના ઘરમાં એકલાં રહ્યાં હતાં, તેની સાથે વીરસુતનો સંબંધ સારો બોલાતો નથી. આ તો સહેજ જ લખ્યું છે. તારે ને આ વાતોને શો સંબંધ છે? આનંદ કરજે ને જ્યાં જાય ત્યાં ક્રાંતિ કરજે.'

કાગળ વાંચી રહ્યા પછી મોંની કરચલીઓનો તંગ ઢીલો કરીને એણે ભાસ્કર પ્રત્યે કાગળ સામો ફગાવ્યો. ભાસ્કરે ટોળ કર્યું:

'કાં...આં ! લેતી જા !'

'મારે એમાં શું લેતા જવાનું બળ્યું છે? મારે એ સાથે શો સંબંધ છે?'

એટલું બોલીને એ પાછી પેન્સીલ લઈ પોતાનો નવો કાર્યક્રમ કાગળ પર ગોઠવવા લાગી. ને ભાસ્કર પોતાની બીજી ટપાલ પર નજર ફેરવતો ફેરવતો સહેજ આટલું બોલી ગયો—

'ને એને એની ભોજાઈ મળી ગઇ તોય શું ખોટું છે? આ જગતનો મોટામાં મોટો પ્રશ્ન જ એકબીજા માણસોએ ગોઠવાઇ જવાનો જ છે. જેઓ સરખાં ગોઠવાઈ શકતાં નથી તેઓ જ સમાજ-જીવનને કાયમને માટે સંક્ષુબ્ધ કર્યા કરે છે.'

એ બોલતો હતો ત્યારે કંચન એની સામે તાકી રહી હતી. પણ ભાસ્કરે તો કાગળ-વાચનમાંથી માથું ઊંચું કર્યા વગર જ એ ડહાપણની વાતો ચલાવ્યે રાખી—

'સારું થયું. હું તો આ વાંચીને રાજી થયો. વીરસુત જો ઠેકાણે પડી ગયો હશે તો તારો પીછો કે તારા નામની ચૂંથાચૂંથ છોડી દેશે. આપણે એટલાં હળવાફૂલ બની જશું. તારા પર હજુ પણ એનો જે માલિકી-ભાવ રહ્યો છે તે ટળી જશે."

'એક માલિકના હાથમાંથી છૂટીને...'

એટલા બોલ કંચનથી બોલી જવાયા. પણ એ વાકય ભાસ્કરે કાં સાંભળ્યું નહિ ને કાં સૂણ્યું અણસૂણ્યું કર્યું. બાકીની ટપાલ એણે વાંચી. જવાબો લખ્યા. વાંચી લીધેલા કાગળો, પોતે જાણે કશુંક રચનાત્મક કાર્ય કરી રહ્યો હોય તેટલી ઠાવકાઇ, સુઘડતા, સફાઇથી સરખે ટુકડે ફાડયા. એ ફાડેલા કાગળોની ગુલાબી, વાદળી તેમ જ સફેદ રંગની ઝીણી ઝીણી કચૂંબરનો ઢગલો પોતે એકાગ્ર દૃષ્ટે જોઈ રહ્યો. અને તે દિવસે જેમની જેમની સાથે વાતચીતો કરવાનો પ્રસંગ આવ્યો તે બધાને એણે જાણે કે અજાણે, બીજી ભિન્ન ભિન્ન વાતોમાંથી એક જ વાત પર લીધા, કે 'ભાઈ, જીવનમાં મોટામાં મોટો પ્રશ્ન ગોઠવાઈ જવાનો છે, ને જીવનનું જો કોઈ રૌરવ નરક હોય તો તે ગોઠવાઈ ગયા હોવાની ભ્રાંતિમાં પડયે પડયે વણગોઠવાયેલ દશાની બેહાલી ભોગવ્યે જવામાં છે.'

એકલાં પડયા પછી ભાસ્કરને કંચને કહ્યું, 'તમે કેમ મને દરેક માણસ સાથેની વાતોમાં એનાં એ જ ટોંણા માર્યા કરો છો? મારે એ બાબત સાથે શો સંબંધ છે? મારે ને એ બંગલાને શું...'

'મેં કયારે ટોંણા માર્યા? ને તું પણ કેમ વારંવાર એનું એ પોપટ–વાકય પઢયા કરે છે?'

'હું કયારે પઢી? મારો એવો કયો સંબંધ...'

'જો, જો, બોલી કે નહિ?'

કંચનને તે વખતે તો બહુ ચીડ ચડી. પણ પછી પોતાને ઊંઘ નહોતી આવતી ત્યારે પહેલું ભાન એ થયું કે પોતે જે સંબંધમાંથી મુક્તિ મળી ગઇ માને છે તે સંબંધ જાણે કે એના પગમાં વેલો બનીને અટવાતો થયો છે. રાતે એની આંખો મળી ત્યારે એને

એવું સ્વપ્નું આવ્યું કે પોતે પોતાની જેઠાણી ભદ્રાનું ખૂન કરીને ભાગી રહી છે, ને પાછળ એ આખો બંગલો પોતાના બે હાથ લાંબા કરી, હાથમાં ફાંસીનો ગાળીઓ લઈ, એની પાછળ દોડી રહ્યો છે.

'આપણે અમદાવાદમાં બેસીને જ કેમ કામ ન કરીએ?' કંચને વળતા દિવસથી વાદ લીધો. 'ત્યાં કામ કરવાની અનુકૂળતાઓ કેટલી છે! ત્યાં રહીએ તો કોઇ કશી નબળી સબળી વાતો ન કરી શકે. ત્યાં રહીએ તો ભાસ્કરભાઈ, તમે પણ મને એકને જ સંભાળવાને બદલે બીજાં અનેક કામો સંભાળી શકો.'

'તારી તો વાત જ નાદાનીભરી છે.' ભાસ્કરે કંચનને એક ઝટકે ખતમ કરવા ઇચ્છ્યું; 'પોતાના ગામમાં તું તારી છાતી પર આ આખી કર્મ-કથાનો ભાર લઈ શું કામ કરવાની હતી? એ ને એ જ બાબતો, એ જ બંગલો, એ જ બધાં...'

'એ બધાં સાથે મારે કશો સંબંધ નથી.' કંચને ઝટ ઝટ કહી લીધું.

'ત્યારે આપણે આંહીં બહારગામ શું દુઃખ છે? દુઃખ હતું-વીરસુત તરફથી માસિક રૂપિયા અનિયમિત મળતા હોવાનું, તે પણ હવે તો ટળ્યું છે. છેલ્લા ત્રણ માસથી તો દર મહિનાની બરાબર દસમીએ મનીઓર્ડર આવીને પડે છે.'

'એ વાત સાથે—'

'એ વાત સાથે આપણે પૂરેપૂરો સંબંધ છે. તેના પૈસા મળે એવું કોર્ટ મારફત તને કરાવી દીધું તો જ આ મુસાફરીઓ થાય છે ને આ સાડીઓ પહેરાય છે.'

કંચન સામો જવાબ ન વાળી શકી કે 'તારાં મુસાફરી ખરચો પણ તેમાંથી જ ઊપડે છે.' પણ કંચનને પહેલી જ વાર આટલું ભાન

થયું કે વીરસુતનાં મનીઑર્ડરોની અનિયમિતતા એકાએક મટી જવાનું કશુંક કારણ અમદાવાદના એ બંગલામાં બન્યું હોવું જોઈએ; તે સાથે બીજું પણ એક ભાન ઊઘડતું હતું કે પોતાની આજીવિકા પોતે હજુ રળી લેતી નથી થઈ. ત્રીજું ભાન એ થયું કે પોતાનો રક્ષણહાર ભાસ્કર પણ પરોપજીવી જીવડો જ બનીને પડયો છે.

'ચાલો આપણે એક વાર અમદાવાદ જઈ આવીએ.' કંચને વારંવાર વાત મૂકવા માંડી. ને દરેક વખતે ભાસ્કર 'તું નાદાની કાં કરે છે!' એ જ બોલ બોલવા લાગ્યો. એક વાર તો એણે કહ્યું 'તારા કાકા પાસે આંટો જઇ આવ, જા, હું આડો નહિ પડું.'

કાકા પાસે જવાની જે ઝંખના આટલા મહિના સુધી રોજે-રોજ ભાસ્કરના શબ્દના ચાંભા (ડામ) ખાઈ ખાઈને લોહીલોહાણ પડી હતી, એ ઝંખનાને આજે ભાસ્કરની રજા મળવાની સાથે જ અવસાન મળ્યું. હવે આફ્રિકા નથી જવું, હવે તો જવું છે અમદાવાદ.

'ચાલો અમદાવાદ !'ની આ મોંપાટ ભાસ્કરને અસહ્ય થઇ પડી. 'ચાલો અમદાવાદ !'નો નાદ શા કારણે ઊપડયો હતો તે એને સમજાયું. ભાસ્કરને પોતાની ભૂલ માલુમ પડી. કંચનની ટપાલ ઉપર ચોકી રાખનારા ભાસ્કરે એક ગફલતનું ગડથોલું ખાધું. એણે કંચનને જે કાગળ નહોતો દેવો જોઇતો તે વાંચવા દીધો. કંચનને અમદાવાદ જવાની ધૂન પોતાનાં કપડાં લતાં ને દરદાગીના હાથ કરવાની છે એટલું જ પોતે સમજી શકયો. પોતાને શિરે જ એ કામનો બોજો આવી પડયો. કંચન નહોતી સ્પષ્ટ કરતી છતાં સ્વયં–સ્પષ્ટ એ બાબત હતી. અમદાવાદ જતી ટ્રેનમાં બેઠાં બેઠાં એણે કંચનને કહ્યું, 'તું ભલેને છુપાવે, પણ તારો જીવ એ ટ્રંકો કબાટો પર ગયો છે. પણ જોઈ લેજે, ભાસ્કર એ તારાં લૂગડાં ને ઘરેણાં તને જોતજોતામાં

અપાવે છે કે નહિ! માત્ર હું કહું તેમ કરતી આવજે. મારી બાજી બગાડતી નહિ બાપુ!'

કશો જવાબ વાળ્યા વગર ઊઠીને કંચન કમ્પાર્ટમેન્ટની બંધ બારીઓ ઉઘાડવા લાગી. એના શરીરમાં સ્પષ્ટ અકળામણ હતી.

'પણ આ તો શિયાળાનો પવન સૂસવે છે, તું બારી ઉઘાડે છે શા માટે?' ભાસ્કરે પોતાના મોં આડા હાથ દઇ પવનને રોકતાં રોકતાં ચીડ બતાવી,

'મને ગરમી થાય છે.'

રેલવેનાં બીજાં મુસાફરો આ ઊતરતા પોષ મહિનાની ટાઢમાં ગરમી અનુભવતી સ્ત્રીને કૌતુકભેર જોઇ રહ્યાં. કંચન બારી ઉપર જ ઊભી થઇ રહી. ક્રમભાગ્યે ઘઉંના લીલા મોલ મોટા થઈ ગયા હતા, ને તેના ક્યારામાં જબ્બર સારસ પંખીઓની જોડીઓ ફરતી ફરતી ચણતી હતી. કંચનની એ વખતની મનોદશાને માટે આ દૃશ્યો અનુકૂળ નહોતાં.

'મને તો આશ્ચર્ય થાય છે કંચન!' ભાસ્કર ધીમે અવાજે કહેવા લાગ્યો; 'કે તારો જીવ એ જૂના સંસારની સાડીઓમાં ને દરદાગીનામાં કેમ પરોવાઇ રહ્યો છે! હજુ તો કાલે જ તું સ્ત્રીઓમાં ભાષણ કરતી હતી કે સ્ત્રીજાતિની ગુલામબુદ્ધિનું કારણ જ આ ઘરેણાં ને લૂગડાંની લાલસા છે.'

ભાસ્કર કશો જવાબ ન મેળવી શક્યો. કંચન જેવી શિક્ષિતા ને પ્રાણવંત સ્ત્રી ઘરેણાં લૂગડાંમાં મોહાઈ રહે એ એનું આશ્ચર્ય જૂઠું જ હતું એ કંચનને ખબર હતીઃ શણગાર કરીને સાથે બેસતી કંચન ભાસ્કરને ગમતી હતી. ને 'જુઓ, આ કેવું લાગે છે?' એમ પોતે

પૂછતી તે ભાસ્કરને બહુ ગમતું. નહોતું ગમતું ફક્ત ત્યારે જ કે જ્યારે કંચન શણગારો કરીને બીજા કોઇ લોકો જોડે ફરવા નીકળતી. ત્યારે ભાસ્કર બોલી ઊઠતો કે 'આ વધુ પડતા ઠાઠમાઠ લોકોની નજરમાં ખૂંચતા હશે હો કંચન!' પણ ભાસ્કરને ખબર હતી કે સભાઓમાં પોણા ભાગનાં લોકો કંચનની વેશભૂષણની છટા પર જ લટ્ટુ થઇને આવતાં હતાં. એટલું જ નહિ પણ કેટલાંય ગામોમાં તો કંચન જોડે પરિચિત થઇ જનારાં કુટુંબો કંચનને પોતાનાં ઘરેણાં–વસ્ત્રોથી શણગારવાનો શોખ કરતાં. સારાં શહેરોના 'સ્ટૉલ' પર જઇને વસ્તુઓ પસંદ કરી કારવીને તેનાં બંડલો લઈ પગથિયાં ઊતરતી કંચન પોતાની જોડેના કોઇ ને કોઇ સાથીને કહી દેતી કે 'એને જરા પૈસા ચૂકવી દેજો ને, હું પછી આપી દઈશ.' પછી કોની મગદૂર હતી કે આનાકાની કરી શકે! એથી ઊલટું એ સાથી આવી તક મળવા બદલ પોતાને બડભાગી માની પૈસા ત્યાં ને ત્યાં ચૂકવી દેતો.

થોડાક જ મહિનાના આવા જીવનનો કંચનને થાક લાગ્યો હતો તે સત્ય હતું. ભાસ્કરને એ સત્ય દેખાયું નહિ. ભાસ્કરનો માનેલો સાડીઓનો શોખ નહિ પણ બનાવટીપણાનો થાક જ પોતાને અમદાવાદ તરફ લઇ જતો હતો એમ કંચન માનતી હતી. કંચન અને ભાસ્કર બેઉ જ જૂઠાં હતા. કંચનના હૃદયમાં જે સળગી રહ્યો હતો તે તો વીરસુત પરનો રોષ હતો. વીરસુત 'ગોઠવાઇ ગયો!' એ શબ્દો ભાસ્કરના હતા. એ શબ્દો બોલી ભાસ્કરે કંચનના હૈયામાં ઇર્ષ્યાનો હુતાશન ચેતાવ્યો હતો. 'વીરસુત ગોઠવાઇ ગયો! એ ગોઠવાઇ જ કેમ શકે? એ તો અસહ્ય છે! અક્ષમ્ય છે! મારા પ્રત્યે આચરેલા અન્યાયો ઉપરવટની આ તો કિન્નાખોરી છે! ચોરી માથે શિરજોરી છે. મને બાળી ખાખ કરવાની જ આ તો બાજી છે! એણે જે આચરણ કર્યું છે તેથી તો લજ્જિત બનીને

જગતમાં મોં છુપાવી દેવા જેવું હતું. એને બદલે એણે તો આખા કુટુંબને મારી પીઠ પાછળ બંગલામાં વસાવી લઈ મને ઘા કર્યો છે. વગેરે વગેરે.'

વીરસુત પર લાગેલી એની રોષ-ઝાળો આગળ ચાલીને ભદ્રા પર, ગાંડી યમુના પર, દેવુ પર, સસરા પર, મામા પર, અરે નાનકી અનસુ પર સુદ્ધાં ફરી વળી. બધાં જ લુચ્ચા ! બધાં જ પહોંચેલાં ! ચુપચાપ પેસી ગયાં. રાહ જોઈને જ બેઠાં હશે.



# પ્રકરણ અઠ્ઠાવીસમું

## ક્યાં ગઈ પ્રતિભા !

'**પ**ણ તું સીધુ સામો જોઈને તો ચાલ ! આમ ચકળવકળ શું જોયા કરે છે? આંહીં સ્ટેશન છે એટલું તો ધ્યાન રાખ.'

પણ ભાસ્કરના એ ઠપકાની કશી અસર કંચન પર ન થઈ. અમદાવાદ સ્ટેશન પર એ ઊતરી કે તરત જ એની આંખો ચોમેર શોધાશોધ કરી રહી; ક્યાંઈ વીરસુત છે? ક્યાંઇ દેવુ છે? ક્યાંઈ ભદ્રા કે સસરો છે? શૂન્ય નજરે જોતી એ રઘવાયા જેવી, બાઘોલા જેવી બની રહી.

પ્રેમીજનો ને શત્રુજનો, બન્નેની આવી લાગણી રેલવે-સ્ટેશનો પર એક સમાન હોય છે. તેઓ કશી સંભાવના વગર પણ પોતાના પ્રેમ વા શત્રુતાનાં પાત્રોને સ્ટેશન પર શોધતાં હોય છે.

દરવાજા પર ટિકીટ આપી દેવાની હતી. ટિકીટોની શોધ માટે કંચને પોતાના સ્વેટરનાં ખિસ્સાં, નીચે પોલકાનાં ખિસ્સાં, હાથની બેગ વગેરે ધાંધી બનીને તપાસ્યાં, આખરે પોતાની બગલમાંથી નીચે સરી પડેલી ડીટેક્ટીવ નવલકથાના બેવડમાંથી ટિકીટો બહાર આવી. (હમણાં કંચનને જાસુસી વાર્તાઓ જ બહુ ગમતી.)

'વાહ રે વાહ ઢંગ !' ભાસ્કરે વ્યંગ કર્યો, તે દરવાજે ઊભેલા ત્રણ ચાર ટિકીટ-કલેક્ટરોએ ને પોલીસે સાંભળ્યો.

મોટર કરીને ભાસ્કરના મકાને પહોંચતા સુધીમાં તો ભાસ્કરનો કંટાળો કંઠ સુધી આવી ગયો. એના ૨૫૯ મુરબ્બીભાવના ઠપકા સામે કંચન બૂમબરાડા પાડતી થઈ એટલે એણે ઉઘાડા ઠપકાને બદલે મેંણા ટોણાં માર્યાં, પણ એ સર્વના માર્મિક જવાબો આપી ન શકવાથી કંચન વારે વારે આંસુઓ સારતી થઈ.

પહેલો જ સવાલ કંચનને ક્યાં રહેવું તેનો ઊઠયો. ભાસ્કરથી ત્રાસી ગયેલી એ તરુણીએ પોતાની સ્નેહી સંબંધી સ્ત્રીઓમાંની કેટલીએકને ઘેર રહેવાની ઇચ્છા આગળ કરી, પોતાના પ્રત્યે સન્માન ધરાવતા પુરુષ સ્નેહીઓને પણ એણે ઇસારો કરી જોયો, પણ એને પોતાના ઘરમાં આશરો દેનાર કોઈ સ્નેહી કુટુંબ નીકળ્યું નહિ.

સ્ત્રીઓએ એકાંતે જવાબ આપ્યો : ' શું કરીએ બા ? પુરુષોનો કંઈ ભરોંસો નહિ. વખત છે ને તારું અપમાન કે તારી બેઅદબી કરી બેસે તો અમે શું મોં બતાવીએ ? '

પુરુષોએ પોતાની ટોપીઓ ચંચવાળતે ચંચવાળતે જવાબ દીધો કે 'ઘરની સ્ત્રીઓ વહેમીલી ને ઇર્ષ્યાળુ કંઇ ઓછી છે ? જીવનને ઝેર બનાવી દેતાં વાર નહિ લગાડે. બાકી તમારે જે કંઇ મદદ જોઇશે તે અમે આપીશું. મૂંઝાશો નહિ.'

'તમારા પાડોશમાં કોઈ મકાન ખાલી હોય તો....' કંચને એક કરતાં વધુ સ્નેહીઓને પૂછી જોયું. જવાબમાં એ પ્રત્યેકનું મોં ઝંખવાયું. જવાબો પણ એકંદરે ઉડાઉ મળ્યા. કોઈએ કહ્યું કે મકાનો છે જ નહિ; ને મકાનો જેમની નજીક ખાલી હતાં, તેમણે ઘરમાલિકો કજિયાળા હોવાનું કારણ આપી વાતને તોડી પાડી. આખરે એ

ભાસ્કરને ઘેર જ સંઘરાઈ અને ભાસ્કરે પોતાને માટે બીજે રહેવાની ગોઠવણુ કરી.

સ્નેહી પુરુષો એને ત્યાં આવીને મળી જતા, ખબર કાઢી જતા, જોતું કરતું આપી પણ જતા; ને રમાનો વર, લલિતાનો વર, મંગળા-ગૌરીનો વર, નેનીનો વર, પ્રત્યેક ત્યાંથી ઊઠીને જતી વેળા એક વાત 'By the by' કહી લેતા કે 'હું આંહીં આવું છું તે રમાને કહેવા જરૂર નથી' 'લલિતાને કહેવા જરૂર નથી.' 'મંગળાને...' 'નેનીને કહેવા જરૂર નથી.'

આવનારો પ્રત્યેક પરણેલ પુરુષ ફફડતો હતો, કેમ કે કંચનને કશું મદદ કરવાપણું હોય જ નહિ અને હોય તો તે મદદ સ્ત્રીઓએ જ કરવાની હોય એવું એ પ્રત્યેકની પત્ની મક્કમપણે માનતી. એવું એ પત્નીઓ માનતી તેમાં તેમની માન્યતાનો દોષ નહોતો. દોષ હતો કંચનની મુખ-મુદ્રામાં મઢેલી મોહભરી બે આંખોનો. ભાસ્કરે રડાવી રડાવી નીચોવી નાખેલી છતાં પણ એ આંખોમાં ઝલકતું જાદુ અખંડિત હતું. કંચનનું સ્ત્રીત્વ એટલાં ઊંડાં મૂળિયાં વડે એના દેહમાં બાઝેલું હતું કે એના જીવનમાં થયેલો આવડો પ્રચંડ પ્રકમ્પ પણ એને ઉખેડી શક્યો નહોતો. પુરુષોનાં કાર્યો કરવા લાગતી સ્ત્રીઓનો કંઠ બદલી જાય છે, લાવણ્ય લુછાઇ જાય છે, આંખો પણ નૂર અને નમણાઈ હારી બેસે છે એ ખરૂં, પણ કંચન તો કંચન જ રહી હતી. આઠ દસ મહિનાની ક્રાંતિદશા એના નારીત્વનો નાશ કરી મરદાઇનો એક પણ મરોડ એને આપી શકી નહોતી.

એટલે જ પરણેલી સ્ત્રીઓને પોતાના ઘરસંસારમાં એની હાજરી ચિંતાજનક લાગતી હતી. કંચન એમને ખપ્પરજોગણી જેવી દેખાતી. પુરુષોને ભરખી જવાની ગુપ્ત શક્તિ એ ધરાવતી હતી એમ માનનારી સ્ત્રીઓ, કંચન જ્યારે પોતાને ઘેર આવે ત્યારે

પતિઓને કાં નહાવા, કાં ખાવા, કાં બહાર કશુંક ખરીદ કરવા વિદાય કરી દેતી.

પણ કંચનની તો કસ્તુરી-મૃગ જેવી દશા હતી. એને ખબર જ નહોતી કે પોતાની પાસે મોહિની છે. એ મોહનાસ્ત્રથી પરપુરુષોનો વિજય કરવા પણ નીકળી નહોતી. એનો સંગ્રામ જુદો જ હતો. એને વિષે જે મોટી મોટી માન્યતાઓ બાંધવામાં આવી હતી તેને એ સાચી પાડી બતાવી ન શકી. આઠ જ દિવસમાં એણે સ્ત્રીસેવાસંઘે સોંપેલાં સાત કામ બદલ્યાં, એક પણ કામ એને માફક ન આવ્યું ને દરેક કામ પર એ નાની મોટી ભૂલો કરી બેઠી.

'બસ, મને તો ખાનપુરના લતામાં જ નવું બાલમંદિર ખોલી આપો.'

એ કંચનની હઠ હતી અને બાલમંદિર ચલાવવાને માટે પોતાનામાં જે ગુણો છે તેથી વધુ ખાસ કશી લાયકાત હોવી જોઈએ એમ પોતે માનતી નહિ. વાત પણ ખરી હતી. વિધવા હોવું, ત્યક્તા હોવું કે ભાગેડુ હોવું, એ પ્રત્યેક સ્ત્રીને માટે બાલમંદિર ચલાવવાની ગનીમત લાયકાત ગણાતી.

પણ ખાનપુરનું બાલમંદિર તો ખોલી શકાયું નહિ, ને કંચનને છેવટે નિરુપાયે મજૂર-લત્તાની સંસ્થા ઉપર સંચાલક નિમાવું પડ્યું. આ નિમણૂક કરતી વેળા સ્ત્રીસેવાસંઘના સંચાલકો બબડતા તો હતા જ કે 'નહિ ચાલી શકે !' 'કોણ જાણે ક્યાં ચાલી ગઈ એની પ્રતિભા !' 'પોતાને વિષે ઘણું વધુ પડતું માની બેઠેલ છે !' વગેરે

'એ તો તમારી આખી જાતિનો જ ગુણ છે ને !' એક પુરુષ સંચાલકે ટોણો મારી લીધો હતો ને એને પરિણામે ત્યાં મોટો ટંટો મચી ગયો હતો. આખર એ પુરુષને માફી માગવી પડી હતી.

મજૂર બાળકોની શાળા ચલાવવાનું બહાનું કંચનના સંતપ્ત આત્માને ઝાઝા દિવસ ઠેકાણે રાખી શક્યું નહિ. એની બુદ્ધિહીનતા જોતજોતામાં ઉઘાડી પડી ગઈ. એની સાથે કામ કરતો સ્ટાફ એની મશ્કરીઓ કરતો થઇ ગયો. ઘણો ખરો સમય એ ટેલીફોન પર જ કાઢવા લાગી. એ આને ટેલીફોન કરતી ને તેને ટેલીફોન કરતી. એ કોઈ સ્નેહીને 'કાર' લઇને આવવા કહેતી ને કોઇને ટેલીફોનમાં પોતાની અગવડો તેમ જ માનભંગ સ્થિતિનાં રોદણાં સંભળાવતી. એ બધાં રોદણાંનું ધ્રુવપદ આ હતું કે 'જો મને પહેલેથી આવી ખબર હોત તો...'

વાક્ય અધૂરૂં મૂકીને એ ટેલીફોનનું રિસીવર પછાડતી ને કોઇ કોઇ વાર જ્યારે એ વાક્ય અધૂરૂં મૂક્યા પછી રિસીવર કાને ઝાલી રાખતી ત્યારે સામી વ્યક્તિનો બોલ સંભળાતો : 'કેમ જાણે અમારા વાસ્તે જ બાએ ઘર છોડયું હોય !...આવી ખબર હોત તો...'

એટલું બોલીને સામી વ્યક્તિ રિસીવર છોડી દેતી ને આંહીં રિસીવર પકડી રાખીને પલભર સ્તબ્ધ બની બેસી રહેતી કંચનની આંખોમાં છલછલ પાણી ઊભરાઇ આવતાં. જલદી જલદી એ આંસુ લૂછી લેતી, કેમ કે પોતાનાં સાથીઓની નજરે એણે પોતાની છેલ્લી નબળાઈ–આ આંસુ–હજુ નહોતી ચડવા દીધી. અત્યાર સુધી તો એનાં સાથીઓ તથા નોકરો ટેલીફોન પરથી પાછા આવતા એના લાલ લાલ ધગેલા ચહેરાનો ને એની સોઝી ગયેલી આંખોનો જ તમાશો જોવાની રાહ જોઇ બેસતા.

એક દિવસ એણે રિસીવર ઉપાડી નંબરનું ચક્ર ફેરવવા માંડયું. પ્રત્યેક આંકડાના ઘુમરડા સાથે આંગળી ઝણેણાટ અનુભવી રહી. છેલ્લો આંકડો ઘૂમી રહ્યો ત્યારે ઝણેણાટ વધ્યો. કાનમાં શબ્દ પડયો :

'આ...લા...વ–કોણ છો ? કોનું કામ છે ?' એ અવાજ કૉલેજના બુઢ્ઢા પટાવાળા કરણાજીનો હતો. કંચને પુછ્યું–

'પ્રોફેસર વીરસુત છે કે નહિ કરણાજી !'

'કરણાજી' એ પરિચિત શબ્દ બોલ્યા પછી એને પોતાની ભૂલ જડી. કરણાજી કૉલેજના પટાવાળાઓનો બુઢ્ઢો જમાદાર, જે આઠ મહિના થયાં આ કંઠનો સમાગમ હારી બેઠો હતો, તેને ઓચીંતો આ પરિચિત સ્વરનો સંપર્ક થયો, કરણાજીનું નામ ટેલીફોનમાં બીજું કોઈ પ્રોફેસર–કુટુંબ કદી લેતું નહિ.

'હા બા !' કરણાજીએ ઝટ ઝટ કહ્યું : 'ઊભાં રહો, બોલાવી લાવું છું.'

કરણાજી દોડતો પ્રોફેસરોના ઓરડામાં ગયો. વીરસુત ત્યાં નહોતો. કરણાજી રોજની રસમને છોડીને વીરસુત જે વર્ગ લેતો હતો ત્યાં ધસ્યો. વીરસુતને શ્વાસભેર ધીરે રહી કહ્યું, 'ટેલીફોન છે.'

'પછી.' વીરસુતે કરડુ મોં કરીને કહી દીધું.

'જરૂરી ટેલીફોન છે.' કરણાજીએ તાકીદ કરી.

વીરસુત દોડાદોડ ટેલીફોન પર આવ્યો ને રિસીવર લઇ ઘણું ઘણું 'અલાવ' 'અલાવ' પુકાર્યું, પણ સામે કોઇએ જવાબ દીધો નહિ.

'કોણ હતું કરણાજી ?' વીરસુત ચિંતાતુર સ્વરે પૂછતો હતો.

'સાહેબ !' કરણાજી સ્પષ્ટ કરવા મથ્યો, 'મારું નામ કોઇ બીજું કદી ટેલીફોનમાં લેતુ નથી. કોણ જાણે કેમ થયું, લાઇન કપાઇ ગઈ ......પણ હું સાહેબ, હું જૂઠું નથી બોલતો. મેં કાનોકાન સાંભળ્યું; ને મારી આંખે ભલે ઝાંખપ આવી, મારા કાન તો ઠાકરની દયાથી એવા ને એવા સરવા છે.'

'અરે ઘેલા !' પ્રો. વીરસુત હસ્યા : 'તને મેં એ ક્યાં પૂછ્યું છે ? હું તો પૂછું છું કે ફોન કોનો, ઘેરથી કોઈનો હતો ?'

'ઘેરથી જ તો સાહેબ ! એ જ ગણું. મેં ભૂલ નથી ખાધી સાહેબ !'

વીરસુતે પોતાના બંગલાની નજીક એક શેઠ કુટુંબનો ફોન હતો ત્યાં જોડીને ઘેરથી કોઈકને તેડાવવા કહ્યું. દેવુ તો નિશાળે ગયેલો ને દાદાજી સૂતેલા એટલે ભદ્રા ભાભી ફોન પર આવ્યાં. કોઈ કોઈ વાર વીરસુત કહાવતો ત્યારે એ આવતી, ને એ આવતી તે બંગલાવાસી સ્ત્રીપુરુષોને ગમતું.

'હાં...કોણ, ભૈ ?' ભદ્રાએ કશી શહેરી છટા વગર, તેમ જ કશી ગ્રામ્ય જડતા કે બનાવટી સંકોચ વગર સ્વાભાવિક લહેકા જ રિસી-વર કાને માંડીને જવાબો વાળ્યા.

'ના ભૈ ! અમે કોઈએ તો ફોન કરેલો નથી...ના ભૈ–અંઈ તો કોઈ આજે આવેલું પણ નથી...ના રે ના ભૈ ! એવું તે હોય કંઈ ભૈ !...કશું મનમાં ન રાખજો ભૈ !...કશું મનમાં ન રાખજો ભૈ !...અરે એમ કંઈ હોય ભૈ, અંઈ આવે તો હું ન બેસારું એમ કંઈ બને કે ભૈ !...ના, ના, ના, ભૈ ! એવો રોષ ના રાખીએ...ના મારા ભૈ ! પોતાનું ઘર છે, પોતાનો વિસામો છે, ન આવે તો ક્યાં જાય મનુષ્ય ?...સારું ભૈ, વેળાસર આવજો !'

રિસીવર પાછું મૂકવાની છટા માણસે માણસે જુદી હોય છે. કોઈ જોરથી પડતું મૂકે છે, કોઈ હીરામાણેકનું ઘરેણું હોય તેવી કાળજીથી મૂકે છે, કોઈ વળી ટેલીફોન કંપની પર ઉપકાર કરતા હોય તેવા તોરથી મૂકે છે, તો કોઈ પ્રણયી કેમ જાણે પોતાનું પ્રેમીજન સામે

જોતું હોય તેના દિલ પર સારી છાપ પડે તેવી અદાથી મૂકે છે. મૂકવાની રીત પરથી માણસો વચ્ચે થયેલી વાતચીતનો પ્રકાર ને માણસના મિજાજનાં પરિવર્તનો અનુમાની શકાય છે. ને વાતો ચાલી રહી હોય તે વખતના મોં પરના હાવભાવ ને હાથપગની ચેષ્ટાઓમાં તો માણસનું સ્વરૂપ અવનવી વિચિત્રતાઓ બતાવતું હોય છે.

બંગલાવાસીઓ ટેલીફોન કરતી ભદ્રાને અજબ રસથી નિહાળી રહ્યા હતા; ને ભદ્રાની મુખમુદ્રા પર સ્થિર ગતિએ ને અખંડ એક ધારે રેલ્યે જતા ભાવ-રંગો એક સ્વસ્થ આત્માની કથા કહી રહ્યા હતા. બંગલાવાસીઓનાં હૃદયોને અકલિત ખેંચાણ કરતી ભદ્રા ઘેર ચાલી ગઈ, કૅાલેજના ફોન પરથી ઊઠીને વીરસુત કરણુજી ડોસા સામે કંટાળાની નજર નાખતો વર્ગમાં ચાલ્યો ગયો, ને ભોંઠો પડેલો કરણુજી પોતાનું નામ દઈને બોલાવનાર એ નારી-કંઠના નવા 'કૅાલ'ની આશા સેવતો ત્યાં ને ત્યાં ઊભો થઈ રહ્યો.

પણ કંચને આકૂળવ્યાકૂળ બનીને છોડી દીધેલું રિસીવર ફરી વાર તે દિવસે ઉપાડયું નહિ. મજૂરશાળાથી ઘોડાગાડી ભાડે કરીને ઘેર જતી કંચન થડક થડક થતે હૈયે કલ્પના કરતી હતી કે વીરસુત ફોનમાં સામે આવ્યો હોત તો શું થાત! પોતે શું પૂછત? શું બોલત? કઇ વાત કરત? સાડીઓની ને પોલકાંની? 'મારાં કપડાં ને મારી ચીજો કેમ બગાડવા આપો છો?' એવા પ્રશ્નના જવાબમાં એને અપમાન સાંભળવું પડત તો? અપમાન કર્યા વગર એ રહેત ખરો? અત્યારે તો એની વારી છે! એનું ઘર ભર્યું છે! એને હવે કોની પરવા છે! એને તો ભદ્રા જેવી......'

એટલા વિચારે એણે ઘોડાગાડીમાં બેઠે બેઠે દાંત ભીંસ્યા ને એના મનમાં ઉચ્ચાર થયો, 'હું તો બધી બાજુથી લટકી પડી!'

ને એ વિચારની છેલ્લી કોદાળી વાગતાં જ એના આંસુનો ડાર ભેદાયો. આંખો છલ છલ થતી હતી એટલે ઘોડાગાડીની બાજુમાં સહેજ પાછળ કોઇક સાઇકિલ–સવાર છોકરો ગાડીને પકડીને પેડલ હલાવ્યા વગર ચાલતો હતો તે એને કળાયું નહિ. પણ એકાએક એણે 'બા' એવો શબ્દ સાંભળ્યો, તે સાથે જ ઓચીંતો ગાડીએ એક ગલ્લીમાં વળાંક લીધો. સામે એક મોટર ધસી નીકળી. બરાબર ખૂણા પર મોટરગાડી અને ઘોડાગાડી, બેઉની વચ્ચે આવી ગએલી પેલા 'બા' કહેનારની નાનકડી બાઇસીકલ ભીંસાઇ અને લોકોની તીણી, કારમી ચીસો પડી; 'ઓ...ઓ...છોકરો મૂવો...મૂવો...અરરર !'



# પ્રકરણ ઓગણત્રીસમું

## મરતી માએ સોંપેલો

મોટરગાડી અને ઘોડાગાડીની વચ્ચે પટકાઈ પડેલી સાઈકલનો કુચ્ચો થઇ ગયો હતો, ને તેની આગળ જે સાઈકલ-સવાર છોકરો પછડાયો હતો તેના માથામાં ઊંડો ચીરો પડી લોહીધાર ચાલી હતી. એ લોહી-નીકના પ્રવાહની ઝપટમાં ઓચીંતાં આવી પડેલાં કીડી મંકોડા અંદર તરફડતાં તરફડતાં બહાર નીકળવા ફાંફાં મારતાં હતાં.

પડેલા છોકરાની આસપાસ ચોપડીઓ વેરાઇ ગઈ હતી. ખુલ્લી પડેલી ચોપડીઓનાં ઉઘાડાં પાનાંમાં કોઇ ઠેકાણે કવિતા હતી, કોઇકમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનું તલવારધારી ચિત્ર હતું, તો ત્રીજી ચોપડી ગણિતના કોઈક વિચિત્ર કોયડાવાળું પાનું ખુલ્લું કરી પડી હતી. એક ચોપડી તો હજુ ય એ પડેલા કિશોરની બગલમાં દબાયેલી હતી.

'ચલાવને તું તારે.' એમ કંચન કહેવા ગઈ, ત્યાં તો લોકોએ છોકરાના ઊંધા પડેલા દેહને ચત્તો કર્યો. પછી કંચન 'ચલાવને' ન કહી શકી. એણે ચહેરો ઓળખ્યો 'બા'કાર યાદ આવતાં અને ચહેરો પ્રકટ થતાં એણે પોતાની સામે ચગદાયેલો પડેલો દેવુ દીઠો. એની આંખોના ડોળા ફાટયા. એ નીચે ઊતરી. દેવુના હોઠ વચ્ચે હજુ ય જાણે 'બા' શબ્દ, અધૂઘડા દ્વારના ઊંબરમાં ઊભેલા કોઇ નાના બાળ

શો, થોડુંક અંતર રાખી રહ્યો હતો. મોં બંધ થવાની વેળા નહોતી રહી. એની આંખો બિડાઇ ગઇ હતી. બાળક બેભાન બન્યો હતો.

એ દેવુને તપાસવા નીચે વળી. એની સફેદ સાડીની સોનેરી કિનાર લોહીની નીકમાં ઝબકોળાઇ.

લોકોના ટોળામાંથી બોલાશ ઊપડયા—

'આ બાઈનો કોઈક લાગે છે. બિચારો વિદ્યાર્થી લાગે છે.'

'નવો આવ્યો હશે શહેરમાં. સાઇકલ ખોટી બાજુ હાંકતો હતો.'

'મેં મારી દુકાને બેઠાં બેઠાં જોયું ને, એ ગાડીની બાજુએ ચડી આ બેનને કાંઇક કહેવા ગયો.'

'શું ભણતો હતો છોકરો ? કયાંથી, બહારગામથી આવો છો બાઇ ?'

'આ રહી અંગ્રેજી ચોપડી ત્રીજી.' એક માણસે વેગાયેલી ચોપડીઓમાંના એક ઉઘાડા પાઠયપુસ્તક પર વાંચવા માંડયું. 'ને નામ પણ છે. દેવેન્દ્ર વીરસુત દવે. ખાનપુર.' એણે વાંચ્યું.

મોટરવાળાએ પોતાની મોટરમાં એ મૂર્છિત દેહને મુકાવરાવ્યો. એણે કંચનને પૂછ્યું 'તમારો છે ને? ચાલો જલદી ઇસ્પિતાલે પહોંચીએ.'

કંચન પાછલી આખી બેઠકમાં દેવુના મૂર્છિત દેહને ખોળામાં લઈ ગુમસુમ બેસી ગઈ ને મોટરના માલિકે આગળની બેઠકમાં બેસી પાછળ જોતે જોતે પ્રશ્નો પૂછવા માંડયું, 'એ તમારો પુત્ર છે? કે કદાચ નાનો ભાઈ હશે.'

કંચનના મોં પર વધુ તપાસતાં એને લાગ્યું કે બાર વર્ષનો પુત્ર આવડી સ્ત્રીને ન હોઇ શકે.

કંચન કશો જવાબ આપ્યા વગર દેવુના મોં પરથી લોહીભીની માટી લુછતી હતી. ને સાથે સાથે એની નજર દેવુની ચોપડીઓ પર ભમતી હતી. ચોપડીઓ એને દેવુના મોં કરતાં વધુ જીવતી લાગતી હતી. ચોપડીઓ દેખી એની આંખોમાં પાણી આવતાં હતાં. ચોપડીઓના હાંસીઆ પર સુંદર ફૂલગોટા ચીતરેલા હતા. કોઈ કોઈ ખૂણે કોઈ સ્ત્રીમુખની અણઘડ રેખાઓ ખેંચેલી હતી.

હૉસ્પિતાલ આવી ગઈ. ઝોળી (સ્ટ્રેચર)માં દેવુનું શરીર ઓપરેશન-થીએટરની અંદર લેવાયું ને ડૉકટરે તેની તપાસ કરીને તરત કહ્યું, 'લમણાનો ભાગ જોખમાયો છે. એટલે ટેભા જલદી લેવા પડશે એ માટે વાઢકાપ પણ કરવી પડશે...' એમ બોલતે બોલતે એણે ઊંચે જોઈ પૂછ્યું: 'કોણ છે આની સાથે ?'

'આ કોઇક બેન છે.' મોટરના માલિકે કંચનને બતાવી.

'ઓ....હો ! તમને તો હું ઓળખું છું.' કહેતા ડૉકટરે કંચનને વધુ વિમાસણમાં પાડી. કંચન કશો જવાબ નહોતી દઈ શકતી. 'આ કોણ છે, તમારો કોઈ સગો છે ? ટેલીફોન કોઇને કરવો છે ? જલદી કરો, હાં કે ?'

એમ કહેતા જ એ બાંયો ચડાવી હાથ ધોતા ધોતા હથિયારોને શુદ્ધ કરવા ગરમ પાણી મુકાવવા ને બીજી સૂચનાઓ છોડવા લાગ્યા.

ને કંચન હજુ ય બાઘેલા જેવી એ આરસના મેજ પર સુવાડેલા દેવુના અચેતન દેહ તરફ જોઇ રહી હતી.

'આખરે એ મૂકી દીધેલ ટેલીફોન ફરી વાર આજ ને આજ જ જોડવો પડશે ? પણ હું શું કરીશ ? કોને કહીશ ? મેં આ બાળકને ચગદાવી નાખ્યો એમ જ મનાશે તો ?' બાવળની સાંકડી કાંટાળી

ઝાડીમાંથી ચાલતા મુસાફરને શરીરે ઉઝરડા ચાલે તેમ કંચનના વિચારો ચાલ્યા.

મુંઝાતી એ ટેલીફોન પર ગઇ ને એણે નંબર જોડયો. પાડોશી શેઠઘરના કોઇ કુટુંબીએ પૂછયું, 'કોણ છો? કોનું કામ છે?'

પલવાર એ બોલી ન શકી. પછી કહ્યું 'તમારી પાડોશમાં પ્રોફેસર રહે છે......'

'હા, તેનું શું છે? તમે કોણ છો?'

'ઇસ્પિતાલનું માણસ છું. એને કહોને જલદી ઇસ્પિતાલે આવે.'

'કેમ?'

'એનો પુત્ર દેવેન્દ્ર ચગદાઇ ગયો છે—' આંહીં કંચને ટેલીફોન છોડી દીધો. કેમ કે એનો કંઠ રૂંધાતો હતો.

હિંમત કરીને એ ઓપરેશન-હૉલને બારણે ઊભી રહી. ડૉક્ટરે ધોયેલાં દેવુનાં લમણાં પર એણે જખમ દીઠો. મોટરના મડ-ગાર્ડે એનું લમણું ચીરી નાખ્યું હતું. ને લોહી બંધ થવાને પરિણામે એ ઊંડો ઘા વધુ ભયાનક ભાસતો હતો. અને દેવુના લલાટનો વિશાળ પટ વધુ વિશાળ લાગતો હતો. એ કપાળ પર લાંબા કેશની લટો નહોતી. એ કાઠિયાવાડમાં રહેતો ત્યાં સુધી એને ઝીણા વાળ કરાવી માથું જેમ બને તેમ ચોખ્ખું ને હળવું રાખવાની ટેવ હતી. અમદાવાદ આવ્યે પાંચ મહિના વીત્યા હતા, પોતે બાઇસિકલ શીખી જઇને નિશાળે બાઇસિકલ પર જતો થયો હતો, કોટ અને પાટલૂન પણ પહેરતો, પણ વાળ લાંબા નહોતો વધારતો. ને એના મોંની ભરાવદાર સુંદરતાને ને સ્વચ્છ કાંતિને કેશના શણગારની જરૂર પણ કયાં હતી? એનું ખરું રૂપ એની પાણીદાર આંખોમાં ઝલકતી મોતી જેવી કીકીઓમાં હતું.

એ રૂપ જોવાની નિરાંત કંચનને કઢંગી વેળાએ મળી. 'બા' ઉચ્ચાર એણે આ ૭ મહિનામાં બીજી વાર સાંભળ્યો હતો, પહેલી વાર એ રાતરાણીના ઝાડને છાંયે પેલી કાળમુખી રાત્રિએ બોલ્યો હતો 'બા'; ને બીજી વાર એ બોલવા આવ્યો હતો પણ બોલી નહોતો શક્યો–ગુજરાતના પેલા ગામમાં.

બારણા પાસે લપાતી લપાતી કંચન ઘડીક દેવુના દેહ સામે ને ઘડીક ઇસ્પિતાલના દરવાજા સામે જોતી હતી. વીરસુત આવતો હશે : હમણાં આંહીં મોટર લાવીને ઊભી રાખશે : મેં દિવસો સુધી મારા હાથે ચલાવેલી જ એ મોટર હશે !

એ મને આંહીંથી હટી જવાનું કહેશે તો ? કહેશે કે તારે આ છોકરાના મૃત્યુ સાથે શી નિસ્બત છે, તો ? એનો ચીડિયો, ઊતરી ગયેલો, શંકાશીલ આંખોએ અળખામણો બનેલો ચહેરો ક્યાં ! ને ક્યાં આ એના જ બાળકની મુખમુદ્રા !

પણ એનું ધ્યાન જ્યારે આમ એના પરિચિત રંગની મોટરની રાહમાં હતું, ત્યારે ઇસ્પિતાલની લાંબી પરશાળ ઉપર એક ડોસો ઊપડતે પગલે આવતો હતો તે એને કળાયું નહિ. ડોસો છેક પાસે, તે ઑપરેશન–રૂમના દરવાજા પાસે આવી પહોંચ્યો, ને એણે પૂછ્યું–કોને પૂછ્યું એ પ્રશ્ન મહત્ત્વનો નહોતો–જે કોઈ ઊભું હોય તેને પૂછ્યું: 'ક્યાં છે દેવુ ? ક્યાં છે...'

પૂછતાં પૂછતાં જ એણે સહેજ આડે જોઈ ઊભેલી કંચન તરફ જોયું ને કંચને કેવળ યંત્રની પૂતળી જવાબ આપે તેમ બોલી નાખ્યું, 'અંદર છે.'

એ ડોસા હતા દેવુના દાદાજી. એના માથા પર કાળી ટોપી હતી. શરીર પર પહેરણ ને પહેરણ પર એક બગલથી બીજા ખભા સુધી

લપેટેલી પિછોડી : હાથમાં સીસમની લાકડી. કપાળે ત્રિપુંડ : ત્રિપુંડ નીચે સળવળતી કરચલીઓ.

'અંદર છે.' કહેનારી એ યુવાન સ્ત્રી પરથી ડોસાની નજર ઝપટમાં ફરી ગઇ ને એ પરિચિત ચહેરો કોનો છે તેટલી વાત યાદ આવે તે પહેલાં તો એણે દેવુના દેહને ટેબલ પર દીઠો. જોતાં વેંત એણે હાક દીધી, 'કાં બેટા, કેમ છે? શું થયું?'

દેવુ બેભાન હોવાની એને કયાં ખબર હતી? ડૉક્ટરે નાકે આંગળી મૂકી એને ચુપ રહેવા કહ્યું.

'તમે કેમ?' બાંયો ચડાવી હાથમાં શસ્ત્ર લેતા ડૉક્ટરે આ વૃદ્ધને ઓળખ્યા નહિ; 'તમારે આ શું થાય?'

'મારો પૌત્ર.' એટલો ઉચ્ચાર જ આ વૃદ્ધ પુરુષના શિક્ષક-સંસ્કારને ઓળખાવવા બસ હતો.

ડોસા નજીક જઇ દેવુનો હાથ પોતાના હાથમાં લેવા લલચાયા, પણ ઓચીંતું એને પોતાના વર્તનનું ગેરવ્યાજબીપણું ખ્યાલમાં આવ્યું. એની આંખો, આટલા સ્પર્શની રજા માગતી, ડૉક્ટર તરફ ફરી. ડૉક્ટરે હસતે હસતે કહ્યું :

'અડકી શકો છો. ચિંતા કરશો નહિ. બ્રેઇન પર અસર થઇ જણાય છે. માટે એ મારે ખોલવું પડશે. પણ ચિંતા ન કરશો. તમે કોણ, પ્રોફેસર વીરસુતના પિતા થાઓ છો?'

એ પ્રશ્નમાં ડૉક્ટરનો અવાજ આ વૃદ્ધ પ્રત્યે સન્માનવૃત્તિ દાખવી રહ્યો. કાઠિયાવાડની શાળાનો એક સાધારણ પેન્શનર માસ્તર, પોતાના સ્વજનની આ દશા સામે જે ધૈર્ય દાખવી રહ્યો હતો તે ધૈર્યે એના વ્યક્તિત્વને એવી સન્માનપાત્ર ભવ્યતા દીધી.

ડોસાએ માથું હલાવ્યું ને કહ્યું 'મારો આ પૌત્ર છે. અમે દેશમાં હતા, દીકરાએ આગ્રહ કરી આંહીં આણ્યાં. મારો દેવુ સાઇકલે ચડી સ્કૂલે જતો. ભૂલ કરે તેવો તો નહોતો. હરિ જાણે શું થયું ?'

'પેલાં બેનને બધી ખબર છે. એ સાથે જ હતાં. આપ હવે બહાર બેસો. હું ઓપરેશન શરૂ કરું છું, ફિકર ન કરશો. આપ કેટલા પ્રશાન્ત છો ! બીજા હોત તો દરવાજેથી રોકકળ કરતા આવત. બ્રેવ મેન !'

ડોસાનું માથું નીચે ઢળ્યું હતું એટલે એની પાંપણો પલળેલી હતી તે કોઇને દેખાયું નહિ. એ બહાર નીકળી ગયા. ઘડીક એણે સીસમની લાકડી પર ટેકો લઈ આંખો બીડી રાખી. પછી એણે ફરીથી પોતાની જમણી બાજુએ મોં અદીઠ રાખીને ઊભેલી કંચન તરફ જોયું.

ઘરમાં કંચનનો ચહેરો કદી જોયો નહોતો. જોયો હતો ફક્ત ગુજરાતના પેલા ગામની જાહેરસભાના વ્યાસપીઠ પર. પણ સભા-સ્થાનોમાં દીઠેલા ચહેરાનાં દમામ અને દીપ્તિ ઔર હોય છે. વ્યાસપીઠો વામનોને ને વેંતીઆંને વિરાટરૂપે બતાવી જનતાની આંખોમાં જાદુ આંજતાં હોય છે. બુઢ્ઢાની યાદદાસ્તમાં કેટલાક અસ્પષ્ટ સળવળાટો થયા પણ એ યાદદાસ્તના સ્ક્રૂને બુઢ્ઢાપાએ તેમ જ કૌટુમ્બિક દુઃખોએ કંઇક ઢીલા પાડયા હતા. એણે બીતે બીતે, શરમાતે શરમાતે, ઉપકારભાવ દાખવતા શબ્દોમાં કહ્યું 'આને આંહીં તમે લઈ આવ્યાં બાપા ! તમારું કલ્યાણ થજો બેટા ! કયાંથી ઊંચકયો ? કેમ કરતાં પડી ગયો ? તમારી કૃપા થઈ બાઈ !'

સસરાના આ શબ્દોમાં કંચનને વ્યંગ લાગ્યો. સસરાએ પોતાને ઓળખી નથી, સસરા કેવળ ત્રાહિત ભાવે જ આ આભાર માની રહેલ છે, એ કંચન શાની સમજે ? એણે પોતાનું મોં વિશેષ પાછળ ફેરવી લીધુ ને ભાંગ્યાં ત્રૂટયાં વેણ ઉચ્ચાર્યાં : 'કાળુપુર પાસે, મારી ગાડી ને

બીજી મોટર વચ્ચે—મને શો ખ્યાલ—મારી ગાડીને ઝાલીને આવતા હતા—'

'કાંઇ નહિ બાઇ! તમારો એમાં શો દોષ? દોષ તો અમારાં પ્રારબ્ધનો. તમારી આશિષો દેજો –એ જીવશે – જીવી જશે મારો દેવ. મારો તો એ દેવ છે દેવ, બાપા! બીજું તો કંઈ નહિ, એને મા નથી. એ પણ એક રીતે તો સારૂં જ છે હો બેટા! માનું હૈયું તો આવા ટાણે ફાટી જ પડત ના!'

આ શબ્દોમાં કંચનને વ્યંગ વધતો જતો લાગ્યો. પણ આ વ્યંગ એવો હતો કે જેની સામે ધિઃકાર ન જાગી શકે. આ વ્યંગમાં કરુણતા અને લાચારી હતી.

'એની માએ મરતે મરતે મને સોંપ્યો'તો!' ડોસા હવે જે બોલતા હતા તે જાણે કે કંચનને સંભળાવવા નહિ પણ પોતાના હૈયાનાં પડો ઉખેળી, તેની નીચે બધું સલામત છે કે કેમ તે તપાસી જોવા બોલતા હતાઃ 'દેવની બાએ પથારીએ પડયાં પડયાં, મને પાસે બોલાવી, પોતે પોતાનું મોં ઢાંકી રાખીને જ મને કહ્યું હતું કે બાપુજી, તમારો પગ મારા ખાટલા માથે લાવો, હું કહું છું ને, તમ તમારે મૂકો મારા ખાટલા માથે તમારો જમણો પગઃ પરાણે મુકાવીને પછી એ માંડ માંડ મારા પગને અડકી'તી, બે હાથ જોડીને પગને અડકાડી રાખ્યા'તાઃ પછી કહ્યું'તું કે બાપુજી, દેવુની પળોજણ એમને, તમારા પુત્રને ન સોંપવી હો–આહા! 'પુત્ર' શબ્દ એ મરતી મરતી પણ કેવા શુદ્ધ સુંદર બ્રાહ્મણોચિત ઉચ્ચારે બોલી'તી! બોલી'તી કે તમારા પુત્રને પુરું ભણવા દેજો, ને એ ભણી રહે તે પછી પણ બાપુજી! એમના નવા સંસાર પર દેવુનો ભાર નાખતા નહિ. બાપુજી, કોઈ બાપડી કોડભરી આવે તેને પારકા છોકરાની પળોજણ ન

ભળાવાય. એને બાપડીને આવતાં વેંત હાથે પગે બેડી પડ્યા જેવું થાય હો બાપુજી! એને પરણ્યાનો લા'વો શો? ને એ બાપડી ગમે તેટલો સાચવશે તોય એનું ગણ્યામાં નહિ આવે, દેવનું આંખમાથું દુઃખશે તો એને બાપડીને-નવી આવનારને લોકો પીંખી મારશે. માટે બાપુજી! તમારા પુત્રને ને નવી આવનારને દેવલાની પળોજણમાં ન પાડજો. નહિ પાડોને? તમારી ચરણરજ લઈને કરગરું છું કે નહિ પાડોને? તમે જ સાચવશોને બાપુજી! —લો આમ કહીને એની મા ભળાવી ગઈ છે મને. એટલે જ મારા પેટમાં ફાળ પડે છે. તમે મને ને મારા દેવુને આશિષ દેજો હો બાપુ! ને તમે બાપુ, હવે શીદ ખોટી થાઓ છો? પધારો બેટા, તમારો શો અપરાધ!'



# પ્રકરણ ત્રીસમું

## એ બરડો

સસરાના શબ્દે શબ્દે કંચનના મનનું ત્રાજવું ઝોલાં ખાતું રહ્યું. થોડી વાર શંકા સજ્જડ બને છે કે સસરા મને ઓળખી કાઢીને જાણીબૂઝીને આ મર્માઘાતો કરી રહ્યા છે, તો વળતી ક્ષણે પલ્લું બીજી બાજુએ નમે, કે બુઢ્ઢાએ મને ઓળખ્યા વગર કેવળ પોતાની મૂવેલી પુત્રવધૂ પ્રત્યેના સ્નેહનો ને માનનો સંઘરો જ ઠાલવવા માંડેલ છે.

ત્રાજવાની દાંડી હાલકલોલ બનતી રહી અને છેવટે બેઉ પલ્લામાં કંચનની કલ્પના જીવતાં બે માનવીઓને જોખી રહી: દેવુની બા અને સસરો. જગતની એ પણ એક અપરૂપ જોડલી.

દેવુની બાની મરણ-પથારીનું એ ટૂંકું જ વર્ણન બસ હતું: મરતે મરતે પણ એ સ્ત્રીએ પોતાની શોક્ય બની આવનાર કોઈક અજાણી નારીની અગવડ સગવડ વિચારેલ હશે! આટલી ઝીણવટથી, આટલી ચોકસાઈથી!

એ જ સ્ત્રીનો જણ્યો મને પારકીને, મને અતડીને, મને ભાગેડુને, મને હરાયા ઢોરને 'બા' કહી બોલાવતો બોલાવતો મૃત્યુ-મુખમાં ધસી ગયો.

જવાનું મન નહોતું. દેવુના ઓપરેશનનું પરિણામ જોઇને જવું હતું. એવામાં ઓપરેશન-થીએટરનાં બંધ બારણાંની અંદર એક ધડાકો થયો. ધબાંગ દેતું કંઇક પડ્યું, વાઢકાપનાં હથિયારોનો મોટો ઢગલો જાણે નીચે વેરાયો હોય તેવા ખણખણાટો થયા. ને ઓપરેશન કરતા સર્જનની દબાયેલી, હળવી, છતાં ભયંકર લાગે તેવી ચીસ સંભળાઇ:

'ઓ માય ગૉડ! યુ બ્રુટ! જલદી નવું પાણી મૂકો, જલદી હથિયારો ફરી ઉકાળો, ક્લોરોફૉર્મ ઊતરી જાય છે, કેઇસ માર્યો જશે.'

'એ શું થયું!' ડોસા ચમકયા: 'દેવુને કાંઇ થયું! હેં? તમે કાંઇ સમજ્યાં? હેં? મારા દેવુને—'

તેનો જવાબ કંચન કંઇ આપવા જાય ત્યાં તો દરવાજા બહારથી એણે અંદર આવતી એક મોટર દીઠી. દીઠા ભેળી જ, ગોવાળ જેમ ગાયને ઓળખે તેમ એણે મોટરને ઓળખી. હાંકી આવતા વીરસુતને પણ દીઠો.

સામસામા ઊભા રહેવાની છાતી છે? કલેજું તૈયાર છે? કાંઇક બોલાચાલી, કોઇ અપમાનકારક શબ્દોની ટપાટપી, કોઇ બેઅદબી, મજાક, અથવા છેવટે મૂંગું મૂંગું પણ પ્રત્યક્ષ થવું, એ સહી શકાશે? ધિઃકાર છૂટશે કે સ્નેહ!

એક જ ઘડી—અને કંચનનાં વિચારચક્રોએ આવા પચીશ-પચાસ આંટા લઇ લીધા. એનાં લમણાં ધડાક ધડાક થયાં, હમણાં જાણે ચામડી ચિરાશે ને આવેશોના અંગારા વેરાશે.

કંચન બાજુની પરશાળ તરફ સરકી ગઇ. એકદમ ઊપડતે પગલે.

મોટરમાંથી વીરસુત ઊતર્યો ત્યારે પિતા ત્યાં એકલા જ ઊભા હતા. આવીને એણે પૂછ્યું:

'કેમ છે ? શી હકીકત છે ?'

પિતા જવાબ ન આપી શક્યા. ઓપરેશનના ઓરડામાં જાણે એકસામટાં એટલાં બધાં માણસોના શ્વાસ એકાએક રૂંધાઈ ગયા હતા. પિતા નયનો મીંચીને અસ્ત થતા સૂર્ય તરફ હાથ જોડી ઊભા હતા. પિતાએ જાણે કોઈ મૌનવ્રત ધારણ કર્યું હતું, વીરસુત કોને પૂછે ? એકાએક એની આંખો જમણી બાજુ લંબાયેલી લાંબી લાંબી પરશાળ પર ચાલી. એક સ્ત્રી ઊપડતે પગલે સામા છેડાનાં પગથિયાં ઊતરતી હતી. એની પીઠ એક જ ઝબકારો કરીને અદૃશ્ય બની.

ઘણી વાર પીઠ પણ ચહેરા જેટલી જ પિછાન આપતી હોય છે. વીરસુતને થયું કે આ પીઠ ક્યાંઈક ખૂબ ખૂબ જોઈ છે. પીઠ તો એને કંચનની જ વધુમાં વધુ જોવી પડેલી ખરી ને ! કેમ કે જીવનમાં વધુ ભાગ રિસામણાંએ જ ભજવ્યો હતો. બહાર ગયાં હોય ત્યારે પણ રિસાયેલી પત્ની આગળ ને આગળ ચાલી જતી, પાછળ પાછળ પતિનાં હતાશ પગલાં ઘસડાયે જતાં; એકને પોતાની રીસ પીઠ પર જ બતાવવાની આદત પડી હતી, બીજાને એ પીઠ સોંસરી છૂરી ઘોંચી દેવા દિલ થતું હતું. ઘરમાં પણ રાતોની રાતો કંચન બરડો બતાવીને બેસી રહી હતી.

કંચન હશે ! હો કે ના હો, મારે શું ? હવે શો સંબંધ રહ્યો છે ? આંહીં શહેરમાં પાછી આવી છે એ તો ખબર છે. છેલ્લા મનીઑર્ડરની પહોંચ પર પણ આંહીંની જ છાપ હતી. ને પછી એક પૂછડા–શીંગડા વગરનું પોસ્ટકાર્ડ આવ્યું હતું કે 'હવે પછીનું સરનામું અમુક અમુક–અમદાવાદ.'

કુતૂહલને એ વધુ ન વારી શક્યો. પિતાને અસ્ત થતા સૂર્ય પ્રતિ મૂંગી વંદના કરતા છોડીને, દેવુની તબિયત માટે જાણવાની

જિજ્ઞાસાને પણ મુલતવી રાખી, લાંબી પરશાળ પર પોતાનાં ટેનીસ-બૂટ વડે લસરતો જ્યારે એ સામેની પગથી પર પહોંચ્યો ત્યારે એ પરિચિત બરડાવાળી નારી દૂર દૂર પગલાં દઈ રહી હતી, વચ્ચે વચ્ચે થોડી થોડી વારે થંભતી હતી, પાછા ફરવું હોયની જાણે, પણ પરાણે કોઈ ધકેલી ઉપાડી જતું હોયની જાણે, એવો કોઈ ઉચ્ચાર એની ગતિમાં હતો—ને એની પીઠ જાણે દૂરથી કંઈક બોલું બોલું કરતી હતી.

ના રે ના ! કંચનની તે આવી મુફલિસ દશા હોય ! એની તો મોટરસવારી જ હોય. ને એ ચાલી જતી હોય તો સાડીનો છેડો એના માથા પર શાનો હોય ? એ તો ગરદનથી યે નીચે ઢળતો હોય ને ! અને ગરદન કેવી ઘાટીલી, કેવી સંઘેડાઉતાર, કેવી ગુલાબી, કેવી માર્દવભરી દેખાતી હોય ? ચોટલાની છૂટી વેણીને છેડે સોનેરીભર્યાં શ્યામ ઊનનાં ફૂમકાં કેવાં ફંગોળા લેતાં જતાં હોય !

હાય રે હતભાગી જીવ ! આંહીં એક અજાણી નારીના બરડાની જિજ્ઞાસાએ દોડ્યા આવવાની કેવી પામરતા ! ભાભી જાણે તો શું ધારે ?

પરશાળ પર પાછો ચાલતો આવ્યો ત્યારે ભદ્રાના જ વિચારો આવ્યા. મર્માળું મોં મલકાવતાં ભદ્રા ભાભી તરવરી રહ્યાં. ભદ્રાના બોલના ભણકારા વાગ્યા: 'થોડુંક ખમી ખાશોને તો સૌ સારાં વાનાં થઈ રે'શે. ખીલે આવ્યા વગર ઢોર ક્યાં જઈ ઝંપશે ? બે દા'ડા વે'લું કે બે દા'ડા મોડું ઈ તો, હો ભૈ ! પણ એ આવ્યા પછી અમને તો કાઢી જ મેલશો ને હેં ભૈ !'

પણ આ વિચાર શા માટે ? કંચન પાછી ફરે એ હવે જરૂરનું રહ્યું છે ? હું શું આત્મતૃપ્ત નથી ? ભદ્રા ભાભીમાંથી મને શું નથી સાંપડી રહેતું ! એની અકેકેક મીટમાં મીઠો મહેરામણ લળકે છે ને ! એનો દેહસ્પર્શ અશક્ય ભલે હો, એનો સ્નેહસ્પર્શ કંઈ ઓછો

ઉષ્માવંત છે? એ સ્નેહ, એ મુખમલકાટ, એ હૈયા-હૂંફ, એ લાલન-વાણી, અને એ મીઠા ઠપકા—

ભાભીના ભાવમાં ભીંજાતો એ કંચનની સ્મૃતિને દૂર કરીને પાછો આવ્યો ત્યારે ઓપરેશન-રૂમનું દ્વાર ઊઘડયું હતું, ડૉક્ટર રૂમાલ વતી મોં લૂછતા બહાર નીકળ્યા હતા. તેમણે વીરસુતને જોતાં જ કહ્યું–

'હલ્લો ! તમારો પુત્ર છે ને? આભાર પ્રભુનો : મારા હાથ પર આજે મનુષ્યવધની કાળી ટીલી ચડી જાત.'

'શું થયેલું?'

'બરાબર છેલ્લી પળે જ ઓજારોનું તપેલું પડી ગયું, ને કલો-રોફોર્મ ઊતરી જતું હતું. હવે લહેર કરો. છોકરાની જિંદગીની હું સોએ સો ટકા ગેરન્ટી આપું છું.'

'આભાર તમારો ડૉક્ટર !'

'તમને બીજી બાબતનાં પણ અભિનંદન આપવાનું આજે અનાયાસે શક્ય બને છે. આપણે ક્લબમાં તો હમણાં મહિનાઓ થયાં મળેલા નહિ એટલે ખબર નહોતી.'

'શાની?' ભદ્રામાં આત્મતૃપ્ત બનેલો વીરસુત ક્લબોમાં નહોતો જતો એ વાત ખરી હતી.

'તમારી ટ્રેજેડીના સુખદ 'ટર્ન'ની.'

'હું તો કશું જાણતો જ નથી ડૉક્ટર! આપ શું કહો છો?'

'અરે વાહ ! મેં દીઠાં-કંચન બહેન જ આને ગાડીમાં લઇને આવ્યાં છે; કયાં ગયાં?' ડૉક્ટર ચોમેર જોવા લાગ્યા.

'તમારી શરતચૂક થતી હશે ડૉક્ટર ! કંઈ નહિ એ તો. તમારી લાગણી માટે આભાર.'

'પણ તો પછી તમને ટેલીફોન કોણે કર્યો?'

'ઘેરથી કહ્યું કે ફોન પર કોઈક ઇસ્પીતાલનું માણસ હતું.'

પિતા તો આ વાતો વખતે અંદર જઈ, ઝોળીમાં મુકાતા દેવુના દેહને પડખે ઊભા હતા. એનો પ્રાણ હજુ પ્રાર્થનામય હતો. એને બીજું કશું ભાન કે જ્ઞાન નહોતું. પણ પેલી સ્ત્રી ચાલી ગઈ તેને તો એની આંખો પણ શોધતી હતી. એ રહી હોત તો અત્યારે નિશ્ચિંત મને જઈ શકતને બાપડી! કોઈ ભલી બાઈ હતી. પણ હું બુઢ્ઢો કેવો નાદાન! એનું નામ ઠામ પણ પૂછ્યું નહિ.

'હેં બાપુ,' વીરસુતે દેવુના બિછાના વાળી ઓરડીમાં ગયા પછી પૂછ્યું: 'કોણ આવ્યું હતું દેવુને લઈને? તમે આવ્યા ત્યારે કોઈ હતું ખરું?'

'એક બાઈ હતાં. એની જ ગાડી સાથે દેવુની સાઇકલ અથડાણી હતી. પણ હું એને ઓળખતો નથી. કોઈ અજાણી અને શરમાળ બાઈ લાગી. મોં સહેજ દેખાયું તે પરથી......કાંઈ નહિ! એ તો જીવ જ અભાગી છે......ભળતી કલ્પનાઓ જ કર્યા કરે છે. હશે બાપડા કોઈ સુખી ઘરની પુત્રવધૂ.'

'પુત્રવધૂ' શબ્દ વીરસુતને ડંખ્યો. એ દેવુ તરફ જોઈ ગયો. ને વૃદ્ધ પિતાનું મન પેલી ચાલી ગયેલી સ્ત્રીની અધૂરી નિહાળેલી મૂર્તિ પાછળ વધુ ને વધુ આંટા મારવા લાગ્યું.

●

## પ્રકરણ એકત્રીસમું

### ભાસ્કરનો ભૂતકાળ

'મુડદાલ છે આ બધીઓ : આપણને હાંસીપાત્ર બનાવે તેવી છે આ તકરારી નવીનાઓ.'

ભાસ્કરના ભેજામાં આ શબ્દો તે દિવસના નમતા પહોરે પછડાતા હતા. એ પોતાને ઘેર ફક્ત નહાવા ધોવા ને કપડાં બદલવા જઈને પાછો ફર્યો હતો. કંચન હજુ ઘેર નહોતી આવી. સારું થયું. એટલી રાહત મળી. છોકરીઓની હોસ્ટેલમાં સવારે ગયો હતો ત્યાંથી જબરો કંટાળો લઈને આવેલ હોવાથી એને કોઈ પણ સ્ત્રીને મળવા તે દિવસ ઇચ્છા નહોતી. સ્ત્રીઓ સામો વાદ કરવા બહુ બેસે છે ! ચિમાબલાઈ બહુ બતાવતી જાય છે ! હું જાઉં છું ત્યારે ફક્ત મારો વિનોદ કરવા માટે જ વિકટ પ્રશ્નો પૂછે છે. ને આજે તો આ છોકરીઓએ મારા પોતાના પૂર્વજીવનની માહિતીઓ માગી !

પોતાનું પૂર્વજીવન ! એ વિનોદનો વિષય નહોતો. એ ચર્ચવાનો પણ વિષય નહોતો. એ તો મૂંગાં મૂંગાં ભોગવવાની જ વેદના હતી.

પોતાનું નાનપણમાં થયેલું વેવિશાળ એણે પોતે જ અઢાર વર્ષની ઉંમરે છોડી દીધું હતું. સસરા પર કાગળ લખીને જણાવ્યું હતું કે

'તમારી પુત્રી તારાનો ભવ બગાડવા હું નથી માગતો, હું પુરુષાતનહીન છું.'

તે પછી એકાએક બાવીશમા વર્ષે એને ભાન થયું હતું કે પોતે પૂર્ણ પુરુષત્વમાં છે. એ ભાન અતિ મોડું હતું. તારા બીજે પરણી ગઇ હતી. ને પોતાની પુરુષાતનહીનતા જ્ઞાતિમાં તેમ જ સમાજમાં છતી થઈ ચૂકી હતી. પોતે સાબાશી પણ પામેલો કે એક બાળાના સંસારનું નિકંદન ન નીકળી જાય તે માટે થઇને આ ભાસ્કરે તો કોઇ ન કરે તેવું કરી દેખાડયું. પોતાની નાલેશી પોતે જ પ્રકટ કરી નાખી હતી તેનું દુઃખદ ભાન ભાસ્કરને બાવીસમા વર્ષથી થયું.

પુરુષાતન હતું અને ચાલ્યું ગયેલું ! કે ચાલી ગયેલું તે પાછું વળ્યું હતું ! કે શું કોઇ માનસિક ક્ષોભના માર્યા એણે પોતાને વિષે આવું માની લીધેલું ! એ ખબર એને પોતાને નહોતી પડી. તારા બાર વર્ષની થઇ ત્યારથી જ સીંગાપૂર એનાં માતપિતા સાથે ચાલી ગઈ હતી. ભાસ્કર ત્યારે પંદર વર્ષનો હતો. નાનકડી ને નબળા દેહવાળી તારાને પોતે જોઇ હતી. નજીકપણું પણ અનુભવ્યું હતું, ને ત્યારથી જ એની તારા પ્રતિની વૃત્તિ વિરામ પામી હતી. પછી તો તારા ત્રણ વર્ષ પછી લગ્ન માટે દેશમાં ઊતરી ત્યારે એનો દેહ કોણ જાણે કયાંથી છલોછલ જોબન-છાબ લઈ આવ્યો હતો ! તારાને જોઇને કોઈ પણ અચ્છો કવિ મસ્ત વાણીપ્રયોગોની ખુમારી અનુભવત, કહેત કે આ તે શું જોબન ટપકી રહ્યું છે ? કે શું રૂપ નીતરી રહ્યું છે ? કે શું હમણાં જ કોઇનો ઊનો હાથ અડકતાં ઓગળીને રેલો બની જાય એવી આ કોઇ મીણની પૂતળી છે ?

આવો કોઇ ભાવ અઢાર વર્ષના ભાસ્કરે અનુભવ્યો નહોતો. એને તો તારાને જોતાં વેંત જ બીક લાગી હતી, ફાળ પડી હતી, કે આનો ઉષ્માવતો સ્પર્શ જેને ન સળવળાવી શકે એવું કંઇક થીજેલું તત્ત્વ

મારામાં ઠસાઇ ગયું છે. ભય-કેવળ ભય જ એ અઢાર વર્ષના યુવાન ઉપર જીવનભર ન ભુલાય તેવી મૂઠ નાખી ગયો. ભાસ્કર હેબતાઇ જ ગયો. હેબતે એને વધુ વધુ ધ્રૂજાવ્યો. એની નસેનસમાંથી રામ બોલવાતા ચાલ્યા. એવી મનોવસ્થામાં એણે લગ્નની ના પાડી દીધી ને પોતે ગામડું છોડી દીધું.

બાવીશ વર્ષની ઉમ્મરે એણે તારાને શોધી: તારા કોને ત્યાં પરણી ગયેલી છે? પત્તો મેળવ્યો. છાનામાના એનાં સાસરિયાંના ગામે જઈ તારાને જોવાની તક લીધી ને એ તળાવની પાળે આભો બન્યો. તારા અલમસ્ત હતી. ચાર વર્ષોના લગ્ન-સંસારે તારાના દેહ ઉપર તો લાવણ્યનાં એલીભરપૂર ચાર ચોમાસાં વરસાવી દીધાં હતાં. તળાવને આરે અસ્તવ્યસ્ત વસ્ત્રે લૂગડાં ચોળતી તારા, ધોઈ કરીને ધૂબકા મારી મારી નહાતી તારા, નહાઈ કરીને નવે વસ્ત્રે આરા પર પગ માંડીને ઠીકરા વડે મેલ ઉખેડતી તારા, આરા પરની દેરીએ દીવો કરી પગે લાગતી તારા, ને પછી પોતાની સામેના જ રસ્તા પર થઇને ગામ-ભણી જતી તારા અત્યારે પોતાની હોત! હાય હાય! આજે એ તારા તો પારકી છે.

એને માર્ગને કાંઠે ઊભેલો તારાએ દેખ્યો હતો. દેખતાં જ એ હેબત ખાઈ, ગભરાઈ, ઉતાવળે પગલે ચાલી ગઈ હતી.

એ શા માટે બીની? હું એને સતાવવા ક્યાં આવ્યો હતો? મારે તો એને ધરાઈ ધરાઇને, નયનો ઠારીને નિહાળી લેવી હતી; મારે એને એટલું જ બસ પૂછવું હતું, કે 'કેમ સુખી તો છો ને!' મારે એની પાસેથી જાણવું હતું કે 'મને ઓળખે તો છે ને?'

છતાં શા માટે એ બીને ભાગી? મેં એના સુખ ખાતર આબરૂ ગુમાવી તેની કોઈ બીનાશ શું એના અંતરમાં નહિ હોય?

પછી ભાસ્કરે એના સાસર-ઘરે જવાની પણ હિંમત કરી હતી. એ ગયો ત્યારે કોઈ અપરાધી આવ્યો હોય, કોઈ કોહેલો સડેલો, કોઈ કોઢીઓ રક્તપીતીઓ આવ્યો હોય, કોઇ કાવતરાબાજ આવ્યો હોય, એ રીતે સૌ તેની સાથે (ઉપરછલો વિવેક રાખીને બેશક) વર્ત્યાં હતાં. ને એણે તારાના પતિને જ્યારે પૂછ્યું કે 'કોઇ કોઈ વાર એને મારી ધર્મબહેન તરીકે મળવા આવતો રહીશ' ત્યારે એણે જવાબ વાળેલો કે 'આજે આવ્યો તે આવ્યો, ફરી વાર આવ્યો તો ઢીંઢું જ ભાંગી નાખીશ.'

ભાસ્કરે કહેલું 'શું મારો એના ઉપર હક્ક નથી ? એક વખત એ શું મારી...'

જવાબમાં એણે તારાના વરની સમસમતી થપાટ ખાધેલી.

તેના જવાબમાં ભાસ્કરે ઘણા પત્રો લખેલા, જેની પહોંચ પણ મળી નહોતી.

પણ તે અનુભવે ભાસ્કરને હૈયે એક હુતાશન ચેતાવી મૂકયો હતો. એ હતો પારકી સ્ત્રીઓ પર સ્વામીત્વ મેળવવાનો ઇચ્છાગ્નિ. ને તેણે વીરસુતને માર મારવામાં વૈર વાળ્યું હતું-પેલા તારાના વરે પોતાને મારેલ તમાચાનું.

કંચનથી કંટાળેલો ને નવા યુગની છોકરીઓથી ખીજે બળેલો ભાસ્કર એ દિવસની સાંજે જ્યારે અંદરથી કરકોલાઈ રહ્યો હતો, ત્યારે એકાએક એને વીરસુતના ઘર તરફ આંટો મારવાનો મનસૂબો ઊપડયો.

આ મનસૂબો સાવ એકાએક ઊપડયો એમ તો ન કહી શકાય. અમદાવાદમાં પાછા આવ્યા પછી એને કાને પણ વીરસુતની વાતો પડયા કરતી હતી. વીરસુતના સળગેલા સંસારમાં નવપલ્લવિત સ્થિતિ આણનાર પેલી વિધવા ભાભી ભદ્રા હતી તે જાણ્યા

પછી ભદ્રાને જોવાનું એને દિલ થયું હતું. એ ગામડિયણ, મૂંડેલા માથાળી, ભીરૂ અને ભડકણ વિધવાને પોતે ચાર પાંચ વાર જોઈ તો હતી, પણ ચહેરો બરાબર યાદ નહોતો રહ્યો. ચહેરાની રેખાઓ યાદ કરવા એનું મગજ શા માટે મથ્યા કરતું હતું તે તો એના પોતાના મનથી જ એક કોયડો હતો. મૂંડાવાળી રૂઢિગ્રસ્ત ગ્રામ્ય રાંડીરાંડના મોંમાં કોઈ ખાસ આકર્ષણ હોઈ શકે નહિ. સળગી ગયેલા ઝાડના ઠૂંઠાને કશું વ્યક્તિત્વ હોઈ શકે નહિ. કંચન જેવી સુંદર અને ભણેલી યુવતીનું સ્થાન એક યુવાન વિદ્વાનના ઘરમાં આવી કોઈ રંડવાળ્ય કઈ રીતે રોકી બેસે? ને વીરસુતની મુખમુદ્રા પર આવા પ્રફુલ્લિત રંગો એક રસહીન શુષ્ક વિધવા કઈ રીતે પૂરી શકી હોય?

વીરસુતને પોતે મળ્યો નહોતો, પણ જોયો હતો બે ત્રણ વાર. એ જાણે જૂનો વીરસુત જ નહિ! મોં ઉપર પ્રસન્ન સ્વાસ્થ્યના પૂંજેપૂંજ! કેમ કરીને, કયા જાદુઈ સ્પર્શથી વીરસુત આટલો બધો ઠેકાણે પડી ગયો? ચાલ જીવ, જઈને જોઉં તો ખરો! જોઈ કરીને રાજી થઈશ. ગમે તેમ તો ય વીરસુત મારો મિત્ર, મારા શિષ્ય સમો, મારો આશ્રિત; મેં જ એને સ્કોલરશીપો અપાવી હતી ને મેં જ એને લગ્ન કરાવી આપ્યું હતું. એનું સુખ નિહાળીને નયનો ઠારવાનો તો મારો ધર્મ છેને!

ભાસ્કર ત્યાં ગયો તે એ જ સાંજ હતી, જે સાંજે દેવુ ઇસ્પિતાલે પડયો હતો. પુરુષો ઘેર નહોતા. મકાનની બહાર બારણા પાસે પાણીનાં ને ચણનાં કૂંડાં લટકાવેલાં હતાં. તે પર બેઠાં બેઠાં એક સૂડો ને બે કાબર સામસામાં માથાં ઉછાળતાં, પાણીમાં ચાંચ બોળતાં, ને પરસ્પર કોણ જાણે કેવાં ય મેણાંટોણાં મારતાં કૂંડાંને ઝુલાવી રહ્યાં હતાં.

પંખીડાંને પાણી પીવા માટે તો ચોગાનમાં નળની આખી કૂંડી ભરેલી રહેતી, છતાં આ નાનાં કૂંડાં લટકાવવાનો શોખ કોનો હતો? ભદ્રાનો જ હોવો જોઈએ.

સૂડાઓ ને કાબરોએ જે ચાવળી વાણી કાઢીને માથાં ઉલાળ્યાં તે ભાસ્કરને ગમ્યાં નહિ. એને છાત્રાલયની છોકરીઓએ ખીજે બાળ્યો હતો તેનો રોષ હજુ શમ્યો નહોતો. કાબરો પણ જાણે એના ઉપર જ કશોક કટાક્ષ કરતી હતી. જુવાન છોકરીઓ અને કાબરો એની કલ્પનામાં એકરૂપ બની ગયાં. ને એને લાગ્યું કે આ સૂડો કાબરો સામે બેઠો બેઠો બેવકૂફ બની જતો હોવો જોઈએ! કાબરો સામે એ આટલો લટ્ટુ શા વાસ્તે બનતો હશે!

સૂડાએ પોતાની ભીની પાંખો ફફડાવી અને તેની ફરફર ભાસ્કરના મોં પર પડી.

ભાસ્કરે ટકોરીનું બટન દાબ્યું. બારણું ઊઘડ્યું. ઉઘાડનાર સ્ત્રી જ છે એટલો આછો આભાસ આવતાં જ ભાસ્કરે મોં પર સ્મિત આણ્યું. એક જ ક્ષણમાં એ સ્મિત, ચૂલાની આંચ પર પાપડ શેકાય તે રીતે સંકોડાઈ ગયું. પોતાની સામે ઊભી હતી તે ભદ્રા નહોતી, બીજી જ એક સ્ત્રી હતી. જાણે ધરતી ભેદીને, જાણે દીવાલ ફાડીને, જાણે બારણાંના લાકડાની પોલમાંથી બહાર નીકળીને એ સ્ત્રીની આકૃતિ ખડી થઈ હતી.

એ યમુના હતી. યમુના કાંઈ પૂછે૦ગાછે તે પહેલાં તો કોઈ ન સમજાય તેવી લાગણીના આવિર્ભાવમાં ભાસ્કરની સામે સ્તબ્ધ બની ગઈ. બેઉની આંખો એકમેકમાં ખીલાની પેઠે ખૂતી રહી. અમાસની અરધી રાતે ભૂતિયા-કૂવામાંથી પાણી લેવા ગયેલો કોઈ ગામડિયો બહાદુર, એકા-એક પોતાની પિછોડીનો છેડો જેમ કોઇ ઝાડની ડાળખીમાં ભરાઈ જતાં જીવલેણ હેબત ખાઇ જાય તેમ ભાસ્કર હેબતાઇને ત્યાં જડવત્ બન્યો.

યમુનાના સૂકા શરીર પર ધગધગતો લોહીપ્રવાહ ચડતો હતો ને ભાસ્કરની દેહલાલી દોડાદોડ કોઈ ઊંડી ગુફામાં ઊતરી જતી હતી. છ મહિનાના તાવલેલા જેવો એ ત્યાં બે જ મિનીટમાં બની રહ્યો.

યમુનાની આંખો પ્રથમ તો તાકી રહી. પછી આંખોના ડોળા ચક્કર ચક્કર ફરવા લાગ્યા. એના પાતળા હોઠ પર પ્રકમ્પ ઊઠયો. એના દાંત બહાર નીકળ્યા ને દાંતના કચરડા બોલ્યા: 'એ...જ–એ... જ–એ...જ આવ્યો! છાજિયાં લઉં એનાં! ઠાઠડી કાઢું એની! સમશાન સળગાવું એનાં!' એવી ચીસેચીસ પાડતી યમુના, છાતી પર ધડાક ધડાક પંજા મારતી પાછી દોટ કાઢી ગઈ, અને ભાસ્કર ત્યાંથી ખસી શકે તે પહેલાં તો ભદ્રા આવી પહોંચી.

ભાસ્કરને જોતાં જ ભદ્રા તો ઓળખી ગઇ. ભાસ્કરને ભદ્રાએ યંત્રવત્ કહ્યું: 'આવો ભૈ.'

ભાસ્કર હજુ યમુનાના ખ્યાલમાંથી છૂટી નહોતો શકયો. એ જવાબ ન આપી શકયો. પણ એને નવાઈ લાગી કે દેરનું ઘર ભાંગનારને આ વિધવા આવકારો કાં આપે!

'એ તો જરી ગાંડપણુ છે એમને.' યમુનાના અંદરથી આવતા હાકોટા પર હાકોટાથી ચોંકી રહેલા ભાસ્કરને ભદ્રા ખુલાસો કરતી હતી. પણ ભાસ્કર તો યમુનાની બૂમો તરફ જ ધ્યાનમગ્ન હતો. આ માણુસની આવી રીતભાત વિચિત્ર લાગવાથી ભદ્રા કંઈક સંદેહમાં પડીને બોલી:

'તમારે કોનું, ભૈનું કામ છે? એ તો બહાર ગયા છે.'

'મારે કોઈનું કામ નહોતું.' ભાસ્કર બોલ્યો ત્યારે એના કંઠે ખરેડી પડી. થૂંકનો ઘૂંટડો ગળીને એણે વિશેષ પૂછ્યું : 'એ કોણુ છે?'

'મારાં નણંદ છે. તમારે કોનું કામ હતું?' ભદ્રા સહે કડક બની.

'કોઈનું નહિ. હું તો ખબર કાઢવા આવ્યો હતો. એ તમા નણંદને ક્યાં પરણાવ્યાં છે?'

'જેપૂર. તમે દેવુની ખબર કાઢવા આવ્યા હો તો દવાખ જાવ ભૈ. અહીં કોઈ નથી.'

'ના, હું તો તમારી સૌની ખબર કાઢવા આવેલો હતો. બ મઝામાં છો ને? કંચન આવે જાય છે કે?'

'એ વાત કાઢશો નહિ ભૈ. એ વાત અમે આંહીં કરતાં નથ ભદ્રા બારણું બંધ કરવાની તૈયારી કરતી હતી.

ત્યાં તો ભાસ્કરે 'થોડું પાણી લાવશો?' એમ કહી દીવાનખાના એક ખુરસી પર આસન લઈ લીધું.

મને કમને ભદ્રા અંદર ગઈ ત્યારે એનો સ્વર સંભળાયોઃ 'યમુ બેન! આ શું કહેવાય બેન! ડાહ્યાં થઈને કોઈને ઓળખ્યા પાળખ વગર ગાળો દેવાય?'

'ઓળખું છું...હું-હું-ઉં-ઉં-ઉં' યમુનાએ રૂદન માંડયું.

'પણ તમે તો કદી અમદાવાદ આવેલ નથી, જોયેલ નથી, એણે બીજાને જે કર્યું હોય તેમાં તમને આટલી શી દાઝ!'

ભદ્રા એવા ખ્યાલમાં હતી કે યમુનાએ આ માણસને એ કંચન પ્રત્યેનાં આચરણને લઈને ગાળો કાઢી છે. એ માન્યત યમુનાએ ભેદી—

'જોયો છે, જાણ્યો છે, જેપૂરમાં જોયો છે—મારું નસીબ ફોડના

છે, એ મને યાદ છે.' બોલતી બોલતી યમુના માવિહોણા નાના બાળકની ચીસો જેવી ચીસો પાડતી હતી.

એ શબ્દો ભાસ્કરને કાને પડયા. ભાસ્કરને પોતાની સ્થિતિ ભયમાં લાગી. ભેદ ફૂટવાની તૈયારી લાગી. એ ત્યાંથી ઊઠયો, ને ભદ્રા પાણી લઈ પાછી આવે તે પહેલાં ઝડપભેર નીકળી જઈ બાજુની ગલીમાં અદૃશ્ય બની ગયો.

જતો જતો એ ભદ્રાનો ચહેરો યાદ કરવા મથતો હતો, પણ એ ચહેરાની રેખાઓને ભૂંસી નાખતું યમુનાનું મોં આડે આવી ઊભું રહેતું હતું. એ ભૂતકાળનું એક છૂપું પાનું ઉકેલતો હતો.

જયપુરવાળી આ કોણ? જગદીશવાળી યમુના તો નહિ? જેનો મેં મનુ વેરનો વિવાહ તોડાવી નાખ્યો હતો તે તો નહિ? એના બાપ જયપુરમાં દાક્તર હતા ને!

દસ વર્ષ વીતી ગયાં હતાં એટલે યાદદાસ્ત સ્પષ્ટ થવામાં વાર લાગતી હતી.

પણ યમુના ગાંડી શા માટે થઇ ગઇ? ને અહીં વીરસુતને ઘેર કયાંથી? યમુનાને મનુ જાની સાથે પ્રેમ હતો, વેવિશાળ જેવું પણ કાંઈક થયું હતું. પણ મનુ તો આઇ. સી. એસ. થવા જવાનો હતો. એ સીવીલીઅન થઇને આવત ત્યારે બ્રાહ્મણ દાક્તરની એ સાદી ગામડી છોકરીની સાથે સંસાર કેમ કરી માંડી શકત? યમુનાને મેં તે દિવસોમાં રોજેરોજ સમજાવી હતી. છેવટે એની પાસે મેં હા પડાવેલી, કે ભલે, મનુ જાનીનો 'કરીઅર' બગડતો હોય તો હું મારો પ્રેમ ભૂલી જવા તૈયાર છું. એ હા પડાવ્યા બદલ મેં યમુનાના નામ પર મનુ પાસેથી રૂા. આઠસો મૂકાવેલા, ને જગદીશ જેવો વકીલ વર શોધી આપ્યો હતો. તે પછી શું થયું હશે? પોતે

ખબર રાખી નહોતી, પણ ઊડતા ખબર સાંભળ્યા હતા કે મનુ સીવીલીઅન થઈને પાછો આવેલો તે પછી એકાદ વર્ષમાં કોણ જાણે શું થયેલું કે જગદીશ વકીલે એની સ્ત્રી યમુનાને ત્યજી દીધી હતી. એની ખોરાકી પોશાકીનો કશોક કેસ પણ થયેલો ખરો !

પણ યમુના ગાંડી કાં થઈ ગઈ ? એમાં એટલી બધી 'સેન્ટીમેન્ટલ' (લાગણીપ્રધાન) બનવા જેવું શું હતું ? સીવીલીઅન થઈને મનુ પાછો આવ્યો ત્યારે એની પાછળ ગાંડી બનવાનું શું પ્રયોજન હતું ? જગદીશ વકીલ શું ખોટો હતો ? પહેલી વારના ઉદ્‌ભ્રાંત આવેશોને ન ભૂલી શકનારી સ્ત્રીઓ દુઃખી થાય તેમાં નવાઈ પણ શી ?

પણ યમુના આને ઘેર ક્યાંથી ? વીરસુત તો હળવદનો રહીશ છે; ને યમુનાનો પિતા તો વર્ષોથી જયપુરમાં જ રહેતો. બેઉને કોઈ દિવસ કશી ઓળખાણ પણ હોવાનું મેં જાણ્યું નથી. છોકરી જન્મીને ઉછરી હતી પણ જયપુરમાં. કશા પરિચય વગર એ વીરસુતને ઘેર ક્યાંથી ?

ભાસ્કરને ખબર નહોતી કે યમુના વીરસુતના પિતાના દૂરદૂરના બનેવીની દીકરી હતી. ને બનેવીની પુત્રી અનાથ બની ગઈ હતી તે એક જ વાત એ અર્ધજૂના અર્ધનવા એવા મિશ્રસંસ્કારી માસ્તરને પીગળાવવા બસ હતી. દેવુના દાદાએ યમુનાને ગટરમાંથી ઉઠાવી લીધી હતી. વીરસુતે જ્યારે જ્યારે 'પારકી પળોજણ ઘરમાં ઘાલવા' વિષે પિતાને ઠપકો આપેલ ત્યારે પિતાએ એક જ જવાબ વાળેલો તે વાચકને યાદ તો હશે, કે 'કોને ખબર ભાઈ, કોના પ્રારબ્ધનો દાણો આપણે સૌ ખાતા હશું !'

ભાસ્કર એ આખા પ્રકરણને ઊર્મિહીન, સ્વસ્થ આદમીની અદાથી સંકેલી લેતો લેતો ચાલ્યો જતો હતો, ત્યારે સંકેલવાની ક્રિયા બરાબર થઈ શકતી નહોતી; ઘડીઓ બગડી જતી હતી; યમુનાની

ગાળો ગાજતી હતી; ને એને એમ પણ લાગ્યા કરતું હતું કે યમુના આજે પણ તે દિવસે હતી તેવી ને તેવી નમણી તો છે જ.

પણ આ ખબર જો ભદ્રાને પડશે તો? યમુના ભદ્રા પાસે ઘડાબંધી વાત મૂકશે તો? તો ભદ્રા મારા વિષે શો મત બાંધશે? કંચનનું પ્રકરણ તો હું એને આજે યોગ્ય સ્વરૂપમાં સમજાવી લેવાનો હતો. પણ યમુનાનું પ્રકરણ હું કેમ કરીને ભદ્રાની સમજમાં ઊતરાવીશ?

'ભદ્રા શું ધારશે?' આ પ્રશ્ન ભાસ્કરના મનમાં એકાએક કશા કારણ વગર ઊઠયો. ભદ્રાના અભિપ્રાયની ચિંતા પોતાને એકાએક કેમ જન્મી? પોતે હસ્યો. પાછો વળી એ જ વિચારે ચડયો. બે ચાર વાર એણે એ 'ભદ્રા શું ધારશે'ની લાગણીની હાંસી કરી. પણ હાંસી લાંબી ન ચાલી. મંથન ચાલુ થયું.



## પ્રકરણ બત્રીસમું

## રૂપેરી પરદો

ઑપરેશન પછી પહેલી વાર દેવુએ જ્યારે દવાખાનાના ઓરડામાં આંખો ઉઘાડી ત્યારે એના ઓશીકા પર ભદ્રા ભાભુનું વાળ વગરનું માથું દેખાયું ને એના કપાળ પર ચૂડલી વગરના સ્વચ્છ, ભૂરી રૂંવાટીવાળા ઘઉંવરણા હાથ ફરતા હતા તે દેખાયા.

ઊંચકેલી પાંપણો નીચી કરીને એણે બાજુએ જોયું તો ભદ્રાના કરતાં ય વધુ શ્વેતવરણી, દક્ષિણી નર્સ એક હાથે એના હાથની નાડ દબાવતી ને બીજા હાથે થર્મોમીટર મોંમાં મૂકતી ઊભી હતી.

ઘણી લાંબી મજલ ખેંચીને પોતે અનંત વેરાનમાંથી જાણે સૃષ્ટિમાં પહોંચ્યો હતો. આ દવાખાનાની દુનિયા એણે કદી દીઠી નહોતી. દવાખાનાનાં માનવીઓ, રૂપે રસે ને ગંધે સ્પર્શે સામાન્ય જગતથી જુદાં પડતાં હતાં. માંદગી અને અશક્તિને બિછાને પડયાં પડયાં આટલા હસતા ચહેરા, આટલો બધો ઉજાસ, આટલી રસાએલી સુંધ્યા, ને આટલી ઊજળી, સમદરનાં ફીણ શી પથારી મળે છે એવો અનુભવ અગાઉ કદી માંદા ન પડેલા દેવુને પહેલી જ વાર થયો.

પણ તેણે ફરીફરીથી ચોમેર જોવા માંડયું. બારણા બહારથી પર-શાળમાં પસાર થતી સ્ત્રીઓના ચહેરા શોધતો એ આંખો ખેંચવા લાગ્યો.

'શું જોઈએ છે દેવ ? આ રહી હું તો.' ભદ્રાએ ઊઠીને એની બાજુએ બેસી કહ્યું.

'ક્યાં–ક્યાં ગયાં ?' દેવુનો દુબળો સ્વર નીકળ્યો.

'કોણ, હેં ભૈ ?'

પોતાના અંતરમાં જે નામ રમતું હતું તે લેવામાં કોઈ અપરાધ હતો ? કે પછી પોતાને જે યાદ આવતું હતું તે કોઈ ભ્રમણાજન્ય માનવી હતું ? તેની ખાત્રી હજુ થતી ન હોય તેમ ભદ્રાના પ્રશ્નનો જવાબ દીધા વગર દેવુએ ચોમેર જોયે રાખ્યું ને પોતાના સુકાએલા હોઠ જીભ વડે વારંવાર ભીંજાવ્યે રાખ્યા.

રાત પડી. યાદ કરવા મથતો દેવુ માથાનો દુઃખાવો અનુભવતો અનુભવતો ઊંઘી ન શક્યો. રાતવાસો રહેવા આવેલા દાદા, ભદ્રા વહુ વહેલા પ્રભાતે દવાખાને આવી પહોંચ્યાં એટલે એને હવાલો સોંપીને ઘેર જવા નીકળ્યા. નીકળતે નીકળતે એણે ભદ્રાને 'આ તરફ આવજો તો બેટા !' કહી બહાર બોલાવી, લાજ કાઢેલ વિધવા પુત્રવધૂ પ્રત્યે પોતાની અરધી પીઠ વાળીને કહ્યું, 'હમણાં એને કશું પૂછતાં નહિ. કેમકે નહિ તો માથામાં લીધેલ ટેભા પર બોજો થશે.'

'વારુ !' ભદ્રાએ કહ્યું.

કોણ જાણે શાથી પણ એ વૉર્ડની તેમ જ અન્ય વૉર્ડોની નર્સ બાઈઓ આ દેવુના ખંડમાં એકેક આંટો દઈ જવા લાગી. જુવાન અને આધેડ ડાક્ટરો પણ પોતાની ડ્યુટી હોય કે ન હોય તો પણ એ ખંડની અંદર જઈ આંટો મારી આવવાની ફરજ માનતા થઈ ગયા. એ સર્વને કૌતુક કરાવનાર પોતાનું વૈધવ્યવીંટયું રૂપ છે એવી ખબર ભદ્રાને જો પડી હોત તો એ કદાચ દવાખાને ફરી વાર આવવા ન ઇચ્છત. પણ ભદ્રાનું એ સુખ હતું. પોતાના રૂપમાં આટલા બધા માણસોને જોવા

જેવું કાંઈ હોઈ શકે તેમ એ સ્વપ્ને પણ ખ્યાલ કરતી નહોતી. આવેતુ દાક્તરો ને નર્સો-સૌ એને તો પોતપોતાની ફરજ જ બજાવતાં લાગતાં હતાં.

દવાખાના સાથે તબીબી વિદ્યાલય પણ જોડાએલું હતું ને તેમાંથી ટોળાબંધ મેડીકલ વિદ્યાર્થીઓ આંહી ઘૂમતા હતા. આ દેવુના માથાના ફ્રેક્ચરનો સાદો કિસ્સો કોણ જાણે કેમ પણ તેમને 'એ વેરી ઇન્ટરેસ્ટીંગ કેઇસ' લાગી ગયો ને તેઓ આ ખંડમાં આવી આવી દેવુ કરતાં ભદ્રાનું વિશેષ નિરીક્ષણ કરીને ચાલ્યા ગયા. ત્યાં ઊભા ઊભા અને બહાર જતે જતે તેમાંના બે ત્રણ જણાએ અંદર અંદર અંગ્રેજી વાતો કરી. એ વાતો આ વિધવાને વિષે જ હતી. એ વાતોમાં ભદ્રાએ પ્રો. વીરસુતનું નામ સહાસ્ય લેવાતું સાંભળ્યું. વાતોનો મર્મ એટલો જ હતો કે પ્રોફેસર વીરસુતની સ્ત્રી ચાલી ગયા પછી એના હૃદયનું સ્નેહસ્થાન લેનાર જે એની ગામડિયણ ભાભી છે ને, તે પોતે જ આ !

આ રહસ્ય-કથામાં વિદ્યાર્થીઓને રસ હતો તે સકારણ હતો. તેઓ કૉલેજમાં વીરસુતના હાથે રસાયણશાસ્ત્ર ભણીને હજુ તાજા જ આ લાઇનમાં આવેલા હતા. પ્રો. વીરસુતની ભણાવવાની શૈલીમાં નવીન રસ તેમ જ ઉંડાણ નીપજાવનાર જે એક નારી વિષે તેમણે સાંભળ્યું હતું તે આ પોતે જ હતી ! પણ એ નારીને પોતાને જ ખબર નહોતી, કે પોતાની આટલી બધી મહત્તા આ હાડચામ ચૂંથનારા નિર્મમ દાક્તરી જગતમાં પણ અંકાઈ ગઈ છે.

વીરસુત આવીને જોઈ ગયો. સાંજે ડોસાએ આવીને ભદ્રાને છૂટી કરી. ફરી પાછી ભદ્રાએ બપોરે આવી ડોસાને ઘેર મોકલ્યા. બપોર પછી મુલાકાતો શરૂ થઈ ત્યારે પાછો દેવુ બારણા બહાર ચાલી જતી માનવ-ધારા પર નજર ખેંચતો રહ્યો. ભદ્રા દેવુના આ મૂંગા તલસાટનું કશું કારણ સમજતી નહોતી તેથી દેવુને વારતી રહી.

મુલાકાતનો સમય પૂરો થવા આવ્યો. ટોળાંનાં પૂર ઓસરતાં ગયાં. ભદ્રાને ધરાઇ ધરાઈને જોઇ ગયેલા દાક્તરો પણ ચાલ્યા ગયા. દીવા પેટાયા. દૂર કે નજીકના ખંડોમાંની કોઈ કોઈ રોગી-ચીસો દિવાલોમાંથી ગળાઇને આવતી હતી. 'મેતરાણી' 'મેતરાણી'ની કોઇકિ કોઈક બૂમો પડતી હતી. 'વોર્ડબોય'ને બોલાવતી અથવા તો પરસ્પર સાદ કરતી નર્સોના, કોઇક મોટા વાજીંત્રમાંથી છૂટા પડી ગએલા સૂર સમા સ્વરો છૂટતા હતા. તેમ જ તેમનાં બૂટ ચંપલના ટપાકા લાંબી લાંબી પરશાળની ફરસબંધી પર વાણી કાઢતા કાઢતા ચાલ્યા જતા હતા. એ ટપાકા પૈકીના કેટલાક થાકેલા હતા, બીજા કેટલાક નવું કૌવત પુકારતા હતા. થાકેલા પગો દિવસભરની આકરી નોકરી પરથી ઊતરીને પોતપોતાની ઓરડીએ જતા હતા, ને જોરદાર ટપાકા કરતા પગો દિવસભરની નિવૃત્તિ પામ્યા હોવાનું સૂચવતા હતા.

એ અસૂરી વેળાએ જે એકાકિની સ્ત્રીનું મોં આ બારણામાં દેખાયું તેને જોવા દેવુ જાગતો નહોતો, થાકીપાકીને સહેજ જંપી ગયેલો. ખંડનો દીવો ઓલવી નાખીને ભદ્રા પણ સામી બારીએ ઊભી ઊભી, સામે ઝુલતા આકાશના ચંદરવા ઉપર એક પછી એક ટંકાતા તારાને નિહાળી રહી હતી. આકાશ પરથી ઊતરતી ઊતરતી એની આંખો દૂરનાં મકાનોની મેડીઓમાં થંભી રહી. કોઈ કોઇ ઓરડામાં વીજળી-દીવા ચેતાતા હતા, કોઇકિમાં બગી બુઝાતા હતા, કોઈ કોઈ એકાએક અજવાળાતા ખંડોનાં પતિપત્નીનાં યુગલો પાસાપાસ ઊભેલાં નજરે પડતાં હતાં, તે કોઇ કોઇ ઠેકાણે એવાં મિલનોને વધુ પ્રગાઢ બનવાનું હોઇ દીવા ઓલવાતા હતા. કયાંઇક પલંગોની સજાવટ થતી હતી, કયાંઇકિ સંધ્યાના શણગાર ચાલુ હતા.

કોઇ કોઈ નાની ઓરડીમાં બહારથી આવેલો પતિ કપડાં ઉતારતો હતો ને છોકરૂં એને ખભે ચડી બેસવા ધમપછાડા કરતું હતું

તેથી અધૂરા ઊતરેલ પાટલૂને બાળકને તેડી લેવાની એને ફરજ પડતી. કોઈ ઠેકાણે બહારથી આવેલા પતિ અને એની સામે ઊભેલી સ્ત્રી વચ્ચે, સામસામા જુસ્સાભેર હાથ લંબાતા હતા તે બતાવતા હતા કે બે વચ્ચેનું આખા દિવસની જુદાઈ પછીનું મિલન પણ સમરાંગણ પરનું શત્રુ-મિલન હશે. દૂર દૂરનાં મકાનોની અંદર ચાલતી ક્રિયાઓના અવાજો નહોતા સંભળાતા, પણ દૃશ્યોની દરેક નાની મોટી ચેષ્ટા સ્પષ્ટ દેખાતી હતી. જાણે એ જગતનો સાચો ને સર્વશ્રેષ્ઠ રૂપેરી પરદો હતો.

કોઈ દિવસ ન જોવા મળેલું આ એકસામટા અનેક ગૃહસંસારોનું આંતર્દૃશ્ય નિહાળવામાં ભદ્રા એટલી તો તલ્લીન થઈ હતી કે તેણે પોતાની પીઠ પાછળ પ્રવેશ કરનારી સ્ત્રીનાં હળવા પગલાંની મખમલિયા ચંપલો સાંભળી નહિ. એ સ્ત્રી છેક બિછાના પાસે આવીને સૂતેલા દેવુને નિહાળતી નિહાળતી, ભદ્રા જે દૃશ્ય જોતી હતી તે પોતે પણ જોવા લાગી.

એક મેડીમાં મચેલા મામલા પર બેઉની આંખો ખૂતી ગઈ. પત્ની એક લાંબા અરીસા સામે ઊભી ઊભી શણગાર કરી રહી છે : પતિ તેની પાછળ તેનાં ખભાં ઝાલી ઊભો ઊભો, પોતે ઊંચો હોઈ કરીને, આયનામાં પોતાનું પ્રતિબિમ્બ ભરચક કરી મૂકે છે : પત્ની એ તોફાન કરનાર ઊંચા મોંને પાછળથી બે હાથે ઝાલી, મચરક દઈ, પોતાના ગાલ ઉપર નમાવે છે.

‘હા-હા-હા-માડી રે !’ ભદ્રા આંહીં ઊભી ઊભી હસી પડે છે. પણ પાછળ જોતી નથી. ત્યાં સુધી સલામત ઊભેલી પાછળની સ્ત્રી પણ એકીટશે જોઈ તો રહી છે એ જ દૃશ્ય, પણ તેના મન પર એ જોવાની અસર ભદ્રાને થયેલ અસરથી ઊલટી છે. એનાં મોંમાંથી

નિઃશ્વાસ ઢળી પડે છે; ને ભદ્રા ચોંકીને બારી પરથી પાછી ફરી જાય છે ત્યારે એ બીજી સ્ત્રીની હાજરી જોઈ પોતે લજ્જિત બને છે. પછી પૂછે છે 'કેમ?' પૂછતી પૂછતી પોતે ઓલવી નાખેલ દીવાની ચાંપ દબાવે છે, ને કંચનની મુખમુદ્રા સ્પષ્ટ થાય છે. પણ દિગ્મૂઢ ઊભેલી એ બેઉ સ્ત્રીઓની વચ્ચે વધુ કશો વ્યવહાર થાય તે પૂર્વે જ ખંડમાં બે જણા પ્રવેશ કરે છે; ડોસા સોમેશ્વર અને વીરસુત : પિતા અને પુત્ર.



## પ્રકરણ તેત્રીસમું

## સિદ્ધાંતને બેવફા

બાપ દીકરો દાખલ થયા—અને સાંજે ત્રણ ક્રિયાઓ એકી સાથે બની.

ભદ્રાએ સાડીનો છેડો ખેંચી સસરાની આછી લાજ કાઢી, કંચન ચમકીને આવનાર પુરુષોની સન્મુખ થઇ ગઇ, અને ઊંઘતા દેવુએ આંખો ઊઘાડી.

બાપ દીકરાની આંખોએ કંચનનું મોં જોઈ લીધું. ઝડપભેર કંચન પાછી દેવુના પલંગ તરફ ફરી ગઈ. દેવુએ કંચનને દીઠી. દેવુનો દુબળો સ્વર બોલી ઊઠયો 'બા!'

વધુ એ બોલી શકયો નહિ. એના માથાનો પાટો દડ દડ પડતા અશ્રુજળે પલળવા લાગ્યો.

દેવુના પલંગના સળીઆ પકડી લઇને કંચને આધાર મેળવ્યો. બોલ્યા વગર એ દેવુ તરફ જોઈ રહી.

ભદ્રા કયારની દેવુને બિછાને પહોંચીને નીચે બેસી ગઈ હતી. સસરા તરફ સહેજ અંતર્પટ કરી રાખીને એ કંચન તરફ તાકતી હતી અને કહેતી હતી ધીમે સાદે, કે 'આંહીં આવો ને!' પણ કંચન

જ્યાં ઊભી હતી ત્યાં જડાઇ ગઇ હતી. પલંગના સળીઆ છોડવાનું કામ સહેલું નહોતું, સળીઆમાં જાણે કોઇએ વીજળીનો પ્રવાહ વહેતો મૂકયો હતો.

કંચનના મોં પર બાઘોલામંડળ ચિતરાયું હતું. એ મોં પર પ્રેમ નહોતો, લાગણી નહોતી, મમતા કે બીક નહોતી, મૂંઝવણ કે મનોવેદના નહોતી, રોષ કે વિષાદ નહોતો; હતું ફક્ત લાગણીહીન દશાનું બાઘોલામંડળ. બાઘોલી દશાનો બોજો અસહ્ય હોય છે.

'કોણ એ!' વીરસુતના પિતા બોલી ઊઠયા. 'કાલે આવેલાં તે જ બેન લાગ્યાં. મારી આંખે ઝાંખપ ખરી ના, એટલે ઓળખાણ ઝટ પડે નહિ!'

વૃદ્ધનો આ ફક્ત એક પ્રયત્ન જ હતો, એ ઓરડામાં મચી ગયેલી વિચિત્ર મૂંઝવણમાં કશોક માર્ગ કાઢવાનો. એને વહેમ પડી ગયો હતો–દેવુએ 'બા' એવો ઉચ્ચાર કર્યો તે સાથે જ. એ સંશય પાકો બન્યો હતો–ભદ્રા વહુએ કંચનને ઘૂંઘટની આડશ આડેથી મમતાભર્યું 'આંહીં આવોને' કહ્યું હતું ત્યારનો જ.

પણ અકથ્ય અવસ્થા તો વીરસુતની હતી. એનાથી તો કંચન થોડી જ અણઓળખાઈ હતી! એના મોંમાંથી તો થોડો જ કોઇ સ્વાગત–શબ્દ નીકળી શકે તેમ હતો! એને થોડી જ ખબર હતી કે કંચનના અંતરમાં કઇ લાગણી ઘોળાવા લાગી છે! ને એને કયાં ખબર હતી કે દેવુને થયેલા અકસ્માતનું નિમિત્ત પણ કંચન હતી ને દેવુને બચાવી લાવનાર પણ કંચન હતી!

કંચનનું મોં ફક્ત એક જ પળ ઝબકી ગયા પછી અત્યારે તો એની સમક્ષ દેખાતી હતી કંચનની પીઠ.

કાલે દૂર દૂરથી દીઠી હતી તે જ એ પીઠ! ક્ષીણ થઈ ગયેલી: ત્રેસર ગૂંથ્યા છૂટા ચોટલાને બદલે અંબોડો વાળેલો કેશકલાપ: અંબોડામાં પણ ફૂલ કે ફૂલવેણી નહોતાં. ઝીણી સાડીની આરપાર એ બધું જોઈ શકાતું હતું.

એ શું દુઃખી હતી? શણગાર શું રોળાયા હતા? ફૂલો શું કરમાયાં હતાં? કેમ આવી હતી? ફરી વાર પાછો નવો વર્તમાન શરુ કરવા? ભૂતકાળ પર પરદો નાંખી દેવા? કે કોઇ ભૂલથી? કોઈ ભ્રમણાથી? કોઇનો મોકલવાથી? કેવળ વ્યવહાર કરવા સારુ?

ઝબક! ઝબક! ઝબક! મેઘલી રાતમાં વીજળી સબકી સબકીને ચાલી જાય તેમ પ્રશ્નમાળા ઝબૂકી ગઈ. પણ ભૂલો પડેલો પ્રવાસી વીજળીના ઝબુકાટથી તો ભાળવાને બદલે ઊલટાનો વધુ અંજાય ને અંધ બને, તેમ વીરસુત ભ્રાંતિગ્રસ્ત બન્યો, ને શું કરવું તે ન સૂઝવાથી, નબળાઇની ક્ષણ આવી પડશે એ ભયથી પાછો ફર્યો, બહાર નીકળ્યો, ને 'ચાલો ત્યારે ભાભી! હું નીચે છું.' એમ બોલતો એ નીચે ઊતરી જઇ મોટરમાં બેઠો. ચક્ર હાથમાં લીધું. પણ તે દિવસ એને ડર લાગ્યો કે કદાચ આજે 'વ્હીલ' પર હાથનો કાબૂ ઘર સુધી સચવાવો અઘરો થઈ પડશે.

કયાં સુધી પોતે 'સ્ટીઅરીંગ વ્હીલ' હાથમાં ઝાલીને બેસી રહ્યો તેનો ખ્યાલ ન રહ્યો. ગઇ તો હતી પાંચ જ મિનિટ, પણ ભદ્રા આવીને પાછલી બેઠકમાં બેસી કરીને જ્યારે બોલી કે 'લ્યો ચાલો ભૈ!' ત્યારે એને લાગ્યું કે ભાભીએ જાણે સવાર પાડયું હતું, ને પોતે જાણે એક સપાટે નીંદર લઇ લીધી હતી.

એણે પાછળ નજર કરી. પાછળની બેઠકમાં એક નહિ પણ બે બૈરાં બેઠાં હતાં એવા પ્રથમ દૃષ્ટિના વિભ્રમ પછી ખાત્રી થઇ કે નહિ,

ભાભી એકલાં જ હતાં. બહાર ડોકું કાઢી આગળ પાછળ જોયું. કોઇ નહોતું. હોઠ પર પ્રશ્ન પૂછું પૂછું થઈ રહ્યો 'કોઈ આવે છે ભાભી?' પણ મહેનત કરીને પ્રશ્ન રુંધ્યો. ગાડી દવાખાનામાંથી બહાર નીકળી, રસ્તે ચડી, તોય પોતે વેગ ન વધાર્યો.

કોઈ આવે છે? કોઈ અફળાય તેમ તો નથી ને? કોઈ આગળ પાછળ છુપાઇને જોવા તો ઊભું નથી ને? કોઇ હડફેટે આવીને ચગદાઈ તો જશે નહિ ને?

કોઇ? કોઇ એટલે કોણ? કોઇ એટલે એક જ માણસ: કંચન.

પણ કંચન ત્યાં નહોતી. કંચન હજુ દેવુની દર્શનલાલસાને પેટ ભરી ભરીને સંતોષાવા દેતી હતી. દેવુનો હાથ એણે પોતાના હાથમાં લીધો હતો. દેવુ એને પૂછતો હતો જાણે-સેંકડો ગાઉ છેટેથી એ પ્રશ્ન કરતો હતો : 'બા, હાથ...માં...ચૂ....ડી કેમ ..ન....થી?'

પણ ત્યાં દવાખાને એવું શું શું બની ગયું તે સંબંધે ભદ્રા તો ચૂપ જ હતી. કાંઇક બોલશે, કાંઇક બોલશે, એવી વીરસુતની આશા રસ્તા પર વેરાયે જતી હતી.

ભદ્ર તરફ ગાડી વાળવાને વખતે એણે જોયું કે ગાડીની આગળ એક આદમી દોડતો જાય છે. પોતે હોર્ન વગાડ વગાડ કર્યું, પણ દોડતો માણસ પાછો ફરીને રસ્તા પર સામે જ ઊભો. ગાડી પણ કચરડડડ... કરતી રોષભરી ઊભી રહી. ઊભેલો માણસ, મોટરની સખ્ત રોશનીના ઝળહળાટમાં અંજાઇ ગયો હતો. એણે કશી ઓળખાણ કર્યા વગર, હજુ તો અંજાયેલી જ આંખે કશું પૂરું ભાળ્યા વગર, આગળ દરવાજા પાસે આવીને હાંફળા ફાંફળા સ્વરે કહ્યું, 'મહેરબાની કરી મને જરા બેસારી લેશો? હું સંકટમાં છું. વાત કરવા વખત નથી. ખાનપૂર ઊતરી જઇશ.'

એને વીરસુત કશો જવાબ આપે તે પૂર્વે તો એ બારણું ખોલી વીરસુતની બાજુની બેઠક પર ચડી બેઠો. હા ના કશું કહેવાની વેળા મળે તે પહેલાં તો બેઉએ પરસ્પરને પિછાન્યા, ને એ ચડી બેઠેલા ભાસ્કરે કહ્યું 'ઓહો ! તું જ છે કે ભાઈ? સારું થયું. હાંક જલદી, પછી વાત કરું છું.'

વીરસુતે ભાસ્કરને છેલ્લો જોયેલો તે પ્રસંગ એ એક જ ક્ષણમાં તાદૃશ થયો: પોતાને ભાસ્કરે એને ઘેર ગડદા પાટુએ મારી અધમૂવો કરેલો તે પ્રસંગ: પોતાની પત્ની કંચનના હાથે એ માથામાં તેલ ઘસાવતો હતો તે પ્રસંગ: તે પ્રસંગ યાદ આવતાં વીરસુત ગાડી હાંકતે હાંકતે રોમે રોમે થરથરી ઊઠયો. બાજુએ ચડી બેઠેલો આ અસુર પડખામાં ચપ્પુ કે છૂરી ઘોંચી દેવા તો નહિ આવ્યો હોય ? પણ અટકી જવાની એનામાં હિંમત નહોતી. મોટરને ચલાવતા એના હાથ યંત્રવત્ બની ગયા હતા.

'હું જોખમમાં છું, વીરસુત !' ભાસ્કરના શબ્દો નીકળ્યા. 'હું કદાચ પકડાઈ જઈશ, મારે જેલમાં જવું પડશે. ને મારે જામીન પર છૂટવું નથી. માટે જ મારે થોડો સમય મેળવવો હતો વીરસુત ! મારે તારે ઘેર જ આવવું હતું. પણ મારે તને નહિ, તારાં ભાભીને મળી લેવું હતું. તું કદાચ મળવા દે કે ન દે એમ સમજી હું તારે ઘેર તું આવી પહોંચે તે પહેલાં જ પહોંચી જવા દોડયો જતો હતો.'

પ્રત્યેક શબ્દ વીરસુતનાં આંતરડાંને જાણે કે શૂળા પરોવી ઊઠયાં કરતો હતો. આ હેવાનને ખતમ કરવા ખાતર મોટરને ઊંધી વાળવાનું વીરસુતને મન થતું હતું. મારી પત્નીને છીનવી ગયાથી સંતોષ ન વળ્યો તે હવે મારી ભાભીને પણ ઝૂંટવવા, ફસાવવા, ભોળવી જવા મારે ઘેર ભમતો હશે !

'તને ખબર નહિ હોય વીરસુત, પણ હું તારે ઘેર તારી ગેરહાજરીમાં આવી ગયો છું,' ભાસ્કર જાણે કે વીરસુતના મનમાં ચાલી રહેલા વિચાર કૂચની સાથે સાથે જ ચાલી રહ્યો હતો, ભાસ્કર જાણે કે પારકા ઉરપ્રદેશની હરિયાળીમાં સરર સરર ચાલતો છૂપો સાપ હતો. 'મારે તારાં ભાભીને કહી જવું છે એટલું જ વીરસુત!' ભાસ્કરે વીરસુતના બંગલાનો વળાંક આવ્યો ત્યારે પણ ચાલુ રાખ્યું; 'કે આજે હું એક મારી પ્રકૃતિ વિરુદ્ધનું, મારી લાગણી વિરુદ્ધનું, મારા જીવનભરના સંસ્કાર વિરુદ્ધનું કામ કરી આવ્યો છું. મેં કલબમાં એક મોટા ગૃહસ્થને...શું કર્યું કહું? તને મેં શું કરેલું તે યાદ છે? તને મેં તે દિવસ જે લજ્જતથી ટીપ્યો હતો, તે જ લજ્જતથી એ ગૃહસ્થને ટીપેલ છે. ફેર એટલો કે તને લોહી નહોતું નીકળ્યું જ્યારે આને તો લોહીની નાખોરી ચાલી જાય છે. એ પડયો કલબમાં. એ તરફડે ગંભીર જખ્મોની વેદનામાં'.

આમ કહેતો કહેતો એ મોટરમાંથી ઊતરતો હતો. વીરસુત મોટરને ચાવી મારી લાઈટ ઓલવતો હતો. ને ભદ્રા થર થર કાંપતી પાછલે બારણેથી ઊતરતી હતી. એને એમ હતું કે પોતાને ભાસ્કરે જોઈ નથી. એ સરકી જવા લાગી ત્યારે ભાસ્કરે એને કહ્યું, 'હવે થોડી જ વાત બાકી છે. ન ભાગો. સાંભળતાં જાઓ. કલબમાં ભજીઆં અને ચહા ખાતાં ખાતાં એ ગૃહસ્થે મને જોઈ વીરસુતની વાત કાઢી, ને એણે લહેરથી કહ્યું કે વીરસુતને તો વહુના બદલામાં ભોજાઈ મળી ગઈ છે. મેં કહ્યું, જુઠી વાત છે. મેં શા આધારે કહ્યું તેની ખબર તો મને પણ રહી નથી. મેં તો આટલાં વર્ષો સુધી હમેશાં એક જ સિદ્ધાંત પાળ્યો છે, કે સ્ત્રીએ ને પુરુષે ગમે તેવા સંજોગોમાં પણ ગોઠવાઈ જવું; ગોઠવાઈ જનારાંના મેં સુચરિત્ર ને દુશ્ચરિત્ર એવા કૃત્રિમ ભાગ કદી પાડયા નથી. પણ આજે અરધા કલાક પહેલાં હું મારા સિદ્ધાંતને

બેવફા બન્યો. મેં એ ગૃહસ્થની એ દલીલને, એ જીદને, તારી ભાભી માટેના અપશબ્દો બોલતી ચૂપ કરેલ છે. ને એ બેભાન પડ્યો છે. પોલીસને ટેલીફોન થઇ ચૂકેલ છે. બસ, જાઉં છું. આંહીં તારે ઘેર પોલીસની ખૂંદાખૂંદ ન ચાલવી જોઇએ. આંહીં તારી ભાભી વસે છે, ખબર છે!"

એમ કહીને એ સડસડાટ બગલા બહાર ચાલ્યો ગયો.



## પ્રકરણ ચોત્રીસમું

### અણનમ

**ચાલી** નીકળેલા ભાસ્કરનું છેલ્લું સફેદ ટપકું અદૃશ્ય થયું તે પછી પણ વીરસુત બંગલાના ચોગાનમાં ઊભો હતો. એના દિલમાંથી સુખનું ચકલું ઊડી જઈને બહાર નીકરી ગયું હતું. ભાસ્કર જે કહી ગયો તે વાત એને ખોટી કે બનાવટી નહોતી લાગી. સાચી લાગી માટે જ એના મનમાં સંતાપ ઊપડયો. ભાસ્કર આવો સારો માણસ બની ગયો તે એનાથી સહન ન થયું. ભાસ્કર દુષ્ટ અને ખલ રહ્યો હોત તો એ રાજી થાત.

ને ભાસ્કરમાં આ સુજનતા પ્રગટવાનું નિમિત્ત કોણ બન્યું હતું? ભદ્રા ભાભી? ભદ્રાની પવિત્રતા વિષે આટલું અભિમાન કરવાનો હક ભાસ્કરને કયાંથી મળ્યો?

ભાસ્કર કહી ગયો કે પોતે અહીં આવતો હતો. કયારે? કેટલી વાર? કેવો પરિચય બાંધ્યો હશે? ભદ્રાના સ્ત્રીત્વનો ગર્વ કરવાની જાહેર હિંમત એ ત્રાહિત, એ દુર્જન કરી જ કેમ શકે?

વીરસુતના મનમાં ઇર્ષ્યાએ વાસો કરી લીધો. પોતાના સંસાર–સુખ પર ફરી વાર દુશ્મનના હાથનો પંજો પડયો છે, પોતાના નવા બાંધેલા માળામાં ફરી વાર જૂનો સાપ પ્રવેશી ગયો છે, એવા દિલ–ડંખ અનુભવતો એ ઘરમાં પેઠો.

એ જાણતો હતો કે પોતાનો ને ભદ્રાનો સંબંધ બહારની દુનિયામાં ચકચારનો વિષય થઇ પડયો હતો, પોતે એ પણ સમજતો હતો કે પોતે જે માટીનો બનેલો હતો તે માટી નબળી હતી. ભદ્રાએ જો સહેજ પણ નબળાઇ બતાવી હોત અને સિવિલમૅરેજનાં બંધનોથી પોતે ન બંધાઇ બેઠો હોત તો પોતે ભદ્રા સાથે લગ્ન પણ કરી બેસત તેવી એના અંતરની કામનાને એ નહોતો ઓળખતો તેમ કાંઈ થોડું હતું! પોતાની કમજોરી શંકાને પાત્ર બની હતી તેનો તેને અફસોસ નહોતો. પણ પોતાનો ગર્વ ફક્ત એક જ હતો કે ભદ્રાની શક્તિ અપરાજીત હતી. એવી અજીત નારીની અણઝંખવાયેલી નિર્મળતા પર લોકો સંદેહ લાવતા ત્યારે એને આનંદ થતો. કેમકે એ દુનિયાની તુચ્છતા, પામરતા, ક્ષુદ્રતાની ખદબદતી ખાઇ વચ્ચે એક અણડૂબ કાળમીંઢ ખડક પર ઊભા હોવાનો પોતાના અંતરમાં આનંદ હતો. આ ગુપ્ત આનંદ અને છાનો ગર્વ જ એની એક માત્ર જીવન-સંપત્તિ રહી હતી. એ સંપત્તિમાં આજે કોઇ ચોર પડયો એમ એને લાગ્યું. એ ખડક ખળભળ્યો હોય એમ એને લાગ્યું. એ કરતાં તો વધુ એને એ વાત લાગી, કે પોતે એકલો જે ખડક પર ઊભો હતો ત્યાં બીજો પણ એક માણસ ચડી ગયો ને ડૂબતો બચી ગયો.

કપડાં બદલાવી અને હાથપગ મોં ધોઈ વીરસુત પાછલી પરશાળમાં જઇ હિંડોળે બેઠો બેઠો આ વેદનામાં બળબળતો હતો ત્યારે એ રસોડાની બાજુએ વારેવારે કાન સ્થિર કરતો હતો. રસોડામાં સ્ટવ ચાલતો હતો. તેના અવાજ ઉપર ભદ્રાના બોલ સાફ ને સ્પષ્ટ છપાતા હતા સ્ટવના ધમધમાટ પાસે બોલતી એ યમુના અને ભદ્રા બન્ને નિઃસંકોચ હતી કારણ કે પોતાનું બોલ્યું ત્રીજું કોઇ નથી સાંભળી શકતું એવી સ્ટવ પાસે બેઠેલાં લોકોની ભ્રમણા હોય છે. એથી ઊલટું સ્ટવ પાસે બોલાતા શબ્દો ઘરની બીજી જગ્યાઓમાં ચોખ્ખા ફૂલ જેવા પહોંચતા હોય છે.

ભાભીના મન પર ભાસ્કરની વાતોએ કેવી અસર પહોંચાડી છે તે જાણવા વીરસુત થનગની ઊઠયો. પણ ભદ્રાએ યમુના પાસે કરેલી વાતોમાં એ વિષે શબ્દ પણ ન પડયો.

ભદ્રા યમુના જોડે રોજની ખુશમિજાજી રાખીને તડાકા મારતી હતી. વચ્ચે વચ્ચે એનું હસવું કોઈ એકાકી ઊડી જતી ફૂલચકલીના ફરફરાટ જેવું રૂપ ધરી રહ્યું.

ભાભીને ક્ષોભ નહિ થયો હોય? હું એને ને ભાસ્કરને માટે કોણ જાણે શું યે ધારી બેઠો હોઈશ એમ નહિ ભય લાગ્યો હોય? મને શંકામુક્ત કરવા કેમ હજી આવ્યાં નહિ હોય? શાક દાળમાં મીઠું વધુ ઓછું થયું હોય તો યે દયામણું મોં કરીને ખુલાસો આપવા ઊભી રહેનાર ભાભી આ બનાવ પરત્વે કાં બેતમા ?

વિચારે વિચારે વીરસુતના પગ હેઠળથી પૃથ્વી સરતી ગઈ. હિંડો-ળાનાં કડાં હવામાં જડેલાં ભાસ્યાં.

ભદ્રા આવી—કોરી અને શાક પુરીઓની થાળી લઈને. એને દેખી વીરસુત સ્વસ્થ બન્યો. ભદ્રા વાત કાઢે તો તેનો જવાબ શો દેવો તે પોતે મનમાં ગોઠવવા લાગ્યો. મનને પોતે ભલામણ કરતો હતોઃ ભાભી પ્રત્યે ઉદાર અને અશંકિત બનજે. ગમે તેમ પણ હજુ એ બાપડાંની ઉમ્મર કેટલીક? ભાસ્કર સરીખા પાજી લોકો એને ભોળવવા પહોંચી જાય એમાં નવાઈ શી ?

પણ ભદ્રાની તે રાતની અક્કડાઈ અણનમ જ રહી. રોજના ક્રમ પ્રમાણે એણે મેજ લાવીને હિંડોળા પાસે મૂકયું, ઉપર પાથરણું બિછાવી થાળી મૂકી. પાણીનો લોટો પવાલું પણ રોજિંદાં મુરાદાબાદી બનાવટનાં જ પોતે જે મૂકતી તે જ મૂકયાં. ને દિયરના શાકમાં લીંબુની ફાડ પણ પોતે જ નીચોવી. પછી પોતે ઓરડાનાં બારણાં

પાસે આસનીઉં પાથરીને રોજની અદાથી વીરસુતની સામે બેઠી બેઠી દેર માટે પાનપટ્ટી બનાવતી રહી. બેઠે બેઠે એણે ચોખાની ક્મોદ મંગાવવાથી માંડીને, 'તમે કાલે વીશ કેરી ખાધી હતી ને આજે પંદર ખાવ છો એમ કેમ ચાલે!' ત્યાં સુધીની વાતો કરી. પણ કંચનના કે ભાસ્કરના બની ગયેલા પ્રસંગો વિષે એણે ધરાર હોઠ સીવી રાખ્યા.

તૈયાર કરી રાખેલી પાનપટ્ટી અને ચૂરો કરી રાખેલ સોપારી એણે ખાઈ રહેલા દેરને હંમેશની અદાથી રૂપાની રકાબીમાં પીરસી લીધાં. હાથ લૂછેલો નેપકીન ઠેકાણે મૂકયો, માટલીમાં પાણી નવું ભરેલું છે કે કેમ તે પણ તપાસી લીધું ને પોતે થાળી લોટો ઉપાડીને પાછી જવા લાગી. ત્યાં સુધી પણ વીરસુતે આશા છોડી નહોતી. પણ ભોજાઇ ચાલતાં થયાં ત્યારે એની ધીરજ ન રહી શકી. એણે ધીરેધીરે વિષયની પ્રસ્તાવના કે પૂર્વતૈયારી પણ કરવાનો વખત વિચાર્યા વગર સીધું કહ્યું, 'પેલો ભાસ્કરીઓ જોયો ના ભાભી! તમને ય સરો...'

એ વધુ બોલી શકે તે પહેલાં તો ભદ્રા માથાનો ઘૂમટો નજીક ખેંચતી પાછી ફરીને બોલી, 'હોય ભૈ! કેવા કેવા દખીઆ, કેવાય હૈયાના દાઝ્યા આ સંસારમાં પડયા છે ભૈ! એ તો અકળાય ભૈ! સૌને વિસમવા ઠેકાણું કયાંથી મળે ભૈ! હોય એ તો.'

બસ, એમ બોલીને એ જયારે ઊભી થઈ રહી ત્યારે એની દૃષ્ટિ એણે પરશાળ બહાર સીધી દેખાતી ક્ષિતિજ પર ઠેરવી. અંધારી બીજનો ચંદ્રમા ઊગતો હતો. ખુલ્લી પરશાળ નવા ચંદ્રતેજે છલકાતી હતી. એ અજવાળાંની ઝાલકમાં ભદ્રા વિધવા છતાં ગૌરી સમી સુંદર ભાસી. એની આંખોના ચકચકતા કાચ ઉપર પરશાળ બહારના ચોકનો મોટો વીજળી-દીવો જાણે કે કિરણો પાથરતો હતો.

દેરે ઉચ્ચારેલા વિષયને ચાતરી—છટકી જવાનો જાણે કે ઇરાદો જ નહોતો. એવો ઇરાદો કલ્પનાર દેરની શંકાને જાણે પોતે વરતી ગઈ હતી. હજુય કોઇ પ્રશ્ન પૂછવો હોય તો પૂછી લ્યો એવું જાણે પોતે સૂચવતી હતી. વીરસુત હિંડોળા પર સ્થિર થઈ ગયો. એણે ભદ્રાની સામે જોઇ રાખ્યું પણ ભદ્રાએ ચંદ્રનું દર્શન કરતે કરતે જમણી જ ગમથી પોતાનો રસ્તો લઈ લીધો.

વીરસુતની રાત્રિભરની નીંદને ઊતરડી નાખતી એ વેદના ચાલુ રહી. ભાસ્કર દુખિયો, હૈયાનો દાઝેલ ને વિસામા વગરનો માણસ છે એ ભદ્રાએ શા પરથી જાણ્યું! કેવડોક પરિચય? મુરખાને માલૂમ નહોતું કે પાણીકળો જેમ ધરતી પર કાન માંડીને કહી આપે છે કે ઊંડા તળમાં અખૂટ જળપ્રવાહ કયે ઠેકાણે વહ્યો જાય છે, તેમ નારી ફક્ત સાનથી સમજી જાય છે કે પુરુષના જીવનમાં વસમાણ (વિષમતા) કેટલેક ઉંડાણે પડી છે.

ભદ્રા જ્યારે ધારે ત્યારે વિચારોની તમામ પેટીઓ બંધ કરીને ઘોરી શકતી હતી, ને વિચારોની કોઇ એકાદ પેટી ઉઘાડીને એકાદ પ્રહર પડી પડી જાગવા ધારે ત્યારે જાગી પણ શકતી. એ એકાદ પહોરનું જાગરણ તે રાત્રિએ એને ભાસ્કર વાળા બનાવે કરાવ્યું. દેરની ને પોતાની વચ્ચેનો સંબંધ લોકોની—અર્થાત્ નવરા, ઊજળિયાત બંગલાવાસીઓની જીભ પર ચડેલો છે તે તો ભદ્રા જાણતી હતી. પણ એ લોકાપવાદ એને નહોતો નડતો. ટેલીફોન કરવા એ પાડોશી શેઠને બંગલે જતી ત્યારે એની અદબ કેવી જળવાતી! એનો સહવાસ સૌ કેટલો બધો ઇચ્છતા! તેમ સસરાજીની એકની માન્યતા નિર્મળ હતી ત્યાં સુધી અન્ય કોટિ લોકોની એને શી પડી હતી! ફક્ત દેર ચેરાતો હતો તે દુઃખની વાત હતી. પણ એ ઇર્ષ્યાનું આકર્ષણ જ કંચનને કોઇક દિન દેરના ઘેર પાછી લઈ આવશે એવી એની આશા હતી. એ

આશાએ ને દેરની પોતા પ્રત્યેની અદબભરી મમતાએ ભદ્રાને ઔર રંગભરી બનાવી દીધી હતી.

આજે એને જીવનની આ બધી સાર્થકતામાં એક અજબ ઉમેરો દેખાયો: એક લબાડ ને નફ્ફટ મનાતા માણસે પોતાના જેવી અજાણી નારીના સુનામ પર જિંદગી ધોળી કરી છે. કેવી અદ્‌ભૂત કથા! એક ગ્રામ્ય રંડવાળ્યના જીવનમાં કેવો એ રોમાંચકારી ઇતિહાસ! વૈધવ્યને–બામણીના વૈધવ્યને માથે કાંઈ જેવી તેવી વિભૂતિ ચડી! માડી રે! હું શું ખરેખર એટલી બધી ઊજળી છું? માડી રે! નહિ બોલું, નહિ બોલું. ઇશ્વર જેની લાજ રાખે છે તેની જ રહે છે. હે નારણ! મારે ઝેરનાં પારખાં નથી જોવાં. મારું માપ કોઈ દિ' નો કાઢજો હે તુલસી મા! ભૈની બાપડાની પાસે જતાં કેટલી કેટલી વાર મારા પ્રાણના ફફડાટનો પાર નથી રહેતો! એવી મારી, ખાસડે માર્યા જેવી જાત સારુ કોઈનું લોહી રેડાય, ને કોઇ વળી કેદમાં જાય. ઓ મા! મને તો આ અંધારે અંધારે હસવું આવે છે મૂઇ! અને ભેળાભેળ રડવું ય આવે છે મૂઇ રાંડી! ગોદડાને ચોમેરથી દબાવીને સૂઈ જા મૂઇ! રાંડી! ઝટ ઝટ સૂઈ જા! ઘડી પછી એનાં નસ્કોરાંના પાવા બજતા હતા.

●

# પ્રકરણ પાંત્રીસમું

## ધાએ ચડાવેલી

દેર અને ભોજાઇ, બેઉની રાત કે કે વલોપાતમાં વીતી. સવારે ભદ્રા ચૂલા પર ચહાપાણી માટે બેઠી હતી ત્યારે એના ઉજળા ચહેરામાં રાતી આંખો, દેરાના મંદિરમાંના હનુમાન ગણપતિના બે સિંદૂરિયા ગોખલા જેવી હતી.

દૂધ ચહા પતાવીને એ દવાખાને ગઈ તે પછી એના સસરા દવાખાને રાતવાસો કરીને પાછા આવ્યા; આવીને એણે પાછલી ઓરડીમાં અંધ વેશધારી સાળો બેઠો હતો ત્યાં જઈ આટલા દિવસે પહેલી વાર આસન જમાવ્યું. અંધા જ્યેષ્ઠારામનો અમદાવાદના બંગલા ખાતેનો નિવાસ સ્વચ્છ અને સુઘડ બન્યો હતો. કેમ કે નહિતર વીરસુત એને કાઢી મૂકશે એવી એને ધાસ્તી હતી.

‘ત્યારે બોલ્ય જાની!’ બનેવીએ સાળાને પૂછ્યું: ‘વહુ સ્વેચ્છાથી આવતી હોય તો પાછી ઘરમાં ઘાલવી કે નહિ?’

‘હું તો કહી ચૂક્યો છું કે સળેલું ધાન નાખી દેવાય, સળેલું માનવી નહિ.’ સાળો બોલતો બોલતો સુરજના તેજને જાણે કે ચીપી નાખવા માટે પાંપણોના પડદા પટપટાવતો હતો.

‘પણ એક શરત હોય તો?’

'શી ?'

'એને આવવું છે—પણ જો દેવુની સાથે રહેવાતું હોય તો; વીરસુત સાથે એને નથી રહેવું.'

'કારણ ?'

'લેણદેણ; ઋણાનુબંધ: કુદરતી અણગમો.'

'કોણ કહી ગયું ?'

'પોતે જાતે જ. ગરીબ ગાય જેવી બની ગઇ છે. થોડા દિનમાં વધુ પડતું ભોગવી ચૂકી લાગે છે. દેવુની પથારીએ બેઠી બેઠી પોકેપોક રોઇ છે. નસો બધી ભેગી થઇ ગઇ, બાજુનાં દરદી જાગી ઊઠયાં, માણસો દોડયાં આવ્યાં. એક જ વેણ કલ્પા કર્યું કે 'દેવુભાઇ, દાદા રજા આપે, તો તું ને હું આપણે ગામ જઇને રહીએ. આંહીં તો હું પગ નહિ મૂકી શકું. દાદા નહિ સંઘરે તો હું.......' વૃદ્ધ બોલતા બોલતા થોથરાયા.

'શું, હં.......! શું કરશે ?' સાળાએ પૂછ્યું.

'એટલું કહીને અટકી ગયેલી.'

'શું સમજાણું ?'

'આપઘાત કરશે.'

'બીજું કાંઇક પણ કાં ન કરે ?'

'શું ?'

'વેશ્યા ય બને !' અંધ જ્યેષ્ઠારામ લહેરભર્યા ગળે બોલ્યો.

'જા જા, દુષ્ટ !'

'હું ઠીક કહું છું. એને પાછા આવવાનું મન થયું છે તે ઉપરથી કહું છું. ભૂલી ગયા તે દિવસની સભા! એને માનપાન મળ્યું તે યાદ છે?'

'યાદ છે. તેથી શું?'

'એટલાં બધાં માન સન્માન પામેલીનો અત્યારે કોઇ ભાવ પણ નથી પૂછતું ને?'

'ના.'

'તો હાંવ.'

'શું હાંઉં, તારૂં કપાળ, અંધા!'

'મારું નહિ, તમારું કપાળ—સાસરા તરીકે તમારું! પ્રારબ્ધની લેખણ જો દીકરાની વહુનું વેશ્યાપણું લખશે તો તે તમારે લલાટે લખશે. એ બાયડીને ઉપેક્ષાનો ડંખ લાગ્યો છે. ઉપેક્ષા કરનાર એની દુનિયા છે. એ દુનિયા પર હવે એ વેર વાળવાની. ને વેશ્યા બની જવા જેવું બીજું કયું મીઠું વેર દુનિયાને માથે દુનિયાની ઉપેક્ષિતા વાળી શકે?'

આટલું બોલી રહેલો અંધો એવી સિફતથી અટક્યો કે જાણે એક હરફ પણ બોલ્યો ન હોય. કેટલાક માણસો નિરંતર વાતો કર્યા કરવા છતાં મૌન જ ભજતા લાગે, ને કેટલાક પરાણે મૂંગા રહી રહીને છેવટે એકાદ વાક્ય જ સંભળાવે એટલે બોલ બોલ જ કરતા ભાસે છે.

'તારો શો મત છે?' સોમેશ્વરે પૂછ્યું.

'ન કહ્યું મેં? આપઘાત કરતી હોય તો મરવા દેવી, વંઠવા માગતી હોય તો રક્ષા કરવી.'

એ અવાજમાં જાણે કોઇ ઊર્મિ જ નહોતી; આપઘાતની વાત જાણે એને નજીવી, ધ્યાન ન દેવા જેવી લાગતી હતી. એણે વિશેષમાં ઉમેર્યું, બેશક જરા ધીરેથી–

'એવી તો બેને આ હાથે ફેંસલ કરી નાખી છે. એ પણ કરતાં આવડે છે. આ તો અટાણે સહેજ સમો બદલ્યો. નીકર એમાં શું ? પણ તમારો ને મારો મત ન મળે. તમે છો વહુઓના પગ ધોઈ પીનારા નીકર એ કામ કરતાં ય મને ક્યાં નથી આવડતું ?'

'ચુપ થા, રાક્ષસ ! ચુપ થા ! સોમેશ્વરે સાળાનું મૂંડો કરાવેલ માથું ઝાલીને, જેમ ઝાડની ડાળીને ઝંઝેડે તેમ હલાવ્યું. 'તું શું લવરી કરી રહ્યો છે તેનું કાંઈ ભાન છે ?'

'ના, એ તો હું સહેજ કહું છું, એમાં ક્યાં મેં બાંયો ચડાવી નાખી છે ! આ તો એમ કે વારસુતને માટે એ રીતે પણ રસ્તો ઊઘડે ખરો, છોકરો ફરીથી લગન કરી શકે ખરો. પણ એનું નવું લગન એટલે વળી પાછા નવા ગૂંચવાડા ને નવા ધમરોળ. એને એક આંખમાં અમી ને બીજીમાં રતાશ બતાવતાં થોડું આવડવાનું છે ? સાત જન્મેય આશા રાખવી નહિ ને ? માટે જ આંહીં મેં કહ્યો તે રસ્તો ગ્રહણ કરવાની વાત નથી. માટે જ કહું છું કે આપમેળે જીવ કાઢતી હોય તો જુદી વાત છે, બગડતી હોય તો બચાવો. સરવાળે કોક દિ' સંધાશે.'

'તો તો તારા મોંમાં સાકર, જયેષ્ઠા !' સોમેશ્વર માસ્તર એવી અદાથી બોલ્યા કે કેમ જાણે વહુ પાછી ઘરમાં આવી બેસી ગઇ હોય !

'ને પાછી મારી મતિ તો એમ પણ કહે છે દવેજી !' અધાએ આગળ ચલાવ્યું : 'કે આ વાંદરી ને—'

'જીભ સંભાળજે હો જાની !'

'ઠીક લ્યો. આ છોકરીને જો વંઠવું હોત તો તો ક્યારની વંઠી ગઇ હોત; આપણી વાટ શીદ જોવત ? પણ વંઠી જવું એમ રસ્તામાં નથી પડ્યું. શકિત જોયે છે ભાઇ ! વંઠવામાં ય શકિત જોયે. અમારી જુવાનીના સમામાં અમારા ગામની બામણી રંભડી યે વહુવારૂ હતી, કમળાય વહુવારૂ હતી; બેય એક જ ઘરના બે દીકરા વેરે દીધેલી હતીઃ પણ જે દુઃખની મારી કમળા કૂવે પડી, એ જ દુઃખની દાઝેલ રંભડી પ્રથમ બાવાને ગઈ, પછી મેરને, તે પછી એક મિંયાણાને, અને અટાણે એ ફકીરણ બનીને હેલુશા પીરને તકીએ પચાસ વરસની ફાટલ આંટા મારે જૂનાગઢમાં. હવે એ દુઃખના મરને ડુંગરા ખડકાણા હોય, એક છોકરું થાતને જો એ રંભડીને, તો એ ટાઢીબોળ બની બેસી રે'ત. એમ હવે મા'રાજ ! આ તમારી વાં—ભૂલ્યો !–વહુને પણ જોવે છે ખોળામાં છોકરું. એને બદલે આપણા વીરસુતે દીધો એના હાથમાં એકલો મોટરનો ડાંડો, ને આ ભણેલાંએ ભેળાં થઈને દીધાં એને દેવીનાં પદ. જોવે છોકરું, ને સાંપડયાં સભા સભલાં ! મેં તો તે દિ'જ નો'તું કહ્યું ! ને બાપલા મારા ! સભાને લાયક આ ડાચું નોય : ને આ બાઈને સૌ મળીને સરોજની નેડુ બનાવે છે તે આંધળા હશે ! મોઢું નથી જોતા ? ચાલાકી છે કાંઇ ? અંબાડ છે તેજના ? બોલી શકતી'તી કાંઇ ? મોંયેથી જે માખ ન ઉડાડી શકે, એને ચડાવી સરોજની નેડુને ઘાએ. ઘાએ જ ચડાવી દીધી છે એને બાપડીને, દવેજી ! બધા ભણેલાઓએ ભેળા થઇને તેજ કે વિભૂતિ જોયા ભાળ્યા વગર ઘાએ જ ચડાવી દીધી. ને હવે સૌને એનો મોહ મટી ગયો. હવે એને જોવે છે ખોળામાં છોકરું. સાધેસીધી, કશા જ વાંકચોંક વગરની વાત છે. આજ તો એને દેવુથી રડશે, પણ પાંચ દા'ડે પાછું એનું હૈયું પેટનું છોકરું માગશે; દોટ દેતી આવશે તારા દીકરા પાસે, મનાવવા જાવું નહિ પડે. એક સાઠી ય નહિ માગે.'

સોમેશ્વર ડોસા તો આ અંધાની વાત પર સ્તબ્ધ થઇ ગયા; ભમરડો ઊંઘે એમ ઊંઘી ગયા. અંધાએ બોલવાનું પૂરું કર્યું ત્યારે માસ્તરને થયું કે હજુ એ વધુ વાતો કર્યા કરે તો સાંભળતાં થાકું નહિ. ઉપરથી જંગલી અને નિષ્ઠુર ભાસતી આ વર્ણન-છટાની વચ્ચે મઢાઈ ગયેલું કંચન વહુનું ચિત્ર વધુ ને વધુ કરુણાર્દ્ર, વધુ ને વધુ વાસ્તવિક, વધુ ને વધુ સુંદર બનતું ગયું. આજ પ્રર્યંત એ અપરાધિની લાગતી, આજે એ 'ધાએ ચઢી ગયેલી,' નિરપરાધી દેખાઈ. ને એને ધાએ ચડાવવાની પહેલ કરનારો કોણ? પોતાનો જ પુત્ર!

'ઉતાવળ ન કરવી દવેજી!' માસ્તર જ્યારે ત્યાંથી ઊઠયા ત્યારે અંધે ચેતવણી આપી; ચૈત્ર વૈશાખનાં દનૈયાં જેમ જેમ તપે છે ને ભાળ્યું, તેમ તેમ જ મે વધુ વરસે છે. માણુસના હયાનું પણ એવું જ સમજવું. અમારે જુવાનીમાં વીરસુતની મામી રિસાતી, ત્યારે હું યે દનૈયાં તપવા દેતો, હો દવેજી! મારા બાપા જ વીરસુતની મામીને એને પિયરે મૂકી આવતા ને પછી દનૈયાં તપવા દેતા; પણ પાછા ઘોડીએ ચડીને વખતોવખત ખબર કાઢી આવતા: ભેંસના દૂધના ખાસા દૂધપેંડા વળાવીને ડબરો દઇ આવતા, એ બધું જ કરતા, પણ તેડી આવવાની વાત કરતા નહિ. સામેથી કહે તો જવાબ વાળે કે 'એવી શી ઉતાવળ છે! હજુ તો બાપડી નાની છે, ભલેને માવતરના ખોળામાં બે મહિના વિસામો ખાતી!' આખર વીરસુતની મામી પોતે ઘૂમટો કાઢીને ઘૂમટા બહાર રંગ ઊખડેલી ચૂડલિયાળા બે હાથ કાઢી, મારા બાપને હાથ જોડીને ને પગે લાગીને બોલી કે કે 'બાપુજી! આવવું છે'-આ ત્યારે પછી લઈ આવ્યા. ને એમ પાછી આવેલી એ વીરસુતની મામીના ઉમળકાની અટાણે હું શી વાત કરું! કેવી સુખી સુખી થઇને રહેતી! પણ મેંય જો ધાએ ચડાવી હોત તો: તો શું થાત? કોણ જાણે? વિશ્વંભરનાથ જાણે.

અટાણે તો એ આંહીં નથી, ઇશ્વરને ધામ જઇ બેઠી છે, પણ યાદ કરૂં છું ત્યારે સુખના શીળા શેરડા પડે છે, દવેજી! અમે કાંઇ માણ્યું'તું!' ઓ–હો–હો–હો–'

'લે હવે વાયડો થા મા વાયડો, જાની! મારાં સાળાં જાની માતર વાયલ! એક રેલોય જ્યાં નહિ હોય ત્યાં સો સાપ જોયાની વાતું કરનારા! ઠેક, પત્યું. જો ત્યારે, હું ઉતાવળ નહિ કરું.'

'તેમ પાછા ટાઢાબોળ થઇને ચકલીને ઊડી જાવા ય ન દેતા.'

'ડાયો કાંઇ!'

'આવડવું જોવે ભાઈ, દેખાવ કરવો સમતોલ ડાંડીનો, ને જોખી આપવી પાશેર ઓછી ધારણ, એ જ ખૂબી છે ને ધંધાની.'

સોમેશ્વરે ચાલ્યા જઈ છાનામાનાં લપાઇને જોયું તો અંધાનાં નેત્રો આકાશ ભણી ઊંચાં થઇને બેઉ લમણે આંસુની દડ દડ ધારો વહાવી રહ્યાં હતાં.

માણસ જેવું માણસ: બગડેલું, સડવા માંડેલું ને ગંધ મારતું, તોયે માણસ: રખડુ ઢોર નહિ પણ રખડુ માણસ: અને પાછું મારા ઘરનું માણસ: અને તેય પાછું બાઇ જેવું બાઇ માણસ: એને હું સાજું નરવું કરીશ.

આવા વિચાર લઈને, બુઢ્ઢા સોમેશ્વર જયેષ્ઠારામ સાથે વાતો કર્યા પછીના વળતા સવારે દેવુની ઇસ્પિતાલનાં પગથિયાં ચડતા હતા.

બદબો આવતી હતી. પરૂ પાસનાં ડબલાં લઈ રૂપાળી નર્સોના સ્વચ્છ સુગંધી હાથ પસાર થતા હતા. મરવાની અણી પર સૂતેલાં રોગીઓને ઉપાડી ઝોળીઓ આવતી ને જતી હતી. ચીસો ઊઠતી હતી.

રોગી સ્વજનોનાં બિછાનાં પાસે ઊભાં કે બેઠાં આપ્તજનો આંસુડાં પાડતાં હતાં. સુવાવડીઓના વેદના-સ્વરો, અકળ બિમારીમાં પિડાતાં બાળકોના આર્તસ્વરો, અને કેન્સર જેવાં અસાધ્ય દર્દોની વેદનામાં 'મારી નાખો ! ઝટ મને મારી નાખો ડાકટર !' એવો છુટકારો પોકારતાં બિમારોના હાહાકારોઃ—

તેની વચ્ચે દાક્તરો ને નર્સોના પ્રસન્ન ચહેરા ચાલ્યા જાય છે : સ્વસ્થતાપૂર્ણ પગલાં મંડાયે જાય છે : બગડેલા હાથો ધોવાય છે : નાક મચકોડાતાં નથી ; મોં સુગાતાં નથી : ચીડ ચઢતી નથી : બદબો અકળાવતી નથી : અને મરતાંને પણ આશ્વાસનો અપાય છે કે 'મટી જશે હો કાકા ! હવે તો દર્દ નાબુદ થઈ જવા આવ્યું છે. ગભરાઓ ના હો કાકા !'

ડોસો સોમેશ્વર જરાક ફિલસુફ ખરોને ? એટલે એણે આ દેહના રોગવાળી વાત માનસિક રોગોને તત્કાળ લાગુ પાડી દીધી. પગથિયાં ચઢી રહ્યો તેટલી વારમાં તો એને કોણ જાણે કેવું ય અભિમાન ચડી ગયું કે એની વળેલી કમ્મર ટટ્ટાર થઇ. ને રોજ પોતાની રમૂજ કરનારી નર્સોને એણે આજ સુધી બહુ મન મોં નહોતું દીધું તેના બદલે આજે એ હાથ જોડી પગે લાગ્યો : ને કહ્યું, 'હદ કરો છો માતાઓ ! તમે પણ અવતાર ધન્ય કરો છો. સડેલાંને સુધારો છો, મૂવેલાંને જિવાડો છો. અને અમે-અમે તો જરાક વહેમ પડયો, કાંઇક-કાંઇક- થયું કે ભાગી છૂટીએ.'

'The old man seems to have gone crazy, No Lizzy!' એક ખ્રિસ્તી નર્સ, બીજાને કહેવા લાગી. (આ બુઢ્ઢાનું આજે ચક્કર ભમી ગયું છે, નહિ લીઝી ?)

'નહિ, No crazy. bravo to you all !' પોતાના ગામમાં પંદર વર્ષ પૂર્વે અંગ્રેજી પહેલી ચોપડી એ ભણાવતા ડોસાએ તેનું કાળ

કટાયેલું અંગ્રેજી માંડ માંડ પોતાની મદદે આણીને કહ્યું, અને ધન્ય-વાદ દર્શાવવા બે હાથના પંજા એ નર્સોના ખભા સુધી લઈ જઈ અડકયા વગર પાછા ખેંચી લીધા.

'થેન્ક યુ દાદા ! ઓ થાઉઝન્ડ થેન્કસ !' કહેતી એક નર્સે તો ડોસાના ખભા પર પોતાનો હાથ થાબડી નાખ્યો ને ડોસા 'નહિ નહિ, હાં હાં.' કહેતા દૂર થઈ શકે તે પૂર્વે તો એક બીજી એન્ગ્લોઇન્ડિયન નર્સ ડોસાને 'લેટ મી કીસ યુ ઓલ્ડ મેન !' કહેતી પાછળ દોડી,–એ વિપત્તિમાંથી આ વૃદ્ધ વિધુર બ્રાહ્મણે પોતાના દેહને મહામહેનતે બચાવી લીધો.

પણ પોતે દેવુના ઓરડા પાસે ગયો કે તરત ખસિયાણો પડયો. દ્વારમાં જ ઊભી ઊભી કંચન આ તમાશો જોઈ ચૂકી હતી. એણે મોં ફેરવી લીધું હતું. પણ પથારીમાં પડેલો દેવુ એ મો પરની દીપ્તિને દેખી ક્ષીણ સ્વરે પૂછતો હતો કે 'દાંત કેમ કાઢો છો બા !'

'તોબા બાપ ! તોબા આ વાંદરીઓથી તો !' બોલતા બોલતા દાદા દેવુના ખંડમાં આવી પહોંચ્યા; અને પોતાની ખસિયાણી હાલતનો બચાવ કંચન પાસે કરવા માટે એની જીભ થોડાં ફાંફાં મારવા લાગી : 'છે કાંઇ સુગ એને ! સૂગાય તો કાંઇ માણસોને જિવાડાય છે બાપુ ! ધન્ય છે એની સહનશીલતાને ! રંગ છે એના મનની મોકળાશને. ફૂલફટાકીઆ જેવી, પણ કેવા નરકમાં પોતાની જાતને રગદોળે છે !'

પછી તો દાણો દાબી જોવાની શરૂઆત માંડી : 'દેવુ ! તારી બા સુકાઇ બહુ ગયાં છે. મને કાંઇ આવું ગમતું નથી બાપુ ! જુવાન-જોધ માણસે સમાયેં ખાવું પીવું જોઇએ. ને આવી શહેરી હવામાંથી વરસે બે વરસે પણ દેશની હવા ખાવી જોઇએ. આવું શરીર કરી નાખીને આંહીં પડયાં રહે એનો ઠપકો તો પાંચ માણસ મને જ આપે

ને ! એને કોઇ નહિ કહે, કહેશે તો સૌ મને ને, કે તું ઘરડો આખો ઊઠીને પોતાના ઘરના માણસનું શરીર ન સાચવી શક્યો ! તુંને શંભુએ ઘડપણ દીધું છે શા સારુ, પડયા પડયા વહુવારુના હાથની ફૂળફૂળતી રસોઇ જ ખાઈ બગાડવા સારુ ! તું ઘરડો આખો શું આંધળો હતો, કે દીકરાની વહુના શરીરની સુકવણી થતી'તી તોય જોઇ ન શકયો !'

દાદાના આ શબ્દોની જે રંઘોળી કંચનના ગાલ પર અને આંખોમાં પુરાયે જતી હતી તે દેવુ પડયો પડયો નીરખતો રહ્યો. ને દાદા પોતાની પુત્રવધૂના મનોભાવોનું પ્રતિબિમ્બ, દેવુની પથારીની પાંગતે બેઠા બેઠા, દેવુની આંખોમાંથી જ ઉકેલતા હતા.

દેવુની આંખો કહેતી હતી, કે નવી બા કોણ જાણે શાથી પણ ચમકી ઊઠેલ છે.

ડોસાની આંખો પણ કંચનના દેહ પર દોડી દોડી ચોમેર તપાસ ચલાવ્યે જતી હતી, ખૂણે ખાંચરે પણ પ્રવેશીને પાકી ચોકસી કરતી હતી, કંચનની સાડીનું ઝીણું પોત જેટલું જોવા દઇ શકે તેટલું જોઇ લેવામાં ડોસાનું દુન્યવી ડહાપણ લગીરે શરમ લેખતું નહોતું. આંખો એ શરીર પર એક જ સંદેશો વાંચી આવી કે કંચન કશીક ધાસ્તી સેવે છે.

'કહે તારી બાને દેવુ,' ડોસા પોરસવંતા સાદે પડકારી ઊઠયા, 'કે કાંઇ ડર ન રાખે. કોઇના બાપની ઓશિયાળ નથી. આપણે તો આપણા ગામમાં ખાસું મજાનું ખડકીબંધ ખોરડું છે. ને હું ત્યાં તુળસીનું આખું વન ખડું કરી દઇશ. બસ, પછી એ તુળસી માતાની મંજરીઓમાં ગળાઇને મળનારી હવા-શી વાત કરવી એ હવાની બેટા ! મડાં પણ બેઠાં થાય. કોઇ તમને ટુંકારો ન કરી શકે. તુળસી માની રક્ષા હજો તમને, ને શરીર નરવું કરીને પછી તમે તમારે ઠીક પડે ત્યાં રહેજોને !'

કંચનના મુખ ઉપર આ વૃદ્ધને વેણે વેણે કોઇ અકળ કાળી છાયા ઘેળાતી હતી. એ હા કે ના કશું કહી શકતી નહોતી. એણે ફક્ત દેવુના મોં સામે જ ટગર ટગર નિહાળ્યા કર્યું. દેવુ એને પૂછતો હતો તેનો જવાબ એ આપતી નહોતી. એના મોં પર બાધામંડળ છવાઇ ગયું. તે દિવસ તો એ જવાબ આપ્યા વગર જ ચાલી ગઇ.

ત્રણ ચાર દિવસો ગયા, ડોસા રોજેરોજ એની એ વાત મૂકે, નિયમિત હાજરી આપતી કંચન એ સાંભળીને મૂંઝવણભર્યાં મોંએ બેસી રહે. ન હા કહે, કે ન ના કહે.

પાંચમે દિવસે કંચન ફક્ત એટલું જ બોલી. 'એમની રજા લીધી છે ?'

'કોની વીરસુતની ?' ડોસા હસી પડયા : 'એમાં એની રજા શા માટે ? મારે ઘેર–તમારે પોતાને ઘેર–તમને લઇ જવાં એમાં એની રજા ! ના. ના. હું એવો પડી પેપડીનો ખાતલ બાપ નથી. હું કંઇ એની કમાણી ઉપર નીભતો નથી. ઘણું જીવો મારી સરકાર ! તે મને પદર રૂપિયાનુ પેન્શન પૂરે છે. મારા ઘરનો હું મુખત્યાર, એના ઘરનો એ ભલે માલિક રહેતો. પૂછયું છે મારા ગામમાં કોઇ બે પગે હાલતલ માણસને, કે માસ્તર કેવા ગવિષ્ઠ માણસ છે ? પૂછો તો ખરાં, તમારો સસરો પોતાના ગામમાં કેવો માનતંગી ગણાય છે ! અરે આપણે સ્ટેશને ઊતરશું ને, કે તરત જ તમને જણાઇ આવશે, હું મજૂરને એક આના વગર ઘા ન કરું ! હું બીજા બ્રાહ્મણોની પેઠે મફત ન ઉપડાવું હો વહુ ! હું દાગીને દાગીને ફદિયુ ચૂકવવાની પણ ઘડ ન કરું. હું પેટમાં ભલે કોરું ખાઉં, પણ સ્ટેશનના મજૂરને તો ઘડ દઇને દાગીને આનો ફગવી દઉં ! જોજોને તમે, સ્ટેશને સોમેશ્વરદાદાનો સામાન ઉપાડવા પચીસ બાઇ-ઓની પડાપડી થાય છે કે નહિ ?'

કંચનને સસરાની આ બાલકવત્ બડાઈખોરી બહુ જ ગમી ગઈ. ડોસો એને વધુ ને વધુ વહાલો થયો. પોતે પણ એવી જ ગમાર હતી તેથી? કે પોતે એક માતા બનવા સરજાયેલી સ્ત્રી હતી તેથી? પોતાના દેહમાં એવું શું સળવળતું કે જેના કારણે આ વૃદ્ધના બબડાટો એને પ્રિય લાગ્યા?

ડોસાએ ફક્ત એટલું જ જોયું કે કંચનનો દેહ જેમ સસલું કમ્પે તેમ સાડીની અંદર કમ્પતો હતો.

'હું તો કહું છું કે થઈ જાઓ તૈયાર!' ડોસાએ તડાકા ચાલુ રાખ્યા; 'દેવુને આંહીંથી રજા મળે કે પરબારા આપણે પહોંચીએ સ્ટેશને. હું તો કહું છું કે એક વાર તમારા આ અડીખમ સસરાનો કેવો છાકો પડે છે તે તો જોઈજાઓ! મારે કાંઈ દીકરાની સાડીબાર નથી, મને ઓરતો તો એટલો જ છે કે દીકરાની વહુવારૂઓ મારી જાહોજલાલી અને મારી જમાવટ જોઈને આંખો ઠારતી નથી.'



# પ્રકરણ છત્રીસમું

## કંચનને હમેલ !

કંચન તે દિવસે પણ ચાલી ગઈ. અને સાંજે જ્યારે ડોસા ઘેર જમવા ગયા, ત્યારે તેણે એક પોલીસ ઓફિસર જેવા દેખાતા માણસને ઘરની બહાર નીકળતો જોયો.

'આ તમારા પિતા કે ?' બહાર નીકળતે નીકળતે એણે વીરસુતને પૂછ્યું.

'હા.'

'એમને પણ ચેતાવી રાખજો.'

'વારુ.'

વીરસુત એને વળાવી પાછો ફર્યો ત્યારે ડોસાએ હાથપગ ધોઈ કરીને પાછલી પરશાળની બેઠકમાં બેઠે બેઠે પુત્રને વાત કરી.

'તેં સાંભળ્યું ને ભાઈ, વહુ હમણાં હમણાં દવાખાને રોજ બે વાર આવે છે.'

'હા !'

'શરીર બહુ નખાઈ ગયું છે.'

'હશે !'

'મેં કહ્યું કે હવાફેર કરવા દેશમાં હાલો, તો કહે કે વીરસુતની રજા જોઈએ.'

'તમારે શા માટે એ વાતમાં ઊતરવું જ જોઈએ ?'

'ના—એમ કાંઈ નહિ—મારે તો કાંઇ નથી—પણ—નરમ ઘેંસ જેવી થઇ ગઈ છે હો ભાઈ ! ને તારો જનમારો આમ એકલ પડે ક્યાં સુધી કપાશે ?'

'બાપુજી, એની વાત પર ચોકડી મારો.'

'એકડો મૂકી શકાય એવી મને આશા છે ભાઇ !'

'વધુ વાત નથી કરવી. આંહીં હમણાં જ પોલીસ અમલદાર આવેલો. તેણે શું કહ્યું ખબર છે ?'

'શું ?'

'ભયાનક ! બાપુજી, છેટે રહેજો એ સ્ત્રીથી, નીકર ફસાઇ પડશો.' વીરસુતે પોતાના બે હાથનો ખોબો વાળી મોં પર ઢાંકી દીધો.

'પણ શું છે એવડું બધું.

'એને આધાન છે ચાર મહિનાનું. ને એ પડાવવા મથે છે.'

વૃદ્ધનું મસ્તક, ગરદન પર કોઈકે ઝાટકો લગાવ્યો હોય તેમ, છાતીએ ઢળ્યું.

એકાએક આંખો પરથી હાથ ઉઠાવી લઇને વીરસુતે ઊંચે જોયું. એના મોં પર કુટિલ ઉલ્લાસ હતો. એ ઊભો થઇ ગયો. એણે ખીંતી પરથી કોટ ઉતારી પહેરવા માંડયો.

'ક્યાં જવું છે ભાઇ ?' પિતાએ ચિંતાભેર પૂછ્યું.

'વકીલ પાસે. હવે મોકો આવી ગયો બાપુજી ! મારા છુટકારાની ઘડી આવી પહોંચી. હું એની સાથેના લગ્નબંધનથી હવે કાયદાની મદદ લઈ છૂટો થઈ શકીશ. છુટાછેડાનો કાયદો જે એક જ વાત માગે છે તે મને મળી ગઈ.'

'ઊભો રહે, જરા થોભ. થોડી વાર હેઠો બેસ ભાઇ!'

'શું છે, કહો.'

'આપણે વિચાર કરીએ.'

'વિચાર તો હું એક વર્ષથી કરતો હતો.'

'એક બે દિવસ વધુ વિચાર કરીએ. આનાં પરિણામ વિચારીએ. આમાં કોની જાંઘ ઉઘાડી થાય છે, આપણી પોતાની કે બીજા કોઇની, તે વિચારીએ.'

'સડેલી જાંઘ હરકોઈની હોય, આપણી પોતાની હોય તો પણ ઉઘાડી કર્યે જ આપણું શ્રેય છે.'

'તારી ભૂલ છે ભાઈ ! સડેલી જાંઘના ભવાડા ને દેખાડા ન કરાય. એના ઉપચાર એકાંતે અને ગુપ્તપણે જ શોભે.'

'હું આવાં લગ્નોની આખી સંસ્થા પર જ આક્રમણ કરવા માગું છું, બાપુજી ! હું મારી જાતને જ દૃષ્ટાંત બનાવીને સૌને ચેતવનાર છું. આ સ્વયંવરની માછલાંજાળ, આ મિત્રધર્મની હરામખોરી, આ મુક્ત જીવનની દાંભિકતા, એ તમામને હું ઉઘાડાં પાડીશ.'

'રહેવા દે ભાઇ, રહેવા દે, એ વીરતા અહીં ઘરની અંદર જ સારી છે. દુનિયા વચાળે જઇને જેવો તું ઊભો રહીશ ને, તેવાં જ

તારાં શૌર્ય હેઠાં બેસી જશે. ને મને તું મારી રીતે કામ લેવા દે, તારા જ્યેષ્ટારામ મામાને પણ પૂછી જોવા દે. એ ડાહ્યું માણસ છે; એ માર્ગ દેખાડશે. બાકી બાંધી મૂઠી ઉઘાડી પડી ગઈ, પછી દુનિયા તો ફરી પાછી તારી છાતી માથે જ ચડી બેસશે ભાઇ ! એક વર્ષ પૂર્વેનો અનુભવ યાદ કર. આપણે જ્યેષ્ટારામને પૂછીને પાણી પીએ.'

પાછલી પરશાળના જમણા પાર્ટીશન પાછળથી એક અવાજ આવ્યો. 'ગમ ખાવાની ટેવ નહિ ના ! હે-હે-હે-હે-બધી વાતમાં તડ ને ફડ કરવાની જ ટેવ હે-હે-હે-હે.'

આ હાસ્યભર્યો સ્વર અંધા દવે જ્યેષ્ટારામ મામાનો હતો.

'એ જો બોલ્યો તારો મામો. સાંભળી ગયો લાગે છે. બોલાવું ? અલ્યા જાની, જરા આંહીં આવ તો.'

જ્યેષ્ટારામે હળવે પગલે, કશી જ ઉતાવળ વગર ખોટેખોટો હાથ દીવાલે મૂકતે મૂકતે, ને એક બે લથડિયાં ખાતે ખાતે, આવી પહોંચીને નીચે બેસી જઇ, અંધાપાનો વેશ કરતી આંખોના મચકારા મારીને પરભારી એક વાર્તાની જ શરૂઆત કરી દીધી—

'અમારા ગામમાં જુગલકિશોરની દીકરા-વહુને, દીકરો પાંચ વર્ષથી આફ્રિકા ગયેલો તેની ગેરહાજરીમાં, આ જ રીતે પગલાં આઘાંપાછાં પઢી ગયેલાં. પછી મને તેડાવેલો. આવી બાબતમાં આંધળા માણસનું ધ્યાન વિશેષ પોંચે. મને તેડાવ્યો ફાગણ શુદ પાંચમની રાતે, મારે જે સલાહ દેવી'તી તે દઈને હું ઘેરે આવ્યો, ને વળતા દિ'ને પરોડિયે તો ભાઈ વીરસુત, તારી મામીને બાયડીઓ તેડવા આવી કે હાલો આભડવા, જુગલકિશોરના દીકરાની વહુ પાછી થઈ ! મેં ઉચ્ચાર્યું કે 'શિવ ! શિવ ! કેવી અવગતિ ! બાપડીને પૂતમે તો ધણી પાસે આફ્રિકા મોકલવી હતી. પોટુગરાપ પણ લેવરાવી લીધો'તો, ને પાસપોટ

પણ કઢાવી વાળ્યો'તો.' આમ બોલીને હું પણ જુગલકિશોરને ઘેર જઈ પોકેપોક રડયો'તો. બાઇ બાપડી મારે ય નજીકની ભત્રિજી થતી'તી! શું કરીએ ભાઇ! માનવ-દેહ તો રામચંદ્રજીના કાળમાં ય ક્ષણભંગુર હતો ને! જુગલકિશોરને પકડારીને મેં ઊભો કર્યો'તો તે દા'ડે, કે દીકરા જેવી વહુનું જીવતર જેવું વીજળું હતું તેવું જ હવે તું બાપ ઊઠીને તેનું મૃત્યુ ઉજાળ મૂરખા! ખબરદાર, જો વહુની ચેહ પર છાણું પણ લગાડયું છે તો. ઘીએ ને સુખડે બાળવાં છે. અને પુણ્ય કરવામાં પાછું ન જોતો હો જુગલા જાની! આ એમ કહી બે ડબ્બા બાઈની ચિતા પર બળાવ્યા મેં, ને બે ડબ્બા પોલીસ-થાણે પોંચાડયા. તેરમાને દા'ડે તો આફ્રિકે બેઠેલ દીકરાનું મોં સરખું ય જોયા વગર પચીસ ઘરનાં શ્રીફળ આવી ઊભાં. આમ, ભાઈને કહું કે રસ્તા તો અનેક છે, સમતાનાં ફળ મીઠાં છે, મૂળ વાત તો આપણા ઘરના માણસને હાથ કરી લેવાની છે. તે પછી આપણા ઘરને ખૂણે આપણે શું કરવું ને શું ન કરવું તે તો આપણા હાથની વાત છે ને! રસ્તા તો અનેક છે—એક જ રાતમાં ય માર્ગ નીકળે, ને પંદર વીસ દા'ડાની મુદત પણ નાખી શકાય.'

આટલું વકતવ્ય, બજારની વસ્તુના ભાવતાલની વાત કરતા વેપારીની ઠાવકાઇથી, એકસામટું પૂરું કરીને જ્યારે જયેષ્ટારામ મોંના દાંત ભીડીને હસતો હસતો ઊંચે જોઈ રહ્યો, ત્યારે એનાં ગલોફાંમાં દેખાતા રહ્યાસહ્યા સાત દાંત ભોંયરામાં લપાયેલા ડાકુઓ જેવા ભીષણ ભાસ્યા.

'ઠીક જાની! બહુ થયું! જા ભા જા!' વીરસુતના પિતાએ મૂંગો ઠપકો દઇને સાળાને વળાવ્યો.

'ના રે ના, કાંઇ ફિકર નહિ, એમાં કયાં હું દૂબળો પડી જાઉં છું બાપા! ને વળી મેં એક નીંદર તો કરી પણ લીધી છે. જરૂર

પડે તો બોલાવજો. હું તો નાખોરાં ઘરડતો હોઉં ત્યારેય સાદ સાંભળી શકું છું. બિલાડીનાં પગલાંય મને ભરનીંદરમાં સંભળાય છે. ને કશી ફિકર નહિ. માણસને માણસનું કામ ન પડે ત્યારે કોનું, ઢોરનું પડે? સાદ કરજો તમતમારે. મારી ઊંઘની ચંત્યા કરશો નહિ. કહી રાખું છું.'

'ચાલ ભાઈ ચાલ, તને ઠેકાણે પહોંચાડી જાઉં, નીકર ક્યાંય અથડાઈ પડીશ.'

એમ કહીને સોમેશ્વર સાથે ગયા. પોતાને સ્થાને પહોંચીને અંધાએ બનેવીને કહ્યું :

'નરાતાર જૂઠ હો દવેજી ! અક્ષરે અક્ષર ગોઠવી કાઢેલો. પણ ભાણાને તો મધ જેવું લાગ્યું હશે ને !'

'જા જા રાક્ષસ ! ભણેલા ગણેલા એ તારા ભાણેજમાંથી મનુષ્યત્વ જ નીકળી ગયેલું કલ્પછ ?'

'કલ્પતો નથી. એ ભણેલો છે એટલે જાતે હત્યા કરી કે બીજા પાસે કારસ્તાન કરાવી શકતો નથી. પણ એના અંતરમાં તો ખૂન જ વરસતું હશે દવેજી ! પૂછો જઈને કરો ખાતરી.'

'પછી ?'

'ફક્ત કોરટે જતો અટકાવો, આપણે વહુને લઈને વતનમાં પહોંચીએ, પછી જોયું જાશે.'

'તારી મતલબ શી છે?

'પુત્રવધૂને પાછી સ્વસ્થાને સ્થપાયેલી જોવાની.'

'પણ આ એનું પાપ ?'

'આ કાંઈ પૃથ્વી ઉપર પહેલું જ પાપ થોડું છે જાનીજી? મનુ-મહારાજે સમાજરચના બાંધી તે પછીનું તો આ એક કરોડ ને એકમું પાપ હશે. એમાં ય પાછાં ઘણાંખરાં તો બામણવાડા ખાતે જ જમે સમજવાં. વધુ પાપમાંથી બચીએ છીએ તે તો અકસ્માત છે, સંજો-ગોના અભાવનું પરિણામ છે; સંજોગો મળે તો તો તારો વીરસુત પણ વિચારવા રોકાય તેમ નથી.'

'શું કહે છે જૂઠાડા?'

'ઠીક કહું છું દવેજી! મારી આંખોનો ઉજાસ કુદરતને હવાલે કરીને મેં ખોટનો વેપાર નથી કર્યો. શંભુએ મને અન્ય પ્રકારે જરૂર કરતાં વિશેષ ઉજાસ દીધો છે. હું જાણું છું, કે તારી ભદ્રામાં જો જરીકે કચાશ આવી જશે તે દિવસે વીરસુત શું કરી બેસશે.'

'શું કહે છે?'

'ચમકવું શીદ પડે છે? મે કાંઈ દુનિયાને પૂરી જોયા તપાસ્યા વગર આંખો મીંચી હશે! મેં ન કહ્યું તે દા'ડે, કે આ કંચન વેશ્યાના ગોખે નથી પહોંચી એ જ એની બલિહારી છે! એને હમેલ રહી ગયા એ તો મારા બાપલા! એક કુદરતના ઘરનો અકસ્માત છે. બાકી તો તું ને હું પણ કાંઈ ઓછા ઊતરીએ તેવા નથી!'

'અધમ નહિ તો!'

'અધમપણાની તો હું વાત જ કરું છું ને!'

'મુદ્દાની વાત કરને ઝટ ભાઈ! શું કરવું? તું શું ત્યારે એમ પૂછે છે કે વહુને હજુય બચાવવી?'

'જો એ ફરીને સાચેસાચ વહુ બનતી હોય તો.'

'ને વીરસુતનો વિફરાટ ન શમે તો ?'

'એટલે એ શું કરે ?'

'અદાલતે ચડે.'

'તો આપણે સાહેદી દઈએ.'

'કે ?'

'કે આ બાળક બીજા કોઈનું નહિ પણ અમારા વીરસુતનું જ રહ્યું છે.'

'જૂઠી સાહેદી ?'

'જગતમાં કશું જ સત્ય છે ખરું ? આપણે તો વીરસુતને આટલો ડારો જ દેવાનો છે ને ?'

'હું પૂછું છું, હેં જાની ! તને કંચન વહુની આટલી દયા કેમ આવે છે ?'

'દયા મને કદી આવે એમ તમે મારાં કામો ઉપરથી કલ્પી શકો છો દવેજી ?'

'નહિ.'

'તો હાંઉં ! આ તો બધા બાપા ! દિલને બહલાવવાના ખેલ છે. બાકી તો તમને ખબર નહિ હોય દવેજી, પણ એક વાત કરું, પેટમાં રાખજો એમ કહેવાનું કાંઈ કારણ નથી, કેમ કે ઘણા જાણે છે. વીરસુતની મામીને હું પરણી આવ્યોને, તે દા'ડે એનેય બાપડીને ત્રણ મહિના ચડેલા હતા. મારા બાપે જ મને કહેલું કે મૂંગો મૂંગો પરણી આવને ભાઈ ! બામણની દીકરીનો આત્મા આશિષ દેશે તો ઘરનાં

ળશી લીલાં રહેશે. આ એમ છે બધી બાબસ્તા. મને કે એને
ાણે કોઈએ માર્યાં ઝૂડયાં ? વગોવ્યાં ? ગાળભેળ દીધી ? નાતમાંથી
ારવ્યાં ? ચોળીને ચીકણું તો આપણે જ કરીએ ને પછી કહીએ
અધધધધ...........!'

'ઠીક ! મૂંગો મરી રે'જે હવે ભાઇ ! ને વીરસુત ન માને તો
મારી ભેરે રે'વા તૈયાર બેસજે.'

'બીજી કઇ તૈયારી મારે કરવી છે ? આંહીં થૂકું છું તેને બદલે
હવે વળી તું લઈ જઇશ તે જગ્યાને થૂકી બગાડીશ. મારે થોડું
ઉપાડવું છે ! મને કયાં મૂતરાળાં ગોદડામાં નીંદર નથી આવતી !
તૈયાર છું.'

# પ્રકરણ સાડત્રીસમું

## અસત્ય એ જ સત્ય

દેવુને દવાખાનું છોડવાના પ્રભાત પૂર્વેની સાંજ આવી પહોંચી. તે દરમ્યાન એ અને કંચનબા બેઉ દોસ્તો જેવાં બની ગયાં હતાં. કંચન પોતાની નોકરી છોડી દઇને દવાખાને જ પડી પાથરી રહેતી હતી. પગથિયે પગ મૂકતાં જ એનાં ટાંટિય ધ્રૂજતા, છતાં તે ત્યાં ને ત્યાં જ આવ્યા કરતી. કારણ કે એને જવાનું કોઇ ઠેકાણું નહોતું. ઉપરાંત એને એમ જ લાગ્યા કરતું કે અમુક ચોકસ ચહેરાનો માણસ એ જ્યાં જાય ત્યાં એની પાછળ ને પાછળ ભમી રહ્યો છે.

સ્નેહીઓનાં ને શુભચિંતકોનાં ઘરોને ઊંબરે એનુ જવું અણપવડતું બની ગયું હતું તેનું પણ એક કારણ તો આ જ હતું. જે ઘરમાં એ પેસતી એની સામેના કોઈ ઓટલા પર, કોઇક ઝાડની છાંયડી નીચે, અથવા સામી સડક પર એનો એ આદમી આંટા દેતો.

જે સ્નેહી કુટુંબો કંચનની શરીરસ્થિતિથી અજાણ હતાં, તેમને કંચનની પાછળ કોઇ મવાલીઓ ભમતા લાગ્યા, પણ તેમણે એ માનેલા મવાલીને ઠેકાણે લાવવાની હિંમત બતાવવાને બદલે કંચનનો જ સત્કાર ઓછો કરી નાખ્યો. 'આવો !' એટલો બોલ બોલાતો બંધ પડયો એ તો ઠીક પણ 'તમે છો જાણે નવરાં ! એટલે

અમે યે શું હાથપગ જોડીને બેઠા રહીએ !' એટલી હદ સુધીનો જાકાર સાંભળ્યો.

જેને પોતે ગાઢ સ્નેહીસંબંધી સમજતી તેવા એક દિલખુશભાઈના કુટુંબમાં જઈને કંચને ધ્રૂસકાં મેલી રડતે રડતે પોતાની સ્થિતિ પ્રગટ કરી.

આ ઘરનાં સ્ત્રી પુરુષ બેઉ શહેરના અનાથ–આશ્રમ સાથે સંબંધ ધરાવતાં હતાં અને તેના સમારંભોમાં આવાં ભાષણો પણ કરતાં હતાં કે 'માતાએ ગુહનો કીધો હોય, પિતાએ ગુહનો કીધો હોય, પણ નિર્દોષ જે બાળક ગર્ભમાં આવી બેઠું હોય તેનો શો અપરાધ ! એવાં બાળકોની ગર્ભધારિણીઓએ તો છાતી કાઢીને પ્રકટ થઈ જવું જોઈએ. એવી સગર્ભાઓને કલંકિત કહી કહી બાળહત્યાને માર્ગે ધકેલવાને બદલે આશ્રય આપી પ્રસવ કરાવવો જોઈએ.' વગેરે વગેરે.

'હું પ્રકટ થઈ જવા માગું તો ?' કંચને એ વરવહુનાં ઊતરી ગયેલાં મોં સામે દયામણી આંખે તાકીને પૂછ્યું :

'તે તો તમે જાણો બા ! અમે કશી યે સલાહ ન દઈએ !' ઘરધણીએ બેઉ હાથને બની શકયા તેટલા પહોળાવીને કહી દીધું.

'હું બીજું કંઈ નથી માગતી.' કંચને ગદ્ગદિત કંઠે કહ્યું, 'મને આ પોલીસના છૂપા પહેરામાંથી બચાવો.'

'અમે શી રીતે બચાવીએ !' સ્ત્રી પણ અકળાઈને બોલી ઊઠી : 'અમને જ તરત છાંટા ઊડે કે બીજું કંઈ !'

'હું જરા બહાર જઈ આવું.' કહીને દિલખુશભાઈ પોબાર ગણી ગયા. અને સ્ત્રી નાવા ગઈ ત્યાંથી કલાકે પણ પાછી નીકળી નહિ.

કંચને એ ઘર છોડયું ત્યારે પાછાં પતિપત્ની મળીને પોતાનું વ્યાવહારિક જ્ઞાન મીંડવવા લાગ્યાં : એ વાતો કંચને બહાર બારી પાસે ઊભીને સાંભળી. પતિએ કહ્યું :

'આપણને કંઇ બીજો વાંધો નથી, આપણે કંઇ એને પાપિણી કહેતાં નથી, પણ આપણી સાથેનો જૂનો સંબંધ રહ્યો, એટલે તો આપણે જ ઝપટાઈ જઇએ ને !'

પત્ની બોલી: 'અરે, તમે લગાર વધારે રસ લેવા લાગો એટલે સૌ કોઈ એમ જ માની લેશે કે તમે જ જવાબદાર હશો !'

'બીજા તો ઠીક પણ તું પોતે ય વહેમાઈ પડે ને ક્યાંક ! મને કંઈ બીજાનો ડર નથી.'

'અચ્છું ! આપણે સ્નેહીસંબંધીઓના પ્રશ્નોથી છેટા જ રહેવું સારૂં. સેવા કરવી તો અજાણ્યાંની જ કરવી.'

'એ તો મેં પહેલેથી જ એ ધોરણ રાખેલ છે. જે આવે તેને કહી દઉં છું કે હું કશું ના જાણું. તમને સૂઝે તેમ કરો. આ રહ્યો અનાથાશ્રમનો રસ્તો. બીજી કશી લપછપ નહિ. ધરમ કરતાં ધાડ થાય બા !'

વાત પૂરી થઇ એટલે કંચને પોતાના દેહને ધકેલી ધકેલી રસ્તે ચાલતો કર્યો.

ધરમ કરતાં ધાડ થાય માટે ધરમ કરવો તો આવડતભેર કરવો, એવા સ્નેહીજનોના સિદ્ધાંતની નક્કર ભૂમિને આશરેથી પાછી વળેલી કંચન દેવુની પાસે જતી, અને દાદા તથા ભદ્રા બેઉ જ્યારે સાંજે ઘેર ચાલ્યા ગયાં હોય ત્યારે દેવુના બિછાનાને પાછલે ખૂણે બેસીને પોતાની થેલીમાંથી છાનીમાની કંઇક ખાતી. એ વખતનો એનો

દેખાવ કોઇ નીંભર, આત્મવિસ્મૃત, જડ ખાઉધરીનો બની જતો. જાણે કોઇ દુકાળિયું!

પોતાની પાછળના ખૂણામાંથી દેવુને કોઇ વાર જમરૂખની ગંધ આવતી તો કોઇ વાર મૂળાની. કોઇ કોઇ વાર ભજિયાં પણ ફોરતાં. ખાતી કંચનના મોંના ભયાનક બચકારા સંભળાતા.

દેવુને નવી બાના આ વિલક્ષણ સ્વાદોનું કુદરતી રહસ્ય સમજવાને વાર હતી. દાદા કે ભદ્રાબા આવે ત્યારે દેવુ છાનોમાનો કહી દેતો કે 'કંચન બા બહુ ભૂખ્યાં થતાં લાગે છે.'

ડોસાનું મગજ જયેષ્ટારામની સલાહ અને કંચન પ્રત્યેના તિરસ્કારની વચ્ચે ડામાડોળ હતું. એમાં જ્યારે એણે દેવુ પાસેથી આ સમાચાર જાણ્યા ત્યારે એને કાળ પણ ચડી ગયો. આટલી બધી નિર્લજ્જ ! આંહીં બેઠી બેઠી આવી ચીજો ચાવે છે ! પોતાના આચરણની એને લજ્જા કે સંતાપ પણ નહિ હોય?

પણ એક દિવસ ડોસા કવેળાએ આવી ચડયા. કંચન ખૂણામાં પીઠ વાળીને બેઠી બેઠી કશુંક બુચકાવતી હતી, ડોસા સ્તબ્ધ બનીને નિહાળી રહ્યા. એણે જગતની સકળ કરુણતાઓની અવધિ દીઠી. ગર્ભ-ધારિણી યુવતી જાણે કોઈ ચોર, બદમાશ, ડાકણ હોય તેમ ચકળવકળ જોતી જોતી, ફડકો ને ફળ ખાતી ખાતી શું ચાવતી હતી? ગાજર અને મોધરી.

એકાએક એણે ડોસાનો શ્વાસ સાંભળ્યો. ઝબકીને પાછળ ફરી. ડોસાએ સન્મુખ નિહાળી. કંચન સીધી સટ સામે જોતી બેસી રહી. એના ચહેરા પર જે શૂન્યતા હતી, જે જડતા ને નિષ્પ્રાણતા હતી, જે મરણિયો ભાવ હતો, તેણે જ ડોસાને પરાસ્ત કર્યો.

વૃદ્ધ સોમેશ્વરે તે દિવસ રાતે વીરસુતની ગેરહાજરીમાં ઘર આગળ ભદ્રા વહુને પોતાની નજીક બોલવીને બનાવટી હાસ્ય છોડતે છોડતે કહ્યું :

'તમે આટલાં ડાહ્યાં, આટલાં સુજાણ, પણ મને તો વાતે ય કરતાં નથી ના ?'

'અનસુ !' ભદ્રાએ લાજનો ઘૂમટો આડો રાખીને, દૂર રમતી, પૂરી બોલી પણ ન જાણતી અનસુના ઓઠાને આશરે સસરાને જવાબ વાળ્યો : 'પૂછ તો દાદાજીને, શેની વાત ?'

'વીરસુત કંચન વહુને આંહીં ક્યારેક ક્યારેક બોલાવે છે તેની ! બીજા શેની વળી ! તમે જ એઉનાં મનનો મેળ જોડો છો ને મને પાછાં છેતરો છો કે બેટા ? હે–હે–હે–હે.'

ભદ્રાને ખબર ન પડી કે સસરાના આ ઉદ્‌ગારો પાછળ શી મતલબ છે, શું તથ્ય છે, ઠપકો છે કે ધન્યવાદ છે !'

'ના, અહીં તો કોઇ દા'ડો કંચન આવ્યાં નથી.' એણે હેબતાઈને કહ્યું.

'નાદાન છો નાદાન, બેટા !' સસરા પોરસ ચડાવી રહ્યા : 'તમે તો ઊંઘણશી છો કુંભરકરણની બેન જેવાં ! ઠીક, મૂકો હવે એ વાત, ને મન સંકોડ્યા વગર મને વધામણી આપો બચ્ચા !'

'પણ શાની, વધામણી બાપુને પૂછને અનસુ !'

'વહુને મહિના ચડે છે, છુપાવો છો શીદને ! એમ મારાથી છુપાવ્યું છૂપશે કે ? મારી તો શકરા–બાજની આંખો છે બચ્ચા ! તમારે તો ધણીય દેરાણીને ગાજતે વાજતે ઘેર લાવી કરીને પછી મને કહેવાની ગણતરી હશે, પણ હું કાંઇ ઓછો ખેપાન છું ! હું તમારો બાપ : જેવી દીકરી હુત્તી એવો જ બાપ ખેપાન ! હે—હે—હે—હે—હવે

જુવો જાણે, મારા મનમાં જે છે તે તમને કહી દઉં છું. મારા હૈયામાં એક સજ્જડ વહેમ ગયો છે, કે કંચનની આગલી બે કસુવાવડો આંહીં થઇ ગઈ છે, આ ત્રીજીયે મારે બગડવા નથી દેવી. મને આ ઘરનો વહેમ છે. ગમે તેમ તો ય બે ય જણાં અણસમજુ કહેવાય. વીરસુતની ય વિદ્વતા તો પોથાંથોથાં પૂરતી, કેમ વર્તવું કેમ પાળવું એ એને રેઢિયાળને કાંઈ સૂઝે નહિ. માટે હું તો વહુને ઘરમાં પગ પણ મુકાવ્યા વગર કાલે બારોબાર આપણે ગામ લઇ જવાનો છું. છોકરાને મારા માથે ખિજાવું રિસાવું હોય તો છો ખિજાય, ખવરાવજો બે રોટલીઓ વધારે અહીં રહીને; કંચનનું તો મારે બાકીના પાંચ છ માસ શાસ્ત્રીય પદ્ધતિપૂર્વક જતન કરવું છે. જરૂર પડશે એટલે તમને તાર મૂકીશ. તે પૂર્વે તમારે આવવાનું નથી. મને ફક્ત એને માટે ઓસડીઆં તૈયાર કરાવવાનો ખરડો ઉતારી દો એટલે હું મારી જાણે બધું કર્યા કરીશ. બાકી તો કહી રાખું છું તમને ને વીરસુતને, કે આવેલી વહુને મારે ખોઇ નાખવી નથી. મારે હજુ દેવુને ને અનસુને વરાવવાં પરણાવવાં છે. મારે આપણી આબરૂ ઉપર થૂકનારી જ્ઞાતિની આંખો અમીથી આંજવી છે. ભલે ને બધા સ્ટેશનથી માંડી દવે–ખડકી સુધી ફાટી આંખે જોઈ રહેતા કે દીકરાની વહુને ક્ષેમકુશળ લઇને આવ્યો છે સોમેશ્વર ડોસો! ભલે સૌ આંખો ઠારતાં. દીકરાની વહુ મશાલમાનને ગઇ ને કિરસ્તાનને ગઇ વગેરે વગેરે ગપ્પાં ઉરાડનારાં આપણાં વાલેશરી બધાં ભલેને ખાતરી કરી લેતાં, કે મારી દીકરાવહુને તો તુલસીમાએ સમા હાથે દીધું છે. ને વઢે ફીટે તે મારી પુત્રવધૂ નહિ, કોઈક બીજાની.'

સસરાના વિચિત્ર લપસીંદરે ભદ્રાની તો જીભ જ તાળવે ચોંટાડી દીધી. ભદ્રાને સસરા પાસેથી પહેલી જ વાર આ સમાચાર લાધ્યા. એની અસર ભદ્રાના અંતર પર જુદા જુદા કૈંક પલટા લગાવી ગઈ.

પ્રથમ તો એના કપાળ પર કરચલીઓના લિસોટા પડયા. કંચનને ને વીરસુતને સુમેળ ? કોણે કરાવ્યો ? ક્યારે ? રાતમાં કંચનનો ઘરમાં પ્રવેશ ? હોય જ કેમ શકે ? હું કદી એવી કુંભકરણ—નિદ્રામાં ઘોંટી નથી ગઈ ! દેર તો એને મકાને નહિ ગયા હોય ? ગયા વિના આમ બને પણ કેમ ?

બનાવટ ? બનાવટ હોય તો સસરા જેવો સસરો કેમ સપડાય ! સસરા છેતરાયા હશે ? દેરે છેતર્યાં હશે ? દેરને એવી શી જરૂર ? પોતાની આબરૂ ઢાંકવાની ?

મારે કંઈ નૈ બૈ ! મંછા ભૂત ને શંખા ડાકણ ! મારે રાંડી મૂંડીને વળી આ બધી લપાલપ શી ? સસરો ઢાંકતા હોય, દેર પણ ઢાંકતા હોય, કંચન પોતે જ ઢાંકતી હોય, તો તારે રાંડને ઉઘેડીને શી કમાઈ કરવી છે મૂઇ ! ઉઘાડાં ઢાંકિયે, ઢાંકયાં તે કોઇનાં કાંઇ ઉઘેડાય મૂઇ ! ઉઘેડયાં કેનાં સુધર્યાં છે જો ! ઉઘેડયે શી બહાદુરી બળી છે બૈ !

ઘૂમટાની આડશે પટ પટ થતા ભદ્રાની આંખોના પાંપણ-પડદા જોતો ડોસો, પોતે જેમાં ચાલી રહેલ છે તે પાણી કેટલાંક ઊંડાં છે તેનું જાણે માપ લઇ રહ્યો હતો. મનમાં તો ફડક ફડક થતું હતું. પોતે વેશ ભજવતો હતો તેનું ભાન જો આ યુવાન વિધવાને સવળી રીતે થઇ જાય તો તો તરી જવાશે, પણ એ જો અવળી રીતે વિચારશે તો તો પછી ઘરના સુખ સંરક્ષણનો રહ્યો સહ્યો ખૂણો પણ જમીંદોસ્ત થશે તેની પોતાને ખબર હતી.

'એમાં ઉચાટ શા માંડી દીધા તમે, દીકરા !' ડોસાએ વાતને પછી બીજા પાટે ચડાવી : 'વીરસુત ધુંવાપુંવાં થશે તેનો ડર રાખો છો ? રાખ્યો રાખ્યો એવો ડર ! એ બેવકૂફ તો બધું પરવારી કરીને જ બેઠો હતો. એ તો તમે પાછું છાંદયું બૂર્યું. એને ક્યાં સંસારનું ભાન છે ? એ થોડો કબૂલ પણ કરવાનો કે જે બન્યું છે તે બન્યું

જ છે! વટમાં ને વટમાં મરડાઇ જશે મરડાઈ! તીન પાંચ કરે તો કહી દેજો એને, કે હવે ઢાંકણુ ઢાંકવાની તક જડી છે તો ઢાંકવા દે બાપ! હવે ઉઘાડવું રહેવા દે. અત્યારથી મારા દેવુના અને મારી અનસુના સસારમાં આગ લગાડ મા. ઢાંકયે લાભ છે તેટલો ઉઘેડયે નથી દીકરી ભદ્રા! સાચું કહેજે.'

કડી મળી ગઇ. સસરો ઢાંકવા જ મથી રહેલ છે. ડોસો પોરસના પૂરમાં તરી રહેલ છે!—

'ગામની બજારમાં ઘોડાગાડી કરીને વહુને લઈ જઇશ ત્યારે અદાવતીઆના ડોળા ખેંચાઇને બહાર નહિ નીકળી પડે! વાર ક્યાં છે ઝાઝી, કાલ સાંજે ભલેને આભના તારા જેટલી આંખો કાઢીને ગામ જોવે. મારે મોંએ શું હું શાહી ઢોળીને ગામ સોંસરો નીકળીશ? વાર છે વાર! એક વાર જેણે મને ગામમાંથી નીકળતે ગાળ સંભળાવી છે, તેને ખોંખારો સંભળાવું ત્યારે જ હુ ખરો તારો સાસરો બચ્ચા! બાકી તો ઢાંકયામાં જ બધો સાર છે.'

સસરો અને પુત્રવધૂ, બેઉએ સમજી લીધું કે આખી ઘટના બનાવી કાઢેલી હતી. ભદ્રા સસરાની બનાવટ પામી ગઈ છતાં અજાણી અને અનુમોદન દેનારી બની રહી. સસરો પણ સમજીને જ બેઠો હતો કે વહુ પોતાની બનાવટને પામી ચૂકયા પછી જ સહમત બની રહી છે. આ રીતે બેઉ પક્ષે છેતરપીંડી તો રહી જ નહિ. સાચી વાતની બેઉ પક્ષે સમજ પડી ચૂકયા પછીનો જ આ સભાન તમાશો હતો. જીવનનો આખરી નિષ્કર્ષ જ આ તમાશો હતો. કોઇ કોઇને છેતરતું નહોતું, બન્ને પાઠ ભજવતાં હતાં, ને બન્ને પરસ્પર એ કયો પાઠ ભજવાય છે તે જાણતાં હતાં: પ્રવંચના પોતે જ વસ્તુસ્થિતિ બની રહી. છેતરપીંડી પોતે જ પરમ પ્રામાણિકતા બની રહી.

## પ્રકરણ આડત્રીસમું

### 'બામણવાડા છે ભા !'

**વળતા** દિવસે વારસુત સૌને વળાવવા સ્ટેશને ગયો, પણ કંચન એના દીઠામાં આવી નહિ. ગાડી રવાના થયા પછી બીજા સ્ટેશને બુઢ્ઢા સોમેશ્વર કંચનને બાજુના ડબામાંથી પોતાના ખાનામાં લઇ આવ્યા.

અમદાવાદમાં ડોસાએ ભદ્રા પાસે બડાઈ તો મારેલી પણ દિવસ છતાં જન્મભૂમિમાં દાખલ થવાની એની હામ ચાલી નહિ તેથી તેણે વચમાં એક જંક્શન પર ઊતરી જઇ, કંચનને વિશેષ મન-મોકળ કરાવી અને તે પછીની રાતની ગાડી પકડી. રાતને વખતે વતનમાં આવીને ડોસાએ ઘર ઉઘાડયું. પરોડ નહોતું પડયું ત્યાં એ ઊઠયો. ઝાડુ કાઢવા માટે પોતે સાવરણી હાથમાં લીધી તે કંચને આવીને ઝૂંટવી લઇ વાળવા માંડયું.

'તમે વાળવા બેસશો તો પછી દેવુની પાસે કોણ રહેશે ભા ?' ડોસાએ બડબડ કરતે કરતે ફાનસ નજીક લટકાવીને એક પટારો ઉઘાડયો, ને પટારામાંથી એક પેટી બહાર કાઢી, અને તેમાંથી પણ એક નાનકડી દાબડી કાઢીને કંઇક કાઢયું.

'આંહીં આવી જજો ભા જરા !' કહી એણે કંચનને પાસે તેડાવી, કંચનને લાજ કાઢવાની ટેવ જ મૂળે નહિ હોવાથી એ પટારા પાસે આવીને પીઠ વાળી ઊભી રહી.

'આમ સામે ફરો ભા !' ડોસાએ દુભાયેલા સ્વરે કહ્યું; 'હું કાંઈ વાઘ દીપડો નથી. ગમે તેવો તોય માણસ છું. આ લ્યો. આ તમારું છે તે સંભાળી લ્યો. આંહીં અડવા રહેવું નહિ પાલવે. માણસો સવારે મળવા આવશે અને પાછાં જઈને કહેશે કે સૂમના પેટનો સાસરો પહેર્યા ઓઢ્યા જેવડી વહુને સાધુડી બનાવીને બેઠો છે.'

કંચને પોતાની સામે સોનાના દાગીનાની ડાબલી મુકાયેલી દીઠી. એને ગમ ન પડી કે ડોસો શું સૂચવે છે. એ તો દિગ્મૂઢ બનીને ઊભી. એટલે ડોસા ફરી વાર કરડો સ્વર ધારણ કરીને બોલ્યાઃ—

'આ તમારા દીકરા દેવુનું છે. તમારે એની સાચવણ કરવી જોશે. ને પટારામાં બીજી જે જે ચીજ વસ્તુ હોય તેની પણ નોંધ કરી લ્યો. અજાણ્યાં ને આંધળાં બન્ને બરોબર કહેવાય. પોતાના દીકરાની માલમતા જો મા નહિ સાચવે તો કોને પાડોશીને ભળાવવા જવું પડશે !'

કંચન નીચે બેસીને દાગીના બહાર કાઢી જોવા લાગી. એ જ એ દાગીના, જે પહેરવાની એણે ત્રણ વર્ષ પર ના પાડીને દેવુનું અને ભદ્રાનું મોં તોડી લીધું હતું. તે પછી અમદાવાદના સુશિક્ષિત સ્નેહી મંડળમાં તો સોનારૂપાના દાગીનાને અંગ પર ધરવાના જંગલીવેડાથી એને દૂર રહેવું પડેલું, અને ખોટાં એરીંગો, ખોટી બંગડીઓ વગેરે શણગારો એની અણપૂર લોલૂપતાના ખાડા કદી પૂરી શક્યા નહોતા. આજે આ ઘરેણાં દેખી એનું બાળક જેવું નારી-હૃદય નિઃશ્વાસ નાખી ઊઠ્યું. આ દાબડીને કેવી રીતે સાચવવાની છે તેવો કશો પ્રશ્ન કરી ન શકવાથી કંચન એને બંધ કરવાના જ ચાળા કરતી હતી.

'એ તો મને આવડે છે.' ફરી દુભાયેલા સાદનો ડોળ કરીને સસરા બોલ્યા. 'ને મને જો ઈશ્વરે બૈરું બનાવ્યો હોત ને, તો હું કાંઈ તમને આ

સાચવવા આપવા ન આવ્યો હોત. મારે ય ડોક છે, કાંડાં છે, પગ છે; ને ઓઢવા પેરવાની ઇચ્છા ય શું નહિ હોય અમારે! પણ શું કરીએ? જખ મારીને તમારી જાત આગળ રગરગવા આવવું પડે છે, એ કાંઈ ગમતી વાત નથી.'

તો પણ કંચન નિષ્ક્રિય રહી ત્યારે પછી સસરાએ હાકોટો માર્યો. 'કહું છું કે કૃપા કરીને પહેરી લ્યો.'

'ખરો ! હવે ખરો !' એવો સાદ કાઢતો એક ઘોઘરો પડઘો ઘરની પાછલી પરશાળેથી પડયો, ને પછી તરત 'જીભલડી રે તુંને હરિગુણ ગા...આ...તાં' એવું પ્રભાતિયું મંડાયું. એ સ્વર અંધા જ્યેષ્ઠારામનો હતો.

દાદાનો ઉગ્ર અવાજ સાંભળીને દેવુ પથારી છોડીને આવી પહોંચ્યો. એને આવેલો જોઇ ડોસાએ કહ્યું : 'દેવ, તારી બાને એમ હશે કે તારી મૂઈ માના દાગીના કોઇને આપી દેવાનો મને શાનો હક્ક ! ખરું છે, હું તો હવે આ ઘરમાંથી બધા જ હક્કો પરવારી બેઠો. મારી તો જાણે કોઇ ચીજ ઉપર સત્તા જ ન રહી. ખેર ભાઈ, તો પછી તું પહેરાવ તારી બાને, તું વાલો થઇ જા, મારા હાથમાં તો જશની રેખા જ કયાં છે !'

'બા-બા-બા-પહેરો તો બા—બહુ સરસ લાગશે હો બા !' દેવુને એની નવી ઊર્મિઓ આવાં ત્રૂટક વેણો જ બોલવા દેતી હતી.

'અત્યારે જ પહેરું? પછી કાલે...'

કંચનના એટલા જ શબ્દો સામે સસરા તાડૂકી ઊઠયા :' હં-હં-એમ કે! બહારથી હમણાં જ આડોશીપાડોશી મળવા દોડયાં આવશે તેની સામે તમારે મારી આબરૂના તો કાંકરા જ કરાવવા છે ને?

દીકરાની વહુને કંઈ હું રઝળતી ભટકતી આંહીં હાંકી નથી લાવ્યો બાપ! દીકરાની વહુને કંઈ નધણિયાતા ઢોરની જેમ નથી ક્યાંયથી હાથ કરી. દીકરાની વહુને તો મોંઘા પાડની તેડી લાવ્યો છું. ને હું તો ભરી આશાએ લઈ આવ્યો છું. મારો દેવુ એકનો એક છે તે દિનરાત જીવ ફફડયા કરે છે. હું આખો દિવસ કામધંધા વગર નિરુદ્યમી બનીને બેઠો રહી શકતો નહોતો એટલે તો તમને હું મોંઘાં કરીને તેડી લાવ્યો છું. સરકારનાં પેન્શન તો મારે દાઝ કાઢીને ખાવાં છે બાપા! બેઠા બેઠા વિચારવાયુના ભોગ થઇ પડીને ઝટ ઝટ મરી નથી જવું મારે, પેલા ત્રિપુરાશંકરની પેઠે. મૂવો બાપડો! પારકાં છોકરાંને રમાડી રમાડીને કદી જીવી શકયો છે કોઈ પેન્શનર, તે ત્રિપુરો જીવે! એની દીકરાવહુનો દેહ કોઇ દા'ડો જવાબ જ ન દઇ શકયો તો ભોગ એના! એમાં મારો શો દોષ! હું કાંઇ તમને રૂપાળાં જાણીને નથી લાવ્યો, મારે કાંઇ તમારાં હાથનાં ફૂલકાં નથી જમવાં, મારે તો પાંચ વરસ પેન્શન ચાવવા થાય તે માટે ખાલી ખોળો ખૂંદનારૂં જોતું હતું તેથી જ તમને લાવ્યો છું ભા! આ લ્યો, આ તમને પેટની વાત ચોખ્ખે ચોખ્ખી કહી દીધી. બીજી એકેય બાબતે મારે તમારી ગરજ નહોતી.'

સસરાના આ શબ્દો પડતા હતા તે દરમ્યાન કંચનનું પ્રત્યેક રોમ ધ્રૂજી રહેલું. પોતાને આંહીં લાવનાર બુઢ્ઢો બ્રાહ્મણ પોતાની શારીરિક સ્થિતિ જાણતો નથી તેથી જ આ ભૂલ કરી રહ્યો છે, અને એ જાણવા પામે તે પહેલાં જ પોતે તો અહીંથી કયાંઇક છટકી જનાર છે અથવા તો માર્ગ કાઢી લેનાર છે, એવી ગુપ્ત ગણતરી કરીને જ કંચન સસરા સાથે આવી હતી. માર્ગ નીકળશે કે નહિ તેનો એણે વિચાર જ કર્યો નહોતો. એને તો કેવળ છૂટવું હતું—એક સ્થિતિમાંથી છૂટીને બીજી સ્થિતિમાં દાખલ થઇ જવું હતું.

એનું પ્રયાણ કેવળ આંધળું જ હતું. એનો મદાર સસરાના, પોતાની શારીરિક હાલત સંબંધેના અજ્ઞાન ઉપર હતો. એને તો ખાતરી હતી કે પોતે સગર્ભા છે એવી જો જાણ હોય તો તો સસરો એની છાંય પણ ન લે, અથવા કદાચ ખલ્લાસ પણ કરી નાખે. પણ આ તો સલામતીની જે કલ્પના-ડાળ પર પોતે અવલંબી હતી, તે જ ફસકી પડી ! અને એનો જીવ ભીડા ગયો. આઠ મહિનાથી પોતે ઘર છોડી ભાગેડુ બની છે એ વાતનું બરાબર જ્ઞાન ધરાવતો સસરો એવી ભ્રમણામાં કદી હોય જ શાનો, કે આ ગર્ભ એના પુત્રથી રહેલ છે! તો પછી આ શી કરામત ચાલી રહી છે! મારા પર હજુ શા શા સંસ્કારો આ અજાણ્યા સ્થાનમાં થવાના હશે !

કંચનના હાથમાં દાબડી થીજી રહી હતી. કંચનને એનાં વિચાર વમળો આડે પૂરું ભાન પણ નહોતું રહ્યું કે દેવુ એ દાબડીમાંથી પેલો ચંદનહાર કાઢીને બાને કંઠે પહેરાવતો બેઠો છે. અને ડોસા તો પાછા પટારાની ચીજો ઊથલાવવામાં રોકાયા હતા. અંદરથી મોતીના વીંઝણા કાઢતા હતા, ભરેલાં તોરણો અને ગાલીચા બહાર ફેંકતા હતા-કહેતા હતા કે 'લ્યો ભા ! મૂકો ઠેકાણે, પડયાં પડયાં સડી જશે આ બધાં.'

એમ કહેતો કહેતો ડોસો પાછો ફરીને જોતો હતો કે વહુના ઉપર આ તર્કટની શી અસર થઈ છે. વહુના દેહ પરનો ગભરાટ એણે વાંચી લીધો, એ ગભરાટને મિટાવવાની તક જલદી લેવી જોઈએ એટલે એણે દેવુને 'દેવ! તું માંદો માંદો આંહીં ન બેસ. નહિ ખોવાઈ જાય તારી બા ! જા બિછાને જઈ બેસ.' એમ કહી મોકલી આપ્યો અને પછી પટારાની વસ્તુઓ ઠેકાણે પાડતે પાડતે કહ્યું—

'મારા તો શ્વાસ અદ્ધર ચડી ગયેલા. સારું થયું કે શંકરે મને સન્મતિ આપી, કે તમને ધૂત્કારી કાઢતા પહેલાં મેં વીર-

સુતને પૂછી જોયું. એ બેવકૂફ તો છે જ, પણ આટલો બધો હેવાન! પોતાની વહુ પાસે પોતે આવે જાય, અને અમને જ ભ્રમણામાં રાખે! હેવાન મને કહેતાંય ન લાજ્યો કે 'બાપુ, વાત કરતાં મને ભોંઠામણ થતું'તું!' એના ભોંઠામણમાં ને ભોંઠામણમાં મારા તો બાર જ વાગી જાત ને! મારી પુત્રવધૂને કુલટા કહી ધુત્કારી કાઢયા પછી હું તો સદાને માટે હાથ ઘસતો જ થઇ રહેત ને! મારાથી એને ભોંઠામણ આવ્યું, જોવો તો ખરાં! કલહ કરીને વહુને કાઢી મૂકી ત્યારે ભોંઠામણ નહોતું આવ્યું, કાર્ટે ચડેલો તેનું ભોંઠામણ નહોતું આવ્યું, અને ભોંઠામણ આવ્યું આવી કલ્યાણકારી બાબતનું! કેમ જાણે અમે તમારાં ને તમારા પેટનાં દુશ્મન હોઇએ! કેમ જાણે મને પાંચ દસની વેજા વળગી ગઈ હોય! અમે જેના સારૂ તલખી તલખીને મરતાં હોઇએ તેના જ માટે અમારાથી દિલચોરી! એ તો ઠીક, પણ તમને હું આંહીં ન લઇ આવત તો એ હેવાનને હાથે હજુયે કોણ જાણે કેવી બરદાસ્ત થાત, અને આગલી બે વાર બની ગયું તેવું જ કાચું કપાત. ભલેને ફૂટે હવે માથું! હું તો ધરાર લઇ આવ્યો!'

કંચન આ બધું સાંભળતી સાંભળતી, એક બાજુ પીઠ વાળીને બેઠી બેઠી હાથમાં ને પગમાં, કાનમાં ને ડોકમાં દાગીના ચડાવતી હતી. ભદ્રાની ચાતુરી એનામાં નહોતી એટલે એણે તો સસરાના કહેવા પરથી સાચુ માની લીધું કે આ ગર્ભાધાન માટેની જવાબદારી વીરસુતે પોતાને શિરે ઓઢી લીધી છે. એનો બધો ફફડાટ શમી ગયો. એણે હોંશે હોંશે શણગારો સજી લીધા.

ખાલી દાબડી જોઇને સસરાએ સમજી લીધું અને દૂત્તી નજરે પુત્રવધૂની સાડીની આરપાર કંઠ સુધીની મુખમુદ્રા નિહાળી લઈ સંતોષ અનુભવ્યો કે દાગીના પહેરાઈ ગયા છે.

'ઠીક ભા ! ઉપકાર કર્યો મોટો ! જાવ હવે.' એણે તોરથી કહ્યું 'એઇને લહેરથી કામકાજ કરો, ને મળવા આવે તે બધાને તડાકાબંધ જવાબ દેજો. કોના બાપની મગદૂર છે કે આપણામાં રામ હોય ત્યાં લગી કોઇ એલફેલ વાતો પૂછી શકે ! પૂછનારનાં મોઢાં રંગાઇ જાય એવા પાણકા જ ન છોડીએ મોંની ગોફણમાંથી ! આ તો બ્રાહ્મણવાડો છે ભા ! તાડૂકતાંય શીખવું જોશે. ફૂંફાડો ય મેલી દેનારો તો ફણીધર પણ સૌને ઠબે ચડયો'તો ભા ! બામણવાડો છે આ તો બાપા ! આપણે જ જો કાચા કાળજાનાં થઇએ તો તો બામણો ઠોલી જ ખાય. આ તો બામણવાડો છે ભા !'



# પ્રકરણ ઓગણચાલીસમું

## કેવો નાદાન પ્રશ્ન!

આઠ જ દિવસ માટે દેવુને માતાજીને પગે લગાડવાની માનતા કરવા જઈએ છીએ, એવું કહીને ગયેલા પિતાનો વીરસુત પર પંદરેક દિવસે કાગળ આવ્યો કે દશેરાનાં નિવેદ પણ ભેગાભેગ પતાવતા આવીએ છીએ. દશેરા ગયા. દિવાળી પણ વતનમાં જ ઊજવી, છતાં પિતા અને દેવુ પાછા વળતા નથી. બીજી બાજુ વીરસુત છૂપી રીતે તો કંચનને પણ શહેરમાં ગોતાવી રહ્યો છે. એટલી જ ગંધ આવી કે હમણાં ક્યાંઇક બહારગામ છટકી ગઇ છે

કોને પૂછે ? મિત્રોસ્નેહીઓને પૂછતાં હામ કેમ હાલે? પોલીસમાં તપાસ કરું ? પેલા બાતમી દઇ જનાર અમલદારને પોતે શોધતો હતો. થોડા દિવસે એ અમલદાર પોતે જ આવી ચડ્યો, અને બળાપા કાઢવા લાગ્યો : 'આવો આકરો ઠપકો મને ખવરાવવો હતોને સાહેબ ! આપે સારા માણસે ઊઠીને મારી આટલી હદે ઠેકડી કરાવી, ને મારા ઉપરીની આંખે ચડાવ્યો !'

'શી બાબત ?' વીરસુતની કલ્પના કામ ન કરી શકી.

'આપે મને ચાહીને તપાસ રાખવા ન કહ્યું હોત તો હું આવા

કામમાં રસ ન લેત, મારા ધરમના સોગાન ખાઈને કહું છું હો સાહેબ. મને આવી બાબતનો શોખ નથી. પણ હું તો ઉલ્લુ બની બેઠો.'

'શાની વાત કરો છો?'

'આપનાં વાઇફની જ તો! બીજા કોની? જે દિવસે એ આંહીંથી આપના ડોસા જોડે આપને ગામ ગયાં......'

'શું કહો છો તમે?'

'હજુ ય મશ્કરી કાં કરો સાહેબ? તે દિવસે ને તે ટ્રેનમાં જ હું નો ચડયો, આપને ગામ પહોંચી આપના પિતાને વળતે દા'ડે મળ્યો અને વાત કાઢી ત્યાં તો ડોસા મારા માથે કાંઈ ભિતરી પડયા છે! મારા તો માથાના વાળ જાણે ખરી પડયા એટલા એ મને લેતા પડયા, કે જોતો નથી, હું મારા ઘેર પહેલા પ્રથમનો અવસર આવે છે તે ઊજવવા તો આંહીં આવેલ છું! હું તો માફ માગી પાછો નહાસી આવ્યો, પણ ડોસાએ તો ઉપરમાં લખાણ કરી મને એક હાથ લાંબા તુમારીઆનો સરપાવ બંધાવરાવ્યો મારા સાહેબ કનેથી.'

વીરસુતને એ આખી વાત પોલીસે જોડી કાઢેલી પરીકથા લાગી, એના મોં પરની એકેય રેખા પોચી ન પડી. એ કશો જવાબ વાળે તે પહેલાં તો અમલદાર ઊઠયો અને બોલ્યો, 'રજા લઉં છું સાહેબ, પણ આવી આકરી મશ્કરી કોઈની ના કરશો હું તો જિંદગાનીમાં પહેલી જ વાર ભરાઈ પડયો.'

'ભાભી!' એણે જમ્યા બાદ પાછલી પરસાળમાં પાન સોપારી દેવા આવી ઊભેલી ભદ્રાને પૂછયું, 'આ સાચી વાત છે? કંચનને બાપુજી ઘેરે તેડી ગયેલ છે?'

'હા ભૈ, તુળસીમાએ સધળાં સારાં વાનાં કર્યાં. ભૈ! ઇશ્વરે સામે જોયું.'

'તમે પણ આ તકંટમાં ભળેલાં છો ભાભી? મને કેમ કોઈ કશી સ્પષ્ટતા કરતાં નથી? આ બધો મેળ અને મેળાપ ક્યારે, કેવી રીતે, ને ક્યાં થઈ ગયો?'

'મને કાં ઘેલી બનાવો છો ભૈ?' ભદ્રાનું તાજું મૂંડેલ માથું આ બોલ બોલતી વેળા સહેજ ખુલ્લું પડી ગયું. 'બાપુજીએ તો બધી વાત તમારી કનેથી જાણીને પછી મને કહી હતી. તમારી છૂપીચોરીનો તો ઊલટો બાપુજીને ધોખો થતો હતો ભૈ!' બોલીને યુવાન ભદ્રા બાજુએ વળી ગઈ.

'કંઇ જ સમજાતું નથી. કોઇ મને સ્પષ્ટ કરીને કહેતું નથી. મારી સામે આ કયું કારસ્તાન રચાઇ રહ્યું છે! હું આ કારસ્તાનને ભેદવા કોની કને જાઉં?'

'કોઇ કારસ્થાન નથી ભૈ! બાપુજી કંઇ અબૂધ છે કે ભોળવાઇ ગયા હોય?' ભદ્રાએ એને એકસરખા સ્વરે સમતાપૂર્વક કહ્યું.

'કઇ બુદ્ધિ કામ કરી રહી છે, તે તો કહો!' વીરસુતના મગજમાં ધમધમાટ હતો.

'એબ ઢાંકવાની બુદ્ધિ ભૈ! માણસ જેવું માણસ ઉઘાડું પડે એથી કોને લાભ ભૈ!'

'માણસ જેવું માણસ? કે સડેલું મુડદું?'

'બાપની બુદ્ધિએ તપાસી જોયું અને જીવતું જાણ્યું. છોને બાપુ ગંદવાડ ધોતા, ભૈ! નિર્મળ ને નિરોગી બની શકશે તો સંસારમાં એટલી સુગંધ તો વધશેને ભૈ! નરક અને વિષ્ટા તો સૌ રોજ વધારીએ છીએ! એમાં શી નવાઈ છે ભૈ!'

'અને એના પેટનું એ પાપ...'

'એને બાપડાને પાપ કાં કહો ભૈ ! જ્ઞાની થઇને કાં ગોથું ખાવ છો ભૈ ?'

'પૂછું છું કે એ 'બાપ' કોને કહેશે ભાભી ?' વીરસુતના દાંત કચડાટી બોલાવતા હતા.

' તમે તમારે ન કહેવા દેજો ભૈ ! અમે ય નહિ શીખવીએ. પણ એક વાત પૂછું ભૈ ? ખિજાશો તો નહિને બાપા ! પાપનું એવું ફળ અસ્રીને બદલે પુરુષને લાગતું હોત તો કયાં મૂકી દેત ? એ તો ભેળું જ ભેળું. બાપુજી તો એ જીવને જિવાડી રહ્યા છે કે બીજું કશું ? તમારે ના પોસાય તો ઘરમાં ના લેતા ભૈ ! પણ ભવાડો કર્યે શો લાભ ? તમે જ જગબત્રીશીનો માર ખમી નહિ શકો બાપા ! અમને સર્વેને તો તમારા જ જીવની ચિંતા લાગી છે, એથી જ તો બાપુ ઢાંકવા લાગી પડયા છે.'

થંભાવેલા હીંડોળાને ફરી થોડી વાર કિચુડાટે ચડાવીને વીરસુત વિચારે ચડયો. પછી એણે પૂછયું, 'કંચન તમને મળી છે ભાભી ?'

'દરરોજ મળતાં–છેલ્લાં પંદર દિવસથી.'

'કયાં ?'

'દવાખાને.'

'તો મને વાત કેમ કહેતાં નથી ?'

'પૂછો ત્યારે કહું ને ભૈ ? વણપૂછી વાત કયાંક ન ગમે તો !'

પછી ભદ્રાએ દેવુને કેવા સંજોગોમાં અકસ્માત થયો ત્યાંથી પ્રારંભ કરીને પૂરી સમજ પાડી. વીરસુતનું હૃદય વિસ્મયના તરંગો પર ડોલી રહ્યું.

'તમને લાગે છે ભાભી, કે મારો સંસાર ફરીથી મીઠો થશે?' વીરસુત ફૂંણો પડયો હતો.

'તુલસી માએ જ મીઠો કરવા ધાર્યો છેને ભૈ! નીકર બાપુજી આટલી આપદા ઊઠાવે કદી! બાપુજીને પેટના પુત્રનો અવતાર બગાડવો થોડો ગમતો હશે! પણ એકલદોકલ કાંઈ આખો અવતાર ખેંચાય છે ભૈ?'

'તમારા જેવી ગુણવાન કોઈ આપણી જ્ઞાતિમાંથી મને ન મળી રહેત, હેં ભાભી?'

વીરસુતના આ પ્રશ્ન સામે ભદ્રા નીચે જોઈ ગઈ. ઘણી વારે એણે કહ્યું, 'સમો બદલી ગયો છે ભૈ! ને તમે છો ભલા, હદ બેહદ ભલા હો ભૈ! ફરી ફરી આવું ને આવું થાય, તો તમારી દેઈ કંતાઈ જ જાય કે બીજું કંઇ? અસ્ત્રીની જાત જ ન્યારી છે ભૈ, ને એને કેળવવાની કળાવકળ કોઇમાં હોય, કોઇમાં ન યે હોય; બધામાં કંઈ થોડી હોય છે ભૈ! ને એ કંઇ શીખવી થોડી શિખાય છે ભૈ? એ તો બાપુજી બધું ય સરખું કરી દેશે, તમે શીદ મૂંઝાવ છો? પીડા બધી તો આંખનાં ઝેરની છે. ઝેર નીકળી જાય એટલે પછે શું રહે છે ભૈ? મીઠપ જ ને!'

યૌવનનાં દ્વારે જ ઊભેલી ભદ્રા, જેણે પૂર્વે કદી વીરસુત સાથે આટલો લાંબો વાર્તાલાપ કર્યો નહોતો, તેણે કેમ જાણે ઇરાદાપૂર્વક જ લાંબા વાર્તાલાપને માટે સુરક્ષાકારી એવું વાર્ધક્ય ધારણ કરી લીધું. બત્રીસે દાડમકળી શા દાંતવાળું એનું એ જ મોં ઘડીભર બોખું ભાસ્યું. ચકચકિત લાલ ગાલો જાણે કરચલીઓ ઓઢી ગયા. મોટી બે આંખો મનનશીલ બની રહી.

'ત્યારે તમને શું આશા છે ભાભી, કે આ ઘર ફરી વાર વસશે? એનો જીવ અહીં પાછો ઠરીને ઠામ થશે?'

'નહિ કેમ થાય ભૈ ? બાપુજી બાજુએ જ છે ને !'

'ને તમે પણ ખરાં ને ?'

'મારું તો શું ગજું ભૈ ! પણ તમે પોતે......'

'કેમ ખચકાયાં ?'

'તમને ફાવટ આવી જાયને ભૈ !'

'શાની ફાવટ ?'

'છે તે—પોતાનાં માણસને ઠેકાણાસર રાખવાની......''

વીરસુત ચુપ થઇ ગયો. એને કંઈ સમજ પડતી નહોતી. એ તો માનતો હતો કે સારી ગૃહિણીઓ જ્ઞાતિમાં ને સમાજમાં તૈયાર કેરીઓ જેવા, દાબે નાખ્યાને પકવેલી તૈયાર મળે છે. પુરુષને સ્ત્રીનો જીવનદોર રસ્તાસર રાખવાને માટે આવડત, કૌશલ, કળાવકળા, વ્યવહારજ્ઞાન કે પાટવ જેવું કંઈ જોઇએ છે એવી એને ગમ જ નહોતી. બે શરીરોના સંલગ્ન થવા સાથે જ ઉર અને ઊર્મિની એકતા સધાઈ જાય છે એવું માની બેઠેલો એ અલ્પજ્ઞ માનવી હતો. મોંમાગ્યાં સાધનોની સહેલી પ્રાપ્તિ અને પતિના પગારની રકમનો પ્રત્યેક માસે અપાઈ જતો કબજો, એ જ એને મન જાણે કે સ્ત્રીની આત્મીયતા સ્થાપી દેવા માટે પૂરતાં થતાં સાધનો હતાં.

'કહો કહો તો ખરાં મને ભાભી !' વીરસુતે વધુ હિંમત કરી : 'ઘરનું માણસ કઈ રીતે રીઝે ?'

'જુવો તો ખરા !' એટલું બોલીને, મોં મલકાવીને, ને તે પછી તરત ગંભીર બનીને, બાળક જેવા દેરની દયાએ ઓગળતી ભદ્રા જવાબ વાળ્યા વગર જ ઘરની અંદર ચાલી ગઈ. એની સમજશક્તિ પણ અંધકારે ઘેરાઇ ગઇ.

ઘરની સ્ત્રી કેમ કરીને રીઝે?

કેવો નાદાન પ્રશ્ન?

સ્ત્રી પુરુષનો જીવન–પ્રશ્ન શું રંજનનો છે ?

એનું મન ગોથાં ખાઇ રહ્યું. એને એનો ત્રણ વર્ષ પર મૂવેલો પતિ સાંભર્યો. વીરસુતને મુકાબલે તો અભણ લેખાય એવો પતિ, છતાં આજે એના મૃત્યુ પછી ત્રણ વર્ષે, એ જાણે જંગબારની ખેપે ગયો હોય ને પલેપલ પાછા આવવાની વાર હોય એવું કેમ થતું હતું ? 'આવું છું' એવા શબ્દો પવનમાંથી સંભળાતા હતા. જીવનભર ન આવે તો પણ 'આવું છું, બિછાનું પાથરી રાખજે !' એ સુરો લોપાશે નહિ.

શા માટે આમ ?

એણે શું રિઝાવી હતી મને? એણે તો મને ઘણી ઘણી વાર લાલ આંખો બતાવેલી. એક વાર કહ્યું હતું કે 'લે આ કમાડ ઉઘાડી આપું છું, જા તારે જયાં જવું હોય ત્યાં ! ને એક વાર મને તમાચો ચોડયો હતો. ને યાદ આવે છે મૂઇ ! એક વાર તો મેંય એને ધમકાવીને એક લાપોટ લગાવી દીધી હતી, તોય એ ગરીબડા ગુનેગારની જેમ ગુપચુપ બેસી રહ્યા હતા ! પ્રસંગ શાનો હતો એ? હાં–હાં–યાદ આવ્યું, બાપુજીની પાસેથી એમણે મારો ચંદનહાર મને પહેરાવવા માટે માગેલો; બાપુજીએ કહેલું કે વીરસુતની વહુની ડોકમાં નાખવા હું કંઇક કરાવી શકું એટલી વાટ જો. હું એ જોગ કરી જ રહ્યો છું. ચાર મહિનાનું પેન્શન આવી રહેશે એટલે પૂરો વેંત થઇ રહેશે. આમ છતાં એમણે બાપુજી પાસે હુજજત કરી, મને ચંદનહાર લાવીને આપ્યો, ને ઉપર જાતે બાપુજીનું મારી કને ઘસાતું બોલી પોતાની બડાઇ મારેલી. તે વખતે રાતના બે વાગેલા. યાદ છે મને,

તે વખતે મેં એમને બરાબર ખિજાઇને લાપોટ ચોડેલી. અને કેવાં કડવાં વેણ સંભળાવેલાં ! ને એણે સવારે ઊઠીને મને બે હાથ જોડીને એવું કાંઈ જ કહ્યું નહોતું કે 'તારી વાત સાચી છે, હું ક્ષમા માગું છું.' એણે તો ચંદનહાર જ પાછો બાપુજી પાસે લઈ જઇ બાપુજીને પગે હાથ નાખેલો. પછી એ રાતે મેં એમને કેવા લાડ લડાવેલા ! કેવી રસની હેલીમાં ભીંજાવેલા ! દરિયામાં જેમ મોટો મગરમચ્છ ડૂબકી મારી જાય ને માથે પાછું જાણે કાંઇ બન્યું જ નથી એમ પાણી ફરી વળે, એવું જ થયું'તું ને અમારા તે દિ'ના સંસારમાં હેં મૂઇ ! તે દિ' ફરીથી જાણે આવું આવું જ થઈ રહ્યો છે. જાણે એનાં જ પગલાં ગાજે છે 'આવું છું ! આવું છું !' એ અમારું એમ કેમ, ને આ દેરનું આમ શા માટે ? કોણ કહી શકે ? હું જ એને કહેત—જો આ મારા શરીર પર સૌભાગ્ય હોત તો : તો તો હું દેરને મારી પાસે બેસારીને અમારા સંસારની ખૂબીઓ સંભળાવત. તો તો હું એને એક પછી એક બધી જ ચાવીઓ – અસ્ત્રીનાં અંતરનાં તાળાં ઉઘેડવાની—બતાવત. પણ આજે મારા મોંમાં વધુ સ્પષ્ટતા શોભે નહિ. આજે તો હું ડરું છું બે ! ડગલે ને પગલે ફફડું છું !

●

## પ્રકરણ ચાલીસમું

### 'શોધ કરું છું'

**વ**ળતે દિવસે સોમવારે કોઈક બાઈ માણસનો ટૌકો દ્વારમાં પડ્યો : 'કાં, અલી ભદ્રી ઓ ! ક્યાં મૂઈ છો તું તે બાઈ ?'

'આ મૂઈ આ, કોણ છે એ ભદ્રીવાળું !' એમ કહેતી રસોડામાંથી બહાર નીકળેલી ભદ્રાએ પરોણાં દીઠાં. ને એ હાથ પહોળાવતી ચોગાનમાં દોડી.

'ઓહોહો ! શરશતી બૈજી ! રોયાં તમે તે આંહીં ક્યાંથી મૂવાં ?'

'ક્યાંથી તે જમપુરીમાંથી તો થોડાં જ તો બૈ !' એમ કહેતી એ જર્જરિત વૃદ્ધા રસોડાને ઓટલે બેસી ગઈ અને હાથના લાંબા લ્હેકા કરતી બુલંદ સાદ છૂટો મૂકીને છલોછલ છાતીએ બોલવા મંડી; 'તું તે મૂઈ ખડકીને શનકાર કરી મૂકીને ચાલી ગઈ, ને અમે તો રોજ પીપળા-ઓટે બેસીએ પણ તારા વન્યાની તો જાણે કશી ગમ્મત જ ના આવે. મારું તો કોણ જાણે શું થયું તે મારાથી તો બળ્યું રોઈ જવાતું'તું તારા વન્યા. ઓટો તો ઉજજડ મશાણ શમો બની ગયો, ખડકી યે ખાવા ધાય; તાં તો હમણેં ફરી કંઈ ગમ્મત જામી છે મૂઈ ! તે હું તને કહેવા આવ્યા વન્યા ન રહી શકી. તારો સસરો આવ્યા, દેવુ આવ્યો, નાની વહુ

પણ આવ્યાં, તુળસી માએ સમા દિ' દેખાડયા, ને મારો તો કોઠો ઠરી હીમ થ્યો બા ! મલક કંઇની કંઇ વાત કરતું કે મઢયમડી વહુ, ને મશલમાનને ગઇ, ને '—ધીમેથી—'છોકરું પડાવ્યું—ને વાતો જ વાતો ! પણ એ તો બધું જ તર્કટ. કંચન તો રૂપાળી અમારા જોડે બેસે છે. અમને અકેકેક રૂપિયાનું તો પગેપરણું કર્યું, ને અમારી જોડે તારી જેમ જ લાંબા હાથ કરી અધરાત લગી એવા તો તડાકા મારે છે બૈ ! કે અમે તો હસી હસીને ઢગલો ! ને એનું તો ડીલ વળે છે બૈ કંઈ ડીલ વળે છે ! કુવાકાંઠે જાય તો ત્યાં યે સૌને હસાવે, શિવાલયે આવે તો ત્યાં સઘળા બામણોની તો અચરજનો પાર નથી રિયો: ડા'પણનો તો ભંડાર છે બૈ ! હું ન'તી કહેતી તુંને રાંડી ! કે બાપુ, તારી દેરાણીને કાંઇક નડતર હશે, કાં ગોત્રીજ નડતા હશે ને કાં બેચરા માના દોષમાં આવેલ હશે, બાકી કશો જ વાંધો નહિ હોય. વિજુડી કાકી કૈંક સાંધા કરતી'તી તે રાંડ જૂઠી પડી, ને હું રાંડ સાચી પડી કે નહિ ? કેવી તો ગામને વાલી થઈ પડી છે તારી નવી દેરાણી ! મને તો બીક જ લાગી કે એ બાપડી માથે મારી મૂઇની ક્યાંય ભારે નજર ન પડે ! એટલે પછી મને થયું કે એક વાર તારી આગળ આવીને કોઠો ઠાલવી જઉં તો પછી મારી દૃષ્ટિનો ભાર નીકળી જાય. એટલા સારુ જાત્તે થઈને અહીં મારી ભાણેજની ખબર કાઢવાને બા'ને નીકળી આવી. લે હાંઉં ? હવે મારો આતમો હળવો ફૂલ થઇ ગયો બૈ !'

એવી એવી વાતો કરીને વતનની પાડોશણ સગી સરસ્વતી ડોશી જ્યારે 'હવે તું જો આવી પોંચે તો તો પીપળાને ઓટે ખરી ગમ્મત જામે ને શેત્રુંજીમાં ગાગડીઓ ભળે—હે—હે—હે' એવા છેલ્લા બોલ લલકારીને ચાલી ગઈ ત્યારે વીરસુત રસોડા બાજુ નીકળ્યો.

ભદ્રાને ખબર હતી કે દેર ઘરમાં જ હતો, અને 'શરશતી બૈજી'નો

ધાંટો પણ કોઈ લડાયક દેશના સરમુખત્યારની ઈર્ષ્યા ઊપજાવે તેવો હતો, એટલે દેરે શબ્દેશબ્દ સાંભળ્યો હોવો જ જોઈએ. એટલે ભદ્રા કશું ન બોલતાં દેરના જ બોલવાની રાહ જોઈ રહી.

'ભાભી,' વીરસુતે કહ્યું; 'ત્યારે તો મારી જ મતિ ભીંત ભૂલી ને?'

'કેમ ભૈ?'

'બામણવાડાની દવે–ખડકીને પીપળા ઓટે જેનું સાચું સ્થાન હતું, તેને મેં અમદાવાદની સડક પર મોટરનું સ્ટીઅરીંગ વ્હીલ પકડાવ્યું હતું.'

ચૂલો ફૂંકીને ભદ્રાએ દેર સામે જોયું. એ તાપે તપેલા હેમ સમા ચહેરા પર પ્રસન્ન અનુમોદનનો ભાવ સૂતો હતો.

'તો આપણે પણ હવે ઘેર જશું ભાભી?' વીરસુતને અધીરાઈ આવી, પીપળાના ઓટા પર ચાલતી રાત્રિની 'ગમ્મત'ની ઇર્ષ્યા આવી, શિવમંદિરના બામણોને અચરજનું પાત્ર થઈ પડેલી કંચન પર મીઠો ગુસ્સો ચડયો.

'હવે બાપુજી લખશે ત્યારે જ જવાશે ને ભૈ! નહિ તો કયાંઇક કાચું કપાશે!'

'સાચું ભાભી!'

એટલું જ કહીને વીરસુત પોતાના ખંડમાં ચાલ્યો ગયો અને ત્યાંથી આખી જિંદગીમાં કદી નહિ ગાયેલ એવી હલકે એણે કંઇક ગાયું–ગાયું કહીએ તો વૈજ્ઞાનિકને અપમાન્યો કહેવાય–એણે કંઇક આરડયું; જગતનું એક વિનાપરાધે તિરસ્કૃત થયેલું ચોપગું પ્રાણી આરડે છે તેવી જ રીતે અને તેટલું જ લાગણીભેર.

અને એ ચોપગા તિરસ્કૃત પ્રાણીની તે વખતની લાગણી હર્ષની હોય છે કે શોકની, તેની તો કોઈને ગમ પડતી નથી, છતાં તેમાં પ્રાણ સમસ્તનું મુક્તકંઠીલું ગર્જન હોય છે. વીરસુતનું ગાન પણ તે પ્રકારનું હતું.

પણ અધીરાઈ અંકુશમાં ન રહી એટલે વીરસુતે ભાભી ન જાણે તેમ ઘેર કાગળ લખ્યો. ટપાલીએ કાગળ પિતાના હાથમાં મૂક્યો. સરનામું 'શ્રીમતી કંચનગૌરી' એ નામનું હતું. પિતાએ પત્ર પોતાની પાસે મૂકી રાખ્યો. વીરસુતે ઘણી રાહ જોયા પછી બીજો, ને બીજાનો જવાબ ન આવ્યો એટલે ત્રીજો, એમ ત્રણ કાગળો લખ્યા. અને એ ત્રણે કાગળોને સંઘરી મૂકનાર પિતા પર ચોથો કાગળ ઠપકાનો લખ્યો, કે મારા ત્રણ ત્રણ કાગળનો જવાબ કેમ કોઈ દેતું નથી?

પિતાએ એકાંતે બેસીને લમણે હાથ મૂક્યા. ને પછી એણે હસી લીધું. એણે કાગળનો જવાબ વાળ્યો: 'ચિ. ભાઈ, તારા ચારે કાગળો મળ્યા છે. પહેલા ત્રણ મેં સાચવીને રાખેલ છે. કેમ કે સરનામાવાળું માણસ હજુ મને પૂરેપૂરું મળ્યું નથી. હું એની શોધમાં જ છું. એનો પાકો પત્તો લાગશે ને મને ખાતરી થશે કે કોઈ ભળતું માણસ તારા કાગળોનું ધણી નથી બની બેસતું, મને પાકે પાયે જ્ઞાન થશે કે તારા કાગળનું સાચું માલિક પુરવાર થઈ ચૂકેલ છે, ત્યારે હું વિના સંકોચે એને એ કાગળ સુપરત કરીશ.

'કાગળના એવા સાચા ધણીની ગોતણ કરવામાં હજુ કદાચ એકાદ વર્ષ લાગી જશે. તે દરમ્યાન તું ફોગટની લાગણીઓ ન ખરચી નાખે તે ઇચ્છું છું. તને કોઈ તક મળતી હોય ને ભારતવર્ષનાં સારામાં સારાં વિદ્યાલયોમાં, ભવનોમાં અને વિજ્ઞાનવીરોની પાસે આંટો મારી આવ તેને પણ હું ઇષ્ટ ગણીશ. તું તો છેલ્લામાં છેલ્લી ઢબનો વિજ્ઞાનવેત્તા છે, એટલે અનેક વૈજ્ઞાનિક રહસ્યો જાણતો હઈશ. હું તો જૂના જમા-

નાનો પંતુજી છું એટલે વિજ્ઞાનનાં થોડાં મૂળતત્ત્વો કરતાં વિશેષ ભણ્યો નથી. વીજળી એક મહાશક્તિ છે, પણ એ ક્યારે અજવાળે છે ને ક્યારે બાળી ખાખ કરે છે તેટલી મને ખબર છે. ભાઇ ! તારો અલ્પજ્ઞ પિતા આવાં ચવાયેલાં સત્યોના ચૂંથા ચીતરીને તારી અદ્યતન વિદ્યાનું અપમાન કરે છે એમ ન ગણીશ.

'જેને તેં મિત્રો અને જીવનના પથદર્શકો માનેલા તેમના શાસન તળે તેં તારો સંસાર શ્રદ્ધાપુર્વક મૂક્યો હતો. આજે જેને તું પિતા માની રહ્યો છે (કેમ કે જીવનમાં બધો જ આધાર માન્યતા પર છે) તેને એક છેલ્લી વારનું મિત્રકાર્ય, બંધુકાર્ય, જે કંઈ કહેવાતું હોય તે કરવા દે. વધારે નહિ, એકાદ વર્ષની જ મુદત હું મારા પ્રયોગ માટે માગું છું. તું પ્રવાસે જવાની તક મળે તો લેજે. અમદાવાદમાં જ રહેવું હશે તો એક વર્ષની મુદત માટે કાગળો લખવાની કે મળવાની ઊર્મિ કાબૂમાં રાખવી પડશે. કદાચ એ તને મુશ્કેલ પડે માટે જ લાંબા દેશાટનની ભલામણ કરું છું.'

ભદ્રા જોતી હતી કે જમતાં કરતાં દેર કંઇક ને કંઇક છણકા કરતો હતો. પિતાના કાગળે એને માટે પ્રકટ કોઈ ફરિયાદ કરવાની સ્થિતિ રહેવા દીધી નહોતી. ભાભી પણ દેરની આપદાનું કશું કારણ પૂછતી નહોતી. તેથી દેરને ભાભી પર ઘણીયે રીસ ચડી પણ ભદ્રાએ એટલુંય ન પૂછ્યું 'કેમ કંઈ તબિયત સારી નથી ભૈ ? હેં ભૈ, શું કંઈ થયું છે ?'

'હેં ભૈ !' કહીને ભાભી જે લહેકાભેર આવો સવાલ પૂછશે તે લહેકો પણ વીરસુતે હૈયામાં ગોઠવી રાખ્યો હતો. ભાભીનું મોં એ પ્રશ્ન પૂછતી વેળા જે ભાવોની ચુમકિયાળી ભાત ધારણ કરશે તે પણ પોતે કલ્પી રાખેલું ; પણ આઠ દિવસ થયા તોય જ્યારે ભદ્રા મૂંગી મૂંગી પોતાનો રોજિંદો વહેવાર ચલવતી રહી, ત્યારે પછી

વીરસુત કૉલેજે જતી વખતે 'લ્યો ભાભી ! વાંચી રાખજો આ બાપુજીનો કાગળ !' એમ કહેતે કહેતે પિતાનો કાગળ ભદ્રા તરફ ફગાવી પોતે ચાલ્યો ગયો.

સાંજે પણ ભદ્રા વગરપૂછી કશું બોલી નહિ. વધુ ગુસ્સો સંઘરતો વીરસુત છેવટે પોતે જ પ્રશ્ન કરવાની સ્થિતિમાં મુકાયો :

'બાપુએ મને દેશવટો દીધો છે, જોયું ને ?'

'જઇ આવો ભૈ ! બાપુ ઠીક લખે છે ભૈ ! મન મોકળું થશે.'

'હા જ તો ! તમારી મુક્તિ થશે, સૌનો મારાથી છુટકારો થશે.'

'જઇ આવો ભૈ ! મને ય એ એક જ મારગ સૂઝે છે. ક્ષેમકુશળ દેશાટન કરી આવો ભૈ ! બધાં રૂડાં વાનાં થઇ રહેશે.'

'ને રહીશ તો ? તો શું બૂરાં વાનાં થશે ?

વીરસુતના એ દાઝેભર્યા શબ્દોથી ભદ્રા જરીકે ન તપી, ન બોલી. વીરસુતે ફરી પૂછ્યું:

'કહોને શું બૂરાં વાનાં થશે ?'

'કહીને શું કરું ભૈ ! તમને ક્યાં કોઇનું કહ્યું પોસાય છે ?'

એ બોલમાંથી ભદ્રાનો કંટાળો ખર્યો. વીરસુતને બીક લાગી. ભદ્રાના મનની બીઠપ એ એક જ એને ખાડી તરવાની નાવ રૂપ હતી.

'ના, એમ કેમ કહો છો ભાભી ?' વીરસુતે ભયના માર્યા પોતાનો રંગ બદલ્યો; 'તમે કહો તે મુજબ કરવા માટે તો હું પુછું છું.'

'ત્યારે તો જઇ આવો દેશાટને ભૈ !' ભદ્રા પોતાના લાલ લાલ નખનાં પદ્મોમાં પોતાનું પ્રતિબિમ્બ જોતી જોતી એકશ્વાસે એ વાક્ય બોલી ગઇ. એકશ્વાસે એટલા માટે કે એને વાક્ય વચ્ચેથી તૂટી

ડવાની બીક લાગી. એ બોલવાના વેગમાં ગુપ્ત વ્યથા હતી. જાણે ઈ ઘોડાગાડીના વેગના સપાટામાં આવી ગયેલા નાના કુરકુરીઆનું ાક્રંદ એ બોલમાંથી સંભળાયું.

'હવે થોડું જ પૂછી લઉં ભાભી! કે આમ શા માટે? મને પ્રવાસે ઢવાથી શો અર્થ સાધવો છે?'

'ભૈ!' ભદ્રા બોલતા પહેલાં ખૂબ ખચકાઇ; 'સ્ત્રીનો સ્વભાવ જ વો રહ્યો ને ભૈ! તેમાં કોઇ શું કરે? બાપુજી બીજું શું કરે?'

'સ્ત્રીનો સ્વભાવ? કેવો સ્વભાવ?'

'કંઇ નહિ હવે એ તો ભૈ! કંઇ કહેવા જેવી વાત નથી એ. તમે મારે જઇ આવો. તુળસીમાના આશિર્વાદ હજો તમને ભૈ!'

એટલું જ કહીને ભદ્રા પાછી વળી ગઇ. ને વીરસુતને યાદ આવ્યું.

પોતાનું વધુ અભ્યાસ માટે બહાર જવાનુ પરિયાણ એ ંથી કંચનના જ ધમરોળને કારણે મુલતવી રહેલું. વીરસુત ભાભીના રંવારના આગ્રહની અસરમાં મુકાયો. એણે જૂની યોજનાને ંખેરી કરીને ગતિમાં મૂકી. એને વળાવવા માટે પિતા અમદાવાદ ધી પણ ન આવ્યા. પણ એણે અમદાવાદ છોડયું તે પૂર્વેના ંદર દિવસમાં ડોસાએ ઘરની અંદરનું વાતાવરણ આવડતભેર તૈયાર ી નાખ્યું હતું. કંચને જ્યારે દેવુની દ્વારા સસરા પાસે પોતાનો રસુતને મળવા જવાનો ઇરાદો આડકતરી રીતે જણાવ્યો ત્યારે પિતાએ હ્યું, 'તમે જાણે કે છો કુમળા હૈયાનાં, ને ત્યાં લાગણીને કાબૂમાં ખી નહિ શકો. દીકરો પણ અતિ પ્રેમાળ છે. તમારાં આંસુ દેખીને ધ્રાંક ફસકી પડશે. હું ય છું પોચા હૈયાનો, મારાથી પણ વિદાય ઈ શકાશે નહિ. હું પણ નથી જવાનો. જો વિદાયમાં વ્યથા થશે ા એ બાપડો ત્યાં જઇ ભણતરમાં મન શે પરોવી શકશે!'

## પ્રકરણ એકતાલીસમું

### છૂપી શૂન્યતા

પ્રવાસે જતા દેરને વળામણાં દઇને ભદ્રા યમુના અને અનસુ સાથે કાઠિયાવાડ ચાલી. આટલા મહિનાથી સાચવેલું દેરનું ઘર એને આખી વાટ યાદ આવ્યા કર્યું. પોતે દેરના ઘરનો કયો કયો સામાન ઠેકાણે પાડવામાં ભૂલ કરી હતી, કઇ કઇ ચીજો બંધ ઘરમાં સાચવીને મૂકતાં ચૂકી હતી, તે ઉપરાઉપરી યાદ આવવા લાગ્યું. જે કપડાં એને પોતાને કદી પહેરવાનાં નહોતાં, તેની પેટી-ઓમાં ને કબાટોમાં ડામરની ગોળીઓ નાખવી રહી ગઇ તેથી ભદ્રા પરિતાપ પામી. કંચનને વાપરવા જેવી ચીજો પોતે સાથે લીધી હતી તેમાં પણ અમુક શણગાર ત્યાં ભુલાઈ ગયા હતા. 'મૂઇ રે હું તો હૈયાફૂટી !' એમ બોલીને મનમાં મનમાં બળ્યા કરી. 'હૈયું જ કોણ જાણે કેમ ફૂટી ગયું રાંડીનું ! દેરનો સામાન પેક કર્યો તેમાં ખમીસનાં બટન મુકાયાં કે વીસરી ગઇ ? દેરનાં બીજી જોડ ચશ્માં બહાર તો નહિ પડયાં રહ્યાં હોય ! દેરને રસ્તે તાવ માથું કઇ થાય નહિ અને દેરનું સર્વ પ્રકારે ક્ષેમકુશળ રહે તે માટે તુળસી-માની બાધાનો મેં દોરો કરાવેલો તે તો દેરને આપવાને બદલે મારી પાસે નથી રહી ગયો ને !'

સંભારી સંભારીને શંકા પડતાં ભદ્રાએ રેલ ગાડીમાં પોતાની ટ્રંક પીંખી, બીસ્તર ફેંદયું, પોતાના કબજાનાં ગજવાં પાંચ વાર ફરી ફરીને, અને છઠ્ઠી વાર અવળાં કરી કરીને તપાસ્યાં. દોરો ક્યાંઇ ન મળે. એક કલાક ખુવાર મળી. સામે બેઠી બેઠી યમુના દાંત કાઢયા કરે પણ એને ગાંડીને ખબર હશે એવું તો હૈયે જ ક્યાંથી ચઢે ? છતાં છેવટે ભદ્રાએ અનસુને પુછ્યું, 'અનસુડી તેં તો ક્યાંઇ નો'તો મૂકી દીધોને દોરો ?' એ પછી યમુનાને પણ પુછ્યું, 'યમની ! તને કંઈ ભાન છે દોરાનું !'

આવી તોછડાઇથી તો ભદ્રા નાની અનસુને ને ગાંડી યમુનાને પણ કોઇક જ વાર બોલાવતી. એવી તોછડાઇ ભદ્રાના મોંમાંથી નીકળે ત્યારે એમ સમજાય કે આજે ભદ્રાબાની માનસિક અકળામણનો કોઇ પાર ન રહ્યો હોવો જોઇએ. આટલી તોછડાઈ સિવાય ભદ્રાના માનસિક સંતાપની તીવ્રતા માપવાનું કોઇ પણ ચિહ્ન નજરે પડતું નહિ. કારણ કે એ બરાડો કદી પાડતી નહિ. આંખો તો એની છૂપી રીતે રડી હોય ત્યારે જ લાલ બનતી, ને હાથ તો એ કોઇ પર ઉપાડતી નહિ.

'બોલ તો ખરી ઓ ગાંડી ! ઓ જમની !' મૂંગી યમુનાને ભદ્રાએ એમ કહેતે કહેતે જરી હાથ અડકાડયો.

'કેમ મારો છો વળી !'

યમુનાએ ગાડીનો ડબો ગજવવાની તૈયારી કરી હોય તેવી બનાવટ ધારણ કરી. એણે તો એક સપાટે મોં રડવા જેવું કરી નાખ્યું.

'બાપુ ! મારો દોરો...' ભદ્રા ઢીલી પડી લઇ.

'મને ગળે ફાંસો દેવો છે શું દોરો લઇને ?' યમુના હસવા લાગી. 'શીનો દોરો ?'

'વીરસુત ભાઈને કાંડે બાંધવાનો.'

'તમને એકને જ વાલા હશે કાં ને ?'

'ના બેન ના,' ભદ્રાની આંખો જળે ભરાવા લાગી; "સાને વાલા છે, માટે તો તુલસીમાની મેં રક્ષા મંતરાવી'તી. હીમખીમ એ પાછા આવે, પાછા આપણે અમદાવાદ રે'વા જઈએ......'

'આવશે જ તો !'

'દોરા વગર ?'

ભદ્રાના હૃદયમાં એવી જ એક છોકરવાદભરી વહેમજડતા ઘર કરી ગઈ કે પોતે કરાવેલો દોરો જો વીરસુતને નહિ પહોંચ્યો હોય તો વીરસુતનું ક્ષેમકુશળ ખંડિત થયા વિના રહેશે જ નહિ.

'તો તો આવશે જ ! લ્યો કહું છું કે આવશે.' યમુના વિચિત્ર હર્ષચેષ્ટાઓ કરવા લાગી.

'પણ બેન ! તને શી ખબર પડે ! મેં જ રાંડીએ એમને દેશાટને જવા કહ્યું, મેં જ મૂઈએ એમને એમના પોતાના જ ઘરમાંથી જાકારો દીધો. મેં જ એમની ને એમના પિતાની વચ્ચે વછા પડાવ્યા, મેં જ એમને ને કંચનને મેળવી ન આપ્યાં, મારી તે કેવી ગફલતી!'

પછી એની વાણી પ્રકટપણું ત્યજી દઈને હૃદયના નેપથ્યમાં કમ્પવા લાગી. કોઈ બીજાને કાને ન પડવા દેવાય તેવી એ ગુહ્ય વાણી હતી. માનવ-હૃદયનાં, તેમાં પણ સ્ત્રીહૃદયનાં રહસ્યો જે વીણા પર ઝંકાર કરે છે-તે વીણા ઘનઘોર અંધકારની જ બનેલી છે. ચિદાત્માના દરબારને ઊંબરે એ વીણાનો બજવૈયો બેઠો છે. કલ્પના ત્યાં પહોંચી શકી નથી તો કાન ક્યાંથી પહોંચે ? ભદ્રાના મનમાં મંજુલ મૃદુ કોઈ રવ ઊઠતો હતો:

'આજે કેમ રડું રડું થઈ રહ્યું છે! એ ચીડીઆ, નાદાન, ઘડા વગરના દેરનું ઘર ચલવવા જવાની ભૂલ હું ક્યાં કરી બેઠી? એનું સાન્નિધ્ય મને રાત ને દિવસ ડરામણું ભાસતું તે છતાં આજે કાં એ સાન્નિધ્યમાંથી મળેલા છુટકારાને હું અંતરમાં અનુભવી શકતી નહિ હોઉં! ચિડાતો, અપમાન કરતો, ભય પમાડતો, ભૂલો કાઢતો, ને કદી કદી તો બેહદ અકળાઇને જાકારો પણ બોલતો એ દેર દૂર થતાં મારું આખું જીવન પૂર્વે કદી જ ન અનુભવેલી એવી શૂન્યતાને ને અવનવી વિકલતાને કેમ અનુભવે છે! હે પ્રભુ, હે તુળસીમા, મને આમ કેમ થાય છે? કે જાણે દેરનું પ્રયાણ કોઇ પણ કારણે અટકી પડે. તુલસીમા, મને એટલું બધું કાં થાય કે દેરને કોઇક અકસ્માત નડે તોય સારું!'

'અકસ્માત'ના વિચારે કલ્પનાની આખી પરંપરા ઊભી કરી: 'મુંબઈમાં જ રેલગાડી પર જતે જતે કોઇ ટેકસીમાંથી પછડાય, પછડાય પણ પાછું વાગે બહુ થોડું હો તુલસીમા! થોડું એટલે કેટલું? તે વખતે તો ન જ જઇ શકે તેટલું. એમનો તાર મળે, એ મને તેડાવે, હું મુંબઈ સુધી જઇ લઇ આવું પાછા. એના ઘરમાં રહી એને સાજા કરું, પણ પછી તો એને જવાનું જ ન બને તેવું કરી આપું : એને ને કંચનને હું ભેટાડી જ દઉં. પછી તો જવાનું કારણ જ શું રહે? એ જો કહે કે ભાભી! કોઇ રીતે મને દેશવટે મોકલતાં અટકો, તો હું શરત મેલું કે કંચનનો એના નાના બાળક સાથે જ સ્વીકાર કરી લો. એ જો હા પાડે તો હું બાપુજીને મનાવી લઉં. પણ પછી કંચન મને ઘરમાં રહેવા દે ખરી? દેર મને જ પૂછી કરીને પાણી પીવે તો કંચનને ઇર્ષ્યા ન આવે? પણ હું દેરને એમ કહું કે મને તમારે કશું ન પૂછવું, બેઉ જણાંએ સમજીને બધું કરવું કારવવું, તો? તો મને ગમશે ખરું? શા માટે ન ગમે? મારે ને એને શું? હું તો મારી અનસુને ઉછેરીશ, મારા દેવુને મોટો કરીશ, મારા સસરાનું ઘડપણ સંભાળીશ.'

એ કરવા તો પોતે પાછી વળી રહી હતી. છતાં દેરનું ઘર પાછળ પાછળ દોડયું આવતું હતું, પોતાની પાછળ જાણે ક્યારો ને હિંડોળા, રસોડું ને પાણીના નળ હડી કાઢતા હતા. એ બધાંને પાછાં એકઠાં કરીને કોઈક બંગલામાં પૂરી દેતું હતું.

'આવતે સ્ટેશને જ દેરનો તાર મળે, કે ભાભી આવજો, મને તાવ ચડયો છે......તો ?'

તરત દોરો યાદ આવ્યો. દોરો દેરને દેવાનું ભૂલી ગઇ છે પોતે, તેથી શું થાય ને શું ન થાય ! 'હાશ, દોરો ભૂલી ગઈ હોઉં તો તો બહુ સારું; તો તો કશુંક થશે ય તે–પણ થોડુંક જ થજો, હો તુળસીમા !'

દેરના ક્ષેમકુશળની અને પોતાના સ્વાર્થી સુખની, આ બે લાગણીઓ વચ્ચે તોફાન ચાલતાં પોતે પોતાની નબળાઇ અને વિચારહીનતા પર હૈયું ઠેરવ્યું. પોતે આવી આકુલતાના અનુભવ પર નિઃશ્વાસ નાખ્યો, અને જાણે દેવ પોતાના જીવનમાં પહેલી જ વાર કોપ્યો હોય એવો મનોનુભવ થતાં ચોમાજુથી ઘેરાઇ ગયેલ કોઇ વિપદ્ગ્રસ્ત ઘેનુની માફક અંતરમાં ભાંભરડા દેવા લાગી. રડી પડી. ત્યાં તો યમુના બોલી :

'દીઠાં બહુ ડાયાં ! રડવા બેઠાં. તમારો દોરો તો લઇ જઇને હું જ બાંધી આવી છું.'

'ક્યાં ?'

'ભાઇને કાંડે.'

સામાન્ય સંજોગોમાં માનવીને આવા સમાચાર મુક્તિની ને ચકિત આનંદની લાગણી કરાવે, પણ ભદ્રાના સંજોગો સામાન્ય ક્યાં રહ્યા હતા ?

એને ન ગમ્યું. દોરો તો દેરને કાંડે પહોંચી ગયો હતો. દેરની યાત્રા ક્ષેમકુશળ બનશે. એક વર્ષ સુધી તો દેર પાછા નહિ વળે !

સાબરમતી નદી આવી–પુલ ઉપરથી ભદ્રાએ એક શ્રીફળ અને એક ચકચકતો નવો પૈસો નીચે વહી જતાં નીરમાં નાખ્યાં. એનો ઘા કરવામાં પૂરી કાળજી હતી. રમતમેદાન પરના કોઈ ખેલાડીએ કદી કોઇ સન્નારી સામે આટલી હળવાશથી રબરના દડાનો 'કેચ' નહિ નાખ્યો હોય. નદી એને મન સજીવ સત્ત્વ સમાન હતી. 'મા ! ભાઇની રખ્યા કરજે !' એવી ટૂંકી પ્રાર્થના એ શ્રીફળ અને પૈસાની સાથે સાબરમતીનાં જંપતાં જળ ઉપર ઝિલાઇ. પણ એના અંતરના અણુવદ્યા બોલ જુદા હતા, 'ભાઈને કંઇક, થોડુંક કંઇક કરીને પાછા વાળજે. ભાઇને મેં કંચનથી વછા પડાવ્યા છે. હું અદેખી છું. ભાઇ પાછા આવે તેમાં મારો શો સવારથ છે ? સવારથ તો છે જ ને રાંડી ! જૂઠું બોલ છ કે ? જૂઠું બોલતી હોઉં તો લે ખાતરી કરાવી આપું. ભાઇ જો પાછા આવે તો હું એને મારું મોં ય ન બતાવવા બંધાઉં છું.'

પણ સાબરમતીનો નિષ્પ્રાણ પુલ એવી એવી માનસિક લવારી સાંભળતો પાછળ રહ્યો. ગાડી સાબરમતી સ્ટેશને પહોંચી. યમુના રખે દેખી જાય તેટલા માટે જ ભદ્રા બારી પર મોં દબાવીને બેસી રહી. એની આંખોનાં પાણી વરસાદનાં ટીપાં સાથે મેળ કરીને બારીના પોલાણમાં ઊતરતાં હતાં.



## પ્રકરણ બેતાલીસમું

### ભાસ્કરનો બેટો

એનો ડબ્બો જ્યાં ઊભો રહ્યો તેની સામે જ બે પોલીસની વચ્ચે એક માણસ કેદી વેશ વગર પણ કેદી દશામાં ઊભો હતો. એ ડબ્બો ઊભો હતો ત્યાં દીવા ઝાંખા હતા. કેદીને લઇને પોલીસે એ જ ડબ્બાનું એક ખાનું રોકી લીધું.

કોઇ નીચે ઊભેલી સ્ત્રી એક બિસ્તર અને એક ખાવાનો ડબ્બો ઊંચો કરીને એ ઊજળાં લાગતાં કપડાંવાળા સંસ્કારી દેખાતા કેદીને કહેતી હતી: (ને એના બોલ પરથી સ્પષ્ટ થતું હતું કે એ બુઢ્ઢી હતી, બોખી પણ હતી;) 'લે ભાઇ, બેટા લઇ લે આ પાથરવાનું ને ભાથું.'

'નહિ મા, જરૂર નથી.' કેદી જવાબ વાળતો હસતો હતો.

ભદ્રાને કાને કંઠ અફળાયો. એનાં આંસુ થંભ્યાં. એનું મોં બારીનો ટેકો ત્યજી ઊંચું થયું.

'પણ બેટા, લાંબી મુસાફરી છે. હાડકાં દુઃખશે.' નીચે ઊભેલી બોખલી બુઢ્ઢી કેદીને ફરી ફરી આગ્રહ કરતી હતી.

'જનેતાઓનો તો આજ ત્રાસ છે ના!' કેદી પોતાના સાથી સિપાહીઓને કહી રહ્યો હતો; 'ભોંયમાં ભંડારી દઇએ, ઉપર પાંચ

પચીસ વર્ષોની મોટી ગાળી દઈએ, તો પણ કોણ જાણે ક્યાંથી ધરતી ફાડીને એ નીકળી પડે છે.'

ભદ્રા પોતાની સામી બાજુના છેવાડા ખાનામાં ચાલી રહેલ આ વાર્તાલાપ તરફ વધુ ને વધુ ખેંચાતી ગઈ. એને સ્વર કંઈક પરિચિત લાગ્યો. થોડો ફેર પડયો હતો, કંઠમાં દુર્બળતા હતી, પણ બોલવાનો રસો બદલાયો નહોતો. કોનો હતો આ કંઠ? સામાન્ય સો સો કંઠથી જુદો પડી રહે તેવો એ ભરેલો હતો.

'લે દીકરા લે,' બિસ્તરનો ભાર ન સહેવાતાં ઘડીક નીચે મૂકતી ને પાછું ઉપાડી ઉપાડી ઊંચું કરતી એ બુઢ્ઢીની ગામડિયણ જેવી ભાષા હતી.

'લઇ લો ને યાર !' પોલીસ પોતાના કેદીને કહેતો હતો: 'એ ડોકરીનો જીવ રાજી રાખોને ! એ દુવા દેશે તો તમે છૂટી જશો.'

'નહિ રે ભાઇ, નથી છૂટવું. છૂટીશ એટલે પછી શું હું આ માની સામે ય જોવાનો છું ! એ ક્યાં પડી સડે છે તેની પણ ભાળ લેવા જવાનો છું ! જા બા, મારે તારી આશિષો નથી જોઈતી.'

'લે ભાઇ લે......'

'બાઇ માણસનું માન રાખો ને યાર !' પોલીસનું જીગર દૂબળું પડતું હતું.

'ત્યારે તમને ખબર નથી નાયક.' એ કેદીએ રણકો કરતા સ્વરે કહ્યું : 'મેં આખી જુવાનીમાં બાઈ માણસોને રાજી રાખવા સિવાય બીજું બહુ કામ નથી કર્યું. ને હવે પાછો છૂટું તો એ કામ વગરનું બીજું કોઇ કામ મને સૂઝવાનું પણ નથી. પણ એ બાઇઓ આ માઇથી બધી રીતે જુદી હતી. આ તો બુઢ્ઢી ને બોખલી મા છે. એને હું કદી રાજી રાખી શકું નહિ. એવો દંભ હું ઘડીભર કરું તો આ

માને છેતરવા જેવું થાય. ને છેતરવું એ મારા સ્વભાવમાં નથી.' એમ કહેતો કહેતો એ તોરમાં ને તોરમાં એક ટૂંકું અંગ્રેજી વાક્ય બકી ગયો : 'To thy own self be finally true.'

'લે ભાઈ લે.' ડોશીનું રટણ ચાલુ જ હતું.

ત્યાં તો ગાડી ઊપડી. એ કેદીની કઠોરતામાં કશો ફેર પડયો નહિ. બુઢ્ઢીએ બિસ્તર અને ભાતાનો ડબો લઈને ચાલતી ટ્રેન સાથે દોડવા માંડયું. દોડતી દોડતી એ રગરગતી હતી : 'ઓ ભાઇ ! લેતો જા ઓ બેટા, લેતો જા ઓ ભાસ્કરીઆ—ઓ રડયા ! ઓ દન ફરેલા ! ઓ પથ્થર જેવા દીકરા !'

પણ વેગ પકડતી ગાડીના એ ડબાના છેવાડા ખાનામાં બેઠેલો એ કેદી જાણે કોઈ સ્થિતપ્રજ્ઞતાની મૂર્તિ હતો. એણે ગાડીમાંથી ડોકું કાઢીને પાછળ જોયું પણ નહિ. બાજુનાં મુસાફરોમાં જે કટાક્ષયુક્ત ટીકાઓ ચાલુ થઇ તેની પણ કશી અસર એણે મોં પર દેખાડી નહિ. ને વિદ્વત્તાયુક્ત ટીકા ન કરી શકતા પોલીસ-નાયકે 'અરે શું તમે તે યાર ! ઇન્સાન છો કે નહિ !' એવી જે ગૌરવભરી વાણી ઉચ્ચારી તેનો પણ એણે જવાબ વાળ્યો નહિ. નજર પોતાની સન્મુખ ટેકવીને એ બેસી રહ્યો. મોં છુપાવવાની પણ એણે જરૂર ન માની. એના ચહેરા પર એક જ ભાવ લખાઈ ગયા હતો, કે મેં કશું જ નિંદ્ય કામ કર્યું નથી. મારો આમાં કાંઈ પણ દોષ થયો નથી. હું મારી જાતને વફાદાર એક પ્રામાણિક માણસ છું. હું દલીલો કરવાની જરૂર જોતો નથી.

'લઇ લે ઓ રોયા ભાસ્કરીઆ !' એવા એ બુઢીના આક્રંદ- શબ્દો ભદ્રાને કાને પડયા કે તરત એ કંઠ પરખાયો. યમુના ને અનસુ બેઉએ ઊંઘવું આદરી દીધેલું તેથી ભદ્રાને એકલીને આ ડબામાં ભાસ્કર હોવાનો

તાત્કાલિક તો કશો ભય લાગ્યો નહિ. એકીટશે એ ભાસ્કર સામે જોઇ રહી. પંદરેક દિવસ પૂર્વેની રાતે ભાસ્કર વીરસુતની મોટર પર ચડી બેઠો હતો ને પછી બંગલે આવી જે વાત કહી ગયો હતો તેનું ભદ્રાને સ્મરણ થયું. ભાસ્કર પકડાયો હતો એ વાત ઘરમાં એને કોઇએ કરી નહોતી. દેરને ખબર તો હોવી જ જોઇએ, પણ વીરસુત ભદ્રા પાસે ભાસ્કરની વધુ વાત કરવા ન ઇચ્છે એ દેખીતું હતું. એ તો ઠીક, પણ અમદાવાદમાં મોટો ને મહત્ત્વનો ગણાવો જોઈએ તેવો એ બનાવ હતો છતાં અમદાવાદની સંસ્કારપ્રેમી જનતામાંથી કેમ કોઇ કરતાં કોઈ અહીં આ કેદીને કશું આપવા, સાંત્વન દેવા કે વળાવવા હાજર નહોતું? એને કેમ કોઇ જામીન પર છોડાવનારૂં પણ જડયું નહોતું? ભદ્રાને ભારી કુતૂહલ થયું. બિસ્તર દેવા આવેલી તે શું ભાસ્કરની મા જ હતી? મા કયાંથી આવી ચડી? આને પોલીસ કયાં લઇ જાય છે? ભદ્રાનું કુતૂહલ પ્રબલ બન્યું, પણ ભાસ્કર એ છેવાડા ખાનામાં ચુપ હતો.

વચ્ચેનાં ખાનાંમાં મુસાફરોએ આજના જમાના પર પ્રચંડ મીમાંસા માંડી દીધી હતી. આજના જમાનાના દીકરાઓ પર ફિટકાર તૂટી પડયો હતો ને માના ઉદરમાં નવ નવ માસ વેઠાતા ભારવાળા મુદ્દા પર એટલો બધો ભાર મુકાઇ રહ્યો હતો કે ભદ્રાને હસવું આવતું હતું. એનું અંતર છાનું છાનું કહેતું હતું કે 'નવ માસ ભાર વેઠવાની આટલી બધી નવાઈ તે શી છે બૈ! વેઠે એ તો—કૂતરાં ય વેઠે ને બલ્યાડાં ય વેઠે.'

ઉતારૂઓએ જમાનાને નામે બોલીને ભાસ્કરને જેટલી ગાળો દઇ શકાય તેટલી દીધી. ભાસ્કર અબોલ રહ્યો તે પરથી વાતો કરનારાઓએ અટકળ કરી કે આ ઠપકો તેના પર સારી અસર કરી રહ્યો છે. એટલે તો પછી બે પાંચ જણાં એની સામે ફરીને 'માને તો આમ રાખીએ ને તેમ સાચવીએ' એવી મતલબની શિખામણો આત્મીયજનોની જેમ દેવા મંડી પડયાં.

'હવે વધુ કહેવું રે'વા દો.' એક બેસારૂએ કહ્યું : 'એ બાપડો રઠી પડશે. કોને ખબર છે બાપડાને પારકી જણીએ જ બગાડ્યો હશે.'

પછી સૌ પરોપકારી લોકો કર્તવ્ય અદા કર્યાના સંતોષે નીતરતી પહેલી નિદ્રાનાં ઝોલાં ખાવા લાગ્યાં અને પોલીસો તથા ભાસ્કર વચ્ચેનો વાર્તાલાપ ત્રુટક ત્રુટક ભદ્રાને કાને પડવા લાગ્યો.

નાયકે કહ્યું : 'બીજું કોઈ તમારો જામીન થવા ના આવ્યું ને આ ડોકરી આવી ! એનો જમાન સરકાર શાની કબૂલે ?'

સિપાહીએ કહ્યું : 'અરે યાર, ત્રણ દિવસથી એ ડોકરી જેલને દરવાજે પડી હતી. જામીન કેમ આપવો એની કશી ખબર ન પડે, ને એ તો એક જ જીદ લઈને બેઠી કે મારા દીકરાને બદલે મને કેદમાં રાખો.'

'માણસને બદલે માણસને તો કોણ રાખે?' નાયકે કહ્યું : 'જમાન તો રૂપિયાનો જ જોવે ને !'

'ડોકરી પાસે કંઈ રૂપિયા રડા કે ઇસ્કામત તો હશે ને ! હેં માસ્તર ?'

'નહિ રે !'

'કેમ, તમે આવું જબરૂં માણસ, અને માને કંઈ મૂડી નહિ રળી દીધી હોય ?'

'એક પૈસો પણ નહિ.'

'ઓ તારીની ! એક પૈસો પણ નહિ ? તાણે મા ગુજારો કેમ કરતી હતી ?'

'દળણાં દળીને.'

'અલ્લા! અલ્લા!' પોલીસે ઉદ્‌ગાર કાઢ્યો.

'તે આ રાજકોટમાં વળી તમે બીજી શી બલા ખડી કરી છે યાર? એ નલિની કોણ છે?' નાયકે પૂછ્યું.

'વકીલની દીકરી છે.' ભાસ્કરે કશા વિલંબ વગર જવાબ વાળ્યો.

'એમાં તમે ક્યાંથી સપડાયા?'

'ભણેલી હશે એટલે સપડાવે જ ને?' પોલીસે અમરસત્ય ઉચ્ચાર્યું.

'મને કોઈ સપડાવી શકે જ નહિ.' ભાસ્કરે ખુલાસો કર્યો. પણ નાયકે તો પોતાની ધૂનમાં જ બોલવું ચાલુ રાખ્યું—

'એના માથેના તમારા કાગલ પકડાયા એ બહુ બૂરી થઈ યાર! બીજું ચાય તે કરીએ, કાગલ તો કદી જ ન લખીએ. કાગલ જ મોંકાણ કરે છે ને! મોંની હજાર વાતો કરી હોય તો ય કહી શકાય, કે સાલો જાણે છે જ કોણ સુવ્વરનો બચ્ચો! લેકિન કાગલના ટુકડા પર ચીતરામણ કર્યું કે માર્યા ગયા!'

'અરે યાર! નાયક સાબ!' સિપાહીએ કહ્યું: 'કાગલ તો કૈકના દાટ વાલી દે છે. કાગલ લખવા બેઠો ઇસ્કી, એટલે પછી પૂરપાટ ઘોડો મારી મૂકે હો યાર! શરાબ જ પીધો જાણે. અગમનગમની વાતો અડાવે. દિલની તમામ દાઝ કાઢી નાખે કાગલ ઉપર. આટલા વાસ્તે તો હું ખુદાને દુવા દઉં છું કે આપણી જાત ઓછું ભણે છે એ જ બહેતર છે.'

'એ તો ભૈ, હું બધું જાણું છું. રૂબરૂ મલીને વાતો કરી હોય, તો ય મારાં બેટાં સવાર ના પડવા દે, બસ, બેસે કાગલ લખવા. પથારીમાં ગોદડું ઓઢીને લખે, બાથરૂમમાં લખે, આગગાડીમાં ને ટ્રોલામાં બેસીને લખે, લખે લખે ને લખે જ. પોતાને હાથે જ પોતાની વિરુદ્ધનો

પુરાવો બાજે ! મેં તો એવા કૈંક કાગલો વાંચ્યા છે આપની હાપીસના છૂપા દફતરમાં. કેવા કેવા આબરૂદારો, કેવા કેવા ખાદીવાલાઓ, કેવા કેવા આશરમવાલાઓના કાગલો ! અહહહ ખુદા ! ઓ ખુદા ! તોબાહ !' એમ કહેતે કહેતે નાયકે આંખે હાથ દઈ દીધા : 'વાંચીએ તો જીગર કામ ન કરે. આપણે વાંચતાં શરમાઈએ, ને એ બચ્ચાઓ લખતાં ના લાજે. કેમ ભાસ્કરભાઈ, ખોટું કહું છું ? કહેતો હોઉં તો મારું મોં ને તમારી ચંપલ !'

ભાસ્કરે ફક્ત મોં મલકાવ્યું.

'યાર પણ તમે પૂરા પક્કા આદમી આ શી બેવકૂફી કરી બેઠા ?'

છૂપા પ્રેમપત્રોના વ્યવહાર પર નાયક અને સિપાહીના એ હાસ્ય-કટાક્ષોનું નિશાન બની ગયેલો ભાસ્કર કશું જ બોલતો નહોતો, કશા ખુલાસા આપતો નહોતો. એની દૃષ્ટિ ડબ્બાની બહાર ઘાટા બનતા અંધકાર તરફ હતી. પોલીસોએ ફાવે તેવું બોલ્યે રાખ્યું. અને ગ્રામ્ય વિધવામાં ભાગ્યે જ સંભવે તેવી હામ બીડીને ભદ્રા પોતાની બેઠકથી ઊઠીને સામી બારી પર જતી, બહાર ડોકું કાઢતી, ને ધીમે ધીમે એક પછી એક બારીને વટાવી ભાસ્કરવાળા ખાનાની સામેની (રસ્તા પરની) બારી સુધી પહોંચી હતી તેનું આ ત્રણમાંથી કોઈને ધ્યાન ન રહ્યું.

મોં બતાવ્યા વગર ભદ્રા પીઠ ફેરવીને ઊભી ઊભી પોલીસના તડાકા સાંભળતી હતી અને એ એક પછી એક ચકિત કરનારી વાતોની ભાસ્કરના મોં પર શી અસર થાય છે તે ચપળતાથી મોં ફેરવી જોઈ લેતી હતી. ભાસ્કરના ચોખ્ખા ચહેરા પર અપમાન અને બેઇજ્જતીની નિસ્તેજી હતી, પણ એ નિસ્તેજીમાં ય એક પ્રકારની શોભા હતી. ભાસ્કરનો ચહેરો પૂર્વે જોયેલો ત્યારે

ખાડાખબડીઆવાળો, ધામીઆંના દાગોથી ખરડાએલો ને ક્યાંઇક ક્યાંઇક ઊપસી આવેલી નસોથી ડુંગરાટેકરાવાળો દીસેલો. પણ એ રાત્રિએ આગગાડીના ડબામાં દીઠેલ ચહેરા પર, ઓરડીનાં જાળાં ખોદીને કોઇ ખેડુએ સમથળ કરેલા ખેતરની સપાટી સમી કુમાશ હતી.

ઘડીભર તો ભદ્રાના મનમાં મથામણ ચાલી રહી : 'આ માણસ પારકી બૈરીઓને ફસાવે એવો છે ખરો ? અમારી બૈરીની જાત પણ કંઈ ઓછી છે બઇ !'

વિચાર આવ્યો કે તત્કાળ ભદ્રાએ પડતો મૂકી દીધો. એ વિચાર –વાટ એને વિકરાળ હિંસ્ર પશુઓથી ભરેલી લાગી. ને એણે પોલીસ નાયકનો નવો ઉદ્દગાર સાંભળ્યો : ' ઓરત તો દગલબાજની પૂતળી છે હો માસ્તર ! ઓરતનો કદી ઇતબાર ન કરવો. '

ઘીના રેવેલ ડબામાં કસ્ટમના સિપાહી સોયો ઘોંચે તેવી રીતે ભદ્રાના હૃદયમાં એ શબ્દો ઘોંચાયા. પલભર એ સંકોડાઈ ગઈ. પછી તરત એણે ભાસ્કરના મન પરની એ શબ્દોની અસર નિહાળવા મોં ફેરવ્યું. ભાસ્કરે પણ એ વખત પહેલી જ વાર પોતાનું મોં બહારના અંધકાર તરફથી ફેરવી લીધું. એનો ચહેરો જોનાર કોઈ પણ કહી શકે કે એ મોં ફેરવવાની ક્રિયામાં કોઇ ચગદાતો કીડો દેહ આમળતો હોય તેવી વ્યથા હતી.

ફરેલી આંખોને એ કોનુ દર્શન મળ્યું ? અમદાવાદની ઓળખીતી આખી આલમ શું કોઈ એક જ નારીનું સ્વરૂપ ધરીને ખડી થઈ છે ઠપકો ને ધિઃકાર દેવા ? મેંણાંટોણાં ને પથ્થરો મારવા ? પોલીસની હાંસીમાં શામિલ બનવા ? કે કંચન અને યમુનાના જીવન–વિનાશ બદલનું કોઈ નવું તહોમતનામું પોલીસ પાસે દાખલ કરવા ?

ભાસ્કર દેખાયો. એ ભદ્રા હતી. પણ પૂર્વે વીરસુતને ઘેર દીઠેલી તેવી ભદ્રરૂપિણી સૌમ્યા નહોતી. એની આંખો, પોતાની સમસ્ત શીતળતા સાચવીને પણ પોલીસોની આંખોનાં તળિયાં ઉચકાવી રહી. પોલીસનો પરિચય કે પ્રસંગ એને કદાપિ નહોતો પડયો. ઘરની ખડકી એણે અમદાવાદ આવ્યા પછી જ, દેવુના દવાખાને જવા કરવા પૂરતી વળોટી હતી. પુરુષ જાતિના એક પણ માણસ જોડે એ ઊંચે અવાજે બોલી નહોતી. એવા સંસ્કારોમાં પોષાએલી ભદ્રાનું હૈયું 'કંઇક કહું ! કંઈક કહું !' એવા શબ્દોએ ધબકતું ધબકતું, એક ઉચ્ચાર પણ કરી ન શક્યું.

પોતે કંઇ કહી નથી શકતી તે બાબતનો એને મનમાં આત્મતિરસ્કાર આવ્યો. પણ એને વધુ વેદનાની અગ્નિઝાળો વેઠવી ન પડી. એ આશ્ચર્યચકિત બની. ભાસ્કરને એણે પોતાની સામે હાથ જોડી શિર નમાવતો જોયો.

ભદ્રા શરમીંદી બની. આવું નમન. પોતાનાથી પણ મોટી વયના પુરુષ પાસેથી પામવાનો આ પહેલો જ બનાવ એને ગૂંગળાવી રહ્યો. એની લજ્જાએ એના મૂંડેલ મસ્તકના ભાલને લાલ લાલ કરી મૂક્યું.

'સારૂં થયું કે તમે આંહીં મળી ગયાં.' ભાસ્કરે ભદ્રાને પ્રસ્તાવનાના સંતાપમાંથી બચાવી લેવાની બુદ્ધિથી આમ પરબારી જ શરૂઆત કરી લીધી; ને સ્તબ્ધ બનેલા, બાઘોલા જેવા પોલીસોને વિચાર કરવાનો પણ સમય આપ્યા વગર એણે ભદ્રાને કહેવા માંડયું–

'નલિની નામની એક રાજકોટની વિદ્યાર્થિની અમદાવાદમાં મારા રક્ષણ તળે હતી. એના પિતા પણ નલિની પરની મારી દેખરેખ માગતા હતા. એ પરણી તે પછી એના પતિએ પણ નલિની સાથે મારો સહવાસ ચાલુ રહેવા ઈચ્છા બતાવી હતી, પછી નલિની પતિને ઘેર ગઇ, ત્યાં જેવું કંચન ને વીરસુતના ઘરમાં બન્યું તેવું નલિનીને બન્યું મારી એણે કાગળ લખી સલાહ પૂછી. મેં એને પતિનો ત્યાગ

કરવાની સલાહ લખી, પણ પતિ પત્ની વચ્ચે મનામણાં થયાં. મનામણાં કરવાની રીત રમૂજી હતી. પતિએ કહ્યું કે નલિની! તું તો નિર્દોષ ને ભોળી નારી છે. તું નિષ્પાપ છે. પણ એ ભાસ્કરે જ દુષ્ટે તને ફસાવી દીધી. એટલે નલિનીએ સંતુષ્ટ થઇને એના પતિ પાસે મારા કાગળો પ્રકટ કરી દીધા છે. મારા સામે નલિનીને ભગાડી જવાની કોશીશનો કેસ થયો છે. મને ત્યાં લઇ જાય છે. હું તમારા આશિર્વાદ માગું છું.'

'આશિર્વાદ–' ભદ્રાને ગળે થૂંકનો ઘૂંટડો ઊતરી ગયો. એ માંડ બોલી શકી: 'આશિર્વાદ શેના ભૈ ?' એ 'ભૈ' સંબોધનના ઉચ્ચારમાં એનો એ જ થડકાર હતો, એ જ રણકો અને કમ્પાયમાન ઝણકાર હતો, જે સગા દેર વીરસુત પ્રત્યેના સંબોધનમાં ગૂંજી ઊઠતાં. ખુદ ભદ્રાએ જ પોતાનો એ બોલ સાંભળ્યો, ને એને પોતાને જ નવાઇ લાગી. વીરસુત સિવાયના કોઇ પ્રત્યે આવો ઝંકાર એના કંઠે કદી કર્યો નહોતો.

'આશિર્વાદ એટલા જ કે મેં જેને મારી સચ્ચાઇ માની છે તેને હું છોડી ન દઉં.'

ભાસ્કરની વાણી ભદ્રાની સમજમાં ઊતરી નહિ. 'સચ્ચાઇ' શબ્દ પારકી સ્ત્રીઓના સંસાર ભંગાવનાર પુરુષના મોંમાં વિચિત્ર જણાયો. ઓછામાં પૂરું પેલા બેઉ પોલીસો પણ ખડખડ દાંત કાઢવા લાગ્યા ને એ દાંત કાઢતે કાઢતે નાયકનો જૂનો દમ ઊખળી પડયો. એની ભયાનક ખાંસીનો એ હુમલો પાંચ મિનીટ સુધી ચાલુ રહ્યો, અને કેમ જાણે કોઇ બાકી રહેલા કામની વચ્ચે એ વિક્ષેપ પડયો હોય, એવી ભ્રાંતિથી ભદ્રા ત્યાં થંભી રહી, પણ નાયકનો દમ સહેજ શમતો હતો ત્યાં તો પોલીસે ફરી હસવું શરૂ કરી 'દેખ લો નાયકસાબ ઇનકી 'સચ્ચાઇ !' એમ કહીને નાયકને ફરી વાર બેફામ બનાવ્યો.

'એક વાત સાંભળી લો ભાઇ નાયક અને ભાઇ કોન્સ્ટેબલ !' ભાસ્કરે શાંત શબ્દોમાં પિછાન દીધી; 'આ કોણ છે તે જાણો છો ? લો હું તમને જણાવી દઉં, એટલે તમારે કેટલું હસવું તે નક્કી થઇ શકે. આ એ જ ઓરત છે કે જેના નામની ગંદી વાત કરનાર માંધાતાને મારે મહાવ્યથા કરવી પડી ને આ કેદમાં આવી તમને સૌને તકલીફ આપવી પડી. મારું ચાલે તો હું તમને વધુ તકલીફ દેવા નથી માગતો. તમે ના પાડશો તો હું એની સાથે વાત કરતો અટકી જવા રાજી છું. પણ હું ને એ વાત કરીએ એવી જો તમારી મરજી હોય તો એમની જાતની અદબ પાળવાની તમારી ફરજ છે. નહિ તો પછી પાછળથી મને એમ કહેવાની વેળા ન લેશો કે અરે યાર, અરે માસ્તર, તમે તે યાર શું બદલી બેઠા ને ધડોધડ બસ અમને લાફા જ લગાવવા લાગી પડયા !'

ભાસ્કર સંપૂર્ણ સ્વસ્થતાથી બોલી ગયો. પોલીસો ખસિયાણા પડી સાંભળી રહ્યા. ભાસ્કરની કદાવર કાયા અને લાફાના ધમધમાટા સંભળાવતી એની ટાઢીબોળ વાણી આ બે જણાનો વધુ મશ્કરીનો ઉત્સાહ ઉતારી નાખવા માટે બસ હતી.

'ના રે યાર ! ખુસીસેં કર લો ને બાતાં. અમારી તો એ માબેન બરોબર છે. બેસો બેન બેસો !' એમ કહીને પોલીસનાયકે ભદ્રાને જગ્યા કરી દીધી.

'બેસશો ઘડીવાર ?' સત્તાની વાણીમાં બોલવા ટેવાએલ ભાસ્કરે ભાગ્યે જ આવી કાકલૂદી અન્ય કોઇને કરી હશે.

ભદ્રાએ પોતાની સાડી સંકોડી. એક વાર પોતાના ખાનામાં ઊંઘતી યમુના અને અનસુ તરફ જોઈ લીધું, તે પછી એ ત્યાં બેઠી. કદી ન અનુભવેલી સંકોચની ને સંક્ષોભની લાગણી ભાસ્કરે તે વખતે

અનુભવી. એણે પોતાની બેઠક પર પોતાનાં કપડાં પણ સંકોડયાં. ને એણે કહ્યું, 'હું તો કંચનને ઠેકાણે ન પાડી શકયો. મને લાગે છે કે એ રઝળી રઝળીને પાછી તમારે ઘેર જ આવશે. એને તરછોડશો નહિ.'

'કંચન તો ઘેર ક્યારનાં આવી ગયાં. અમારે ગામ રહે છે મારા સસરા પાસે.' ભદ્રાએ આ માણસને માર વાગે એવા શબ્દોમાં કહ્યું. શબ્દો તો સાદી વાત કહેનારા હતા, પણ બોલવાનો લહેકો ને બોલતી વેળાનો સીનો ભાસ્કરને ડાંભે તેવાં હતાં.

'તે તો હું અત્યારે જ જાણવા પામું છું. હું જેલમાં હતો ખરોને.'

'ને કંચનગૌરી સગર્ભા છે.' ભદ્રાએ એ કૃત્ય ભાસ્કરનું ગણેલું એટલે આ કોરડો વીંઝવાની તક જતી ન કરી.

'તે તો આનંદના સમાચાર.' ભાસ્કર જે સરલતાથી બોલ્યો તે ભદ્રાને નિષ્પાપ લાગી. ભાસ્કર તો જરીકે થોભ્યા વગર આગળ વધ્યો: 'એ બાપડી એટલી અપંગ છે કે બાળકનો ઉછેર પણ કરવો એને વસમો બની જશે. તમે એની સહાયે જ રહેજો.'

ભદ્રા અંદરખાનેથી ચીડે બળી રહી. આ માણસ નફફટ હશે તેથી જ શું ચમકયો નહિ હોય ? કે નિર્દોષ હશે તેથી? એ તે શું પોતાની બહેન કે દીકરીની ભલામણ કરી રહ્યો છે? ને કેમ જાણે મારા પર એનો અધિકાર પહોંચતો હોય એવી રીતે ભલામણ કરે છે !

'એ ઘેલીને—એ મૂરખીને મારા સમાચાર તમારે આપવા કે ન આપવા, એનો મને વિચાર થાય છે.'

ભાસ્કર ધૃષ્ટતાથી બોલતો હતો. પણ કેટલાક લોકોને ધૃષ્ટતા કોઇ ગુણ સમી શોભે છે. નમ્રતા જો તેઓ ધારણ કરે તો તેઓનું સ્વરૂપ ઊલટાનું બિહામણું લાગે. ભાસ્કરની ધૃષ્ટતા ભદ્રાને ગમી.

'કંઈ નહિ,' ભાસ્કર બે ઘડી વિચારીને બોલ્યો: 'કહેશો નહિ. અને હું જેલ પકડાયો ત્યારે એ મને મળવા પણ ન આવી ? બેવકૂફ છે બેવકૂફ !'

'દેવી બનાવવી'તીને ?' ભદ્રા લાલચોળ બનીને બોલી. પણ બોલ્યા પછી પલમાં જ એ સ્તબ્ધ બની. એનું મન બોલ્યું: આટલી છૂટ આ કોની સાથે? આ બેઆબરૂ, કેદ પકડાએલા, પરસંસારના ભાંગણહાર ભાસ્કર સાથે ?

'હું તો હજુ ય થાક્યો નથી.' ભાસ્કરે ભદ્રાનો ટોણો સમજ્યા વગર કહ્યું: 'હું તો એનું ઘડતર કરતાં કદી ન થાકત. એ તો એ થાકી ગઈ.'

ભદ્રા ત્યાંથી ઊભી થઇ ગઇ એટલે ભાસ્કરે કહ્યું: 'હા, હવે તો તમે સુખેથી જાઓ. હમણાં વીરમગામ આવી પહોંચશે. આપણી બેઉની ગાડીઓ પણ જુદી પડશે. વીરસુતને કહેજો, કે મેં એને મારેલો તેનો બદલો લેવા જેવી શરીર-શક્તિ એ જમાવે તો હું ખૂબ ખુશ બનું. એક વાર એ પણ મને મારી મારી લોથ બનાવે એવો દિવસ કાં ન આવે ! હે-હે-હે !' એ હસ્યો.

'એ તો ગયા સમુદ્રપાર.' ભદ્રાના મનમાં બાકી રહેલો શબ્દ હતો 'તારે પ્રતાપે !' ત્યાં તો ભાસ્કર બોલી ઊઠ્યો :-

'તો તો હું સાચો પડીશ. એ શરીર સુધારીને આવશે. ને હું પણ થોડાં વર્ષોને માટે જીવનપાર જાઉં છું. બહાર નીકળીશ ત્યારે મારૂં શરીર વીરસુતની લાતો ને લપાટો ખાવા જેવું ક્ષીણ તો થઇ જ ગયું હશે એમ કહેજો-અરે લખજો વીરસુતને.'

એટલું કહીને એણે ફરીથી વિદાયનું વંદન કર્યું. ઝડપભેર ચાલી ગયેલી ભદ્રાએ યમુનાને ને અનસુને જગાડી બિસ્તર પાગરણ બાંધતે

બાંધતે અંતરમાં ઝણઝણાટી અનુભવી. એ ઝણેણાટ અનુકમ્પાનો હતો, ધિક્કારનો હતો, કે તાજજુબીનો હતો? ભદ્રા ન સમજી શકી. એને આવો જીવનપ્રસંગ કદી સાંપડયો નહોતો. આ માનવીની વિચિત્રતા પણ વ્યવસ્થિત હતી. આ પુરુષના માનસિક કુમેળમાં પણ કશોક સુમેળ હતો. આ રોગીને રોગ શું કોઠે પડી ગયો હતો? એના જીવનમાં શું કોઇ રસતત્ત્વ ખૂટતું હતું તેના પરિણામે આ રોગ થયો હશે! પાપને પણ શું પ્રતાપ હોય છે?

રાતના અગિયાર વાગે ગાડી બદલાવને બદલાવતે આ ગામડિયણ વિધવાને ભાસ્કરની સમસ્યાએ વ્યથિત કરી મૂકી અને એની જૂની સ્મૃતિ કડીબંધ જાગી ઊઠી. પોતે અમદાવાદ ગઇ તેના પહેલા જ દિવસની રાતે દેરના નિર્જન ઘરમાં ભાસ્કર ઓવરકોટ લેવા ઘૂસેલો ને પોતે ફફડી ઊઠેલી છતાં ભાસ્કર પગલુંય ચાતર્યો નહોતો. ફરી પાછો ઘણા મહિને ભાસ્કર સાંજટાણે ઘરમાં આવ્યો, યમુનાએ ચીસો પાડી, ભાસ્કર શાંતિથી ચાલ્યો ગયો, તે પ્રસંગ પણ નજર સામે તરવરી ઊઠયો. ભાસ્કરની આંખ બદલી નહોતી. પછી કેદ પકડાવાની રાત્રિએ એણે દેરની મોટરમાં ચડી ઘેર આવવાની ધૃષ્ટતા કરી તે પ્રસંગમાં પણ કોઇ મેલું તત્ત્વ હતું? ને આજે આ ટ્રેનમાં થયેલો મેળાપ પણ કેટલો બધો સ્વચ્છ હતો!

ત્યારે શું આ માનવી પાતકી ને પ્રપંચી નહિ? પ્રામાણિકતા શું આટલાં વિલક્ષણ રૂપો ધારણ કરતી હશે? ને કંચનના સગર્ભાપણાની વાત એણે સાવ સ્વાભાવિક ગણી સ્વીકારી લીધી તે તો વિચારમાંથી ન ખસી શકે તેવું દૃશ્ય હતું. એ પોતે જો કંચનની આ દશા માટે જવાબદાર હોત, તો ચમકી ન ઊઠત! વીરસુતનો ત્યાગ કરી બેઠેલી કંચન આ દશાને પામે તેનો સીધો જુમ્મેદાર બીજો ગમે તે હો, પણ તેનો મૂળ જવાબદાર તો પોતે જ છે, એ વિચારે પણ એ કેમ ન

ચોંકી ઊઠયો ? કે શું કંચનના ગર્ભાધાનની મુદતનો હિસાબ જ એના મગજમાં નહોતો ! શું એ જડતા હશે ? કે નિર્દોષિતા ?

નવી ગાડીમાં ગોઠવાએલી ભદ્રાએ પાછલી રાજકોટ જનાર ગાડીની રાહ જોતા પ્લેટફોર્મ પર ઊભેલા ભાસ્કર તરફ ધીરીધીરીને બારીમાંથી જોયા કર્યું. ભાસ્કર એના તરફ નહોતો જોતો. એક વાર એ જુએ, જોઈને એક વાર પાછો નજીક આવે, તો હજુ એકાદ માર્મિક પ્રહાર કરી લેવાનું ભદ્રાનું દિલ હતું. ચાલતી ગાડી પરથી ગાળ કે ઠપકો દેવાની અથવા પથ્થર લગાવવાની વૃત્તિ ઘણામાં હોય છે. કેમ કે એમાં સલામતી છે. ભદ્રાની અંદરનું ગ્રામ્ય સ્ત્રીત્વ એ તક દેખી સળવળી ઊઠયું. પણ ગાડી ભદ્રાને લઈ ચાલી નીકળી. ખેપે ખેપે હજારો નિગૂઢ માનવ-સમસ્યાઓના બોજ ખેંચી જતી ગાડીને ભદ્રાનો એકનો આજનો અંતર-બોજ ભારી પડયો હોય કે નહિ, પણ ભદ્રાને ગાડીનાં પૈડાં માંડ માંડ ફરતાં લાગ્યાં. એણે આખી રાત અજંપો અનુભવ્યો. ભાસ્કર જેવા અજાણ્યા, અન્ય પંથે પળેલા, લગાર પણ નિસબત વગરના માનવીનું આ ચિંતન અકારણ હતું છતાં કેમ એ ચિંતન કોઈ રાત્રિકાળે દીવો બળતા ઘરમાં ભૂલથી આવી પડેલ ચામાચીડિયાની જેમ આમ તેમ ગોથાં ખાતું હતું ! કયા સ્નેહદાવે કે સંબંધદાવે ભાસ્કરે નલિનીના કિસ્સા વિષેનો ખુલાસો મારી પાસે ઠાલવી નાખ્યો ? અથવા મારી નજરે ખાનદાન ને નિર્દોષ ઠરવાની આ વૃત્તિ લોખંડ જેવા ભાસ્કરને કેમ થઈ ?

રાત્રિના હૈયામાં જેટલાં ચાંદરણાં હતાં તેટલા જ નાનકડા ને અલ્પપ્રકાશિત વિચારો ભદ્રાના અંતરને ભરી રહ્યા. એ બધા મળીને જો કે અંતરના તિમિરપટને અજવાળી ન શક્યા, તો પણ એણે ભદ્રાને રાત્રિ જેવી શાંત, સુંદર ને રહસ્યમય તો જરૂર બનાવી.

●

## પ્રકરણ તેતાલીસમું

### 'ભડકમહાર !'

સ્ટેશને દેવુ સામો લેવા આવેલો. એના મોં પર લાલી ચડી હતી. 'ઓ અનસુ !' એમ કહી એણે અનસુને બાથમાં લઇ એ ચીસ પાડે ત્યાં સુધીની ચીપ દીધી ને અનસુને રીઝવવા એ ભાત-ભાતની પશુ–વાણી કરવા લાગ્યો. એણે યમુના બહેનની પાછળ છાનામાના જઈને ચીંટી ખણી. કોપેલી યમુના પાછળ ફરી જુએ તો દેવુ મોં ફેરવીને સાવ અજાણ્યું બની ઊભેલો. યમુનાનો કોપ મસ્તીરૂપમાં ફેરવાઇ ગયો. યમુનાએ દેવુના બરડામાં એક ધબ્બો દીધો.

સામાન ઉપડાવતી ભદ્રાએ આ તોફાન મસ્તીમાં દેવુનું ને યમુનાનું નવું જીવન નાદ કરતું દીઠું. કોઇકને ધબ્બો મારવાનું દિલ તો એને ય થઇ આવ્યું. પણ એનો ધબ્બો સુસ્થાને શોભે તેવો કોઈ બરડો ત્યાં નહોતો. કિશોર છોકરો કે ગાંડી ઘેરી બની જવા એનું મન ઝંખી ઊઠયું.

'ફટવ્યો લાગે છે તારી બાએ !' રસ્તે ટપામાં ભદ્રાએ દેવુને અભિનંદન આપ્યાં.

'ફટવે જ તો ! શા માટે ન ફટવે ?' દેવુનાં ગલોફાં ફૂલ્યાં.

ભદ્રાએ અંતરથી આશિષો દીધી ને કહ્યું: 'મારી ગેરહાજરીમાં ઘી ગોળ કેટલાં ઉડાવી ગયો તેનો હિસાબ દેજે જલદી ઘેર જઇને, રઢિયાળા !'

'ચોરીને ખાધું તેનો હિસાબ હું શાનો દઉં? ચોરને પકડવા આવનારે જ એ તો શોધી કાઢવું રહ્યું.'

ભદ્રાને આ જવાબો સુખના ઘૂંટડા પાતા હતા. 'હાશ બૈ ! છોકરાનાં મોં માથેથી મારી કે કોઇની ઓશિયાળ તો ગઇ ! હું કેટલું ખવરાવતી તો ય કદી લોહીનો છાંટો ય ડીલે ચડયો'તો ! હે તુળસી મા ! મારો ભાર તમે ઉતાર્યો.'

એણે પૂછ્યું: 'બા શું કરે છે?'

'નજરે જોજો ને ! ઘર ક્યાં દૂર છે? જોઇ જોઇને દાઝજો !'

'જોઉં તો ખરી ! મને દઝાડે એવો તે કયો અગ્નિ પેટાવેલ છે તારી બાએ?'

એમ કહેતી ભદ્રા ઘરમાં દાખલ થઈ ત્યાં તો એણે અનાજની ગુણીઓ ઠલવાએલી દીઠી. ચોખા ને ઘઉંના ડુંગરા થયા હતા. સોવાનું ને ઝાટકવાનું ધમધોકાર ચાલતું હતું. સાફ થયેલા અનાજને એરંડિયું ચડાવવાની ક્રિયા થઇ રહી હતી. બે મજૂરણોના હાથમાં સૂપડાં ને ચાળણીઓ ચાલી રહ્યાં હતાં. ને એ ઓરડો વટાવી ભદ્રા બીજામાં ગઇ તો એણે 'બડકમદાર ! બડકમદાર !' એવા શબ્દો સસરાના ગળામાંથી પૂર્ણ છટા સાથે છૂટતા સાંભળ્યા ને ત્યાં એણે પીંજારાની તાંત ચાલતી દીઠી.

બાપુજી ત્યાં બેઠા બેઠા ઘરનાં જરીપુરાણાં ગાદલાં ઉખેળાવી અંદરનું રૂ પીંજાવતા હતા. એણે ઊઠીને તરત કહ્યું : 'પહોંચ્યાં ને તમે?

વાહ ! અડકમદાર...! હાશ, હવે તો હું છૂટવાનો. આ કચને તો મારા માથે કેર ગુજાર્યો છે. લાવી દો એરંડિયું ! લાવી દો સામટા દાણા ! લાવી દો નવું રૂ ! આ રૂ સારૂં નથી, ને આ એરંડિયું દાણામાં ચડાવવા નહિ ખપ લાગે ! આ ખાટલાની પાટી ભરનારને તેડાવો ને પેલા ખાટલાને વાણુ ભરાવી દો. મને તો પગે પાણી ઉતરાવ્યાં છે બાપ ! આ તે દીકરાની વહુ કે કોઈ નખોદ દીકરો ! મને બેસવા દેતાં નથી. તમે હતાં તો કેવું સુખ હતું મારે ! દસ દસ વરસ પહેલાંના દેવુના મૂતરેલા ગાભા જેવાં ગાદલાં, એઈને મઝાથી ચાલતાં. ને પંદર વરસથી પાટી ધોયા વગરના ઢોલિયામાં ય ધસઘસાટ ઊંઘ આવી જતી. ને વળી મહિને મહિને દાણો લાવીને ખાતા તેને ઠેકાણે આ તો ઘરમાં મોટી રાજક્રાંતિ થઇ રહી છે ! મને શી ખબર કે તમારી દેરાણીને તમે આવડાં પહોંચેલાં કરી નાખ્યાં હશે ! નહિતર તમને હું દૂર રાખત શા માટે ? હવે તો બાપ, તમારી સત્તા આ ઘર માથેથી ગઈ છે. ઘરના ખરાં માલિક આવી પહોંચ્યાં છે. હું સાચવવાનું કહેતો, ત્યારે આકરૂં લાગતું તો હવે લેતાં જાઓ, તમારી સત્તા જ ઝૂંટવાઇ ગઇ. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.'

'દેવુ !' ભદ્રાએ પીઠ ફેરવી ઊભાં ઊભાં સસરો સાંભળે તેમ કહ્યું; 'બાપુજીને કહે કે મને બનાવો છો શાને ? તમે જ ઉપર રહીને કંચનની મદદથી મારી સામે આ કાવતરૂં રચ્યું છે ના ! એટલા માટે જ એને લઈને તમે આંહીં આવ્યા હતા. પણ એ ગઇ કયાં ?'

એમ કહેતી ભદ્રા બીજે ઓરડે દોડી, ને ત્યાં એણે કંચનને પીંજેલા રૂના પૉલ પાછળ છુપાએલી પકડી પાડતાં સામસામી હસાહસ મચી રહી. 'કાવતરાબાજ !' કહી ભદ્રાએ એના કાન આમળ્યા. ભર્યો ભર્યો કંચનનો દેહ અંદરથી કોઈ અજબ સ્ફૂર્તિએ ઊછળી રહ્યો. એના અંગેઅંગમાં જીવન કોઈ લાસ્ય-નૃત્ય ખેલી રહ્યું. તેની માછલી જેવી

ગતિમાન કાયા ભદ્રાના હાથમાંથી સરી જવા લાગી. પીંજેલું રૂ પડ્યું હતું તેના સફેદ સુંવાળા પૉલને બથમાં લઇને કંચન બોલી ઊઠી : 'ખરેખર ભાભીજી, આજસુધી બબ્બે મોટાં ગાદલાંમાં સૂતાં છતાં આ તો કદી ખબર જ નહોતી. મને તો એવું થાય છે કે રોજેરોજ નવાં નવાં ગાદલાં ભરાવ્યા જ કરૂં, રોજેરોજ નવું નવું રૂ પીંજાવ્યા જ કરૂં ને રોજ આ પૉલમાં આળોટયા જ કરૂં. ને સાંભળો તો, આ પીંજારાની તાંત શું બોલે છે !' એમ કહેતે એણે તાંતના ઢેં–ઢેં–ઢફ–ઢફ–ઢફ એવા અવાજોના ચાળા પાડી હાથની ચેષ્ટા માંડી.

ભદ્રા સમજી ગઇ. આ સર્વ સ્ફૂર્તિની ભૂખ એના શરીરની ગર્ભવતી સ્થિતિને આભારી છે. ભદ્રાએ એને મસ્તકે હાથ મૂકીને ફક્ત એટલું જ કહ્યું : 'હિલોળા કર તું તારે બેન ! હિલોળા જ કર. આ ઘર તારૂં જ છે.'

'ને બાપુજી તો કાંઈ છે ને ભાભીજી !' કંચને વાત આદરી ! 'હું જે કહું તે કરવા ખડે પગે બડકમદાર ! ગાદલાં માટે નવું કાપડ લાવો, તો કહે કે બહુ સારૂં, બડકમદાર ! જે મગાવું તે લઈ આવી દેવા માટે બસ બડકમદાર ! એ બોલે છે ત્યાં તો મારાથી હસી પડાય છે. એ 'બડકમદાર' બોલે છે ને મારા તો પેટમાં જ ભાભીજી, કંઇક ઊછળવા લાગે છે.' એમ બોલતી બોલતી કંચન, જેણે ત્રણે ત્રણ કસુવાવડો જ જોઇ હતી, જેને સાતમા ને આઠમા મહિનાની સગર્ભાવસ્થાએ અનુભવાતો સ્વાદ કદી ચાખ્યો નહોતો, તે આ નવા અનુભવની કથા કહેતાં નીચે જોઇ ગઇ. એના પેટમાં બાળકનું સ્પન્દન ચાલતું હતું.

ભદ્રાએ એનું મોં ઊંચું કર્યું ને એથી આંખોમાં પલ પૂર્વેના થનગનાટને બદલે ગ્લાનિ ને વિષાદ, ભય ને ચિંતા નિહાળ્યાં. એનો પણ મર્મ ભદ્રા પારખી ગઈ. કંચનનાં નેત્રો એકાદ મહિના

પછીની એક કટાકટી પર મીટ માંડી બેઠાં હતાં. એ ટાણે, એ પ્રસવની ચીસોને ટાણે, એ શિશુના પહેલા રૂદનને ટાણે, આના આ જ સસરાના કાનમાં શું થશે? આ ભદ્રા, આ પાડોશીઓ, સુયાણી વગેરે સૌ શું કરશે? કોઇને કંઇ આડું અવળું કરવાની સૂચના તો નહિ થાય? એ કલંકનો નિકાલ તો કોઇને નહિ ભળાવાય?

એ એકેએક મનોવેગને ભદ્રાએ પકડી પાડયો. ને એણે કશું જ બોલ્યા વગર, કંચનના રૂના પૉલ પર ઢળેલા ચહેરાની જમણી આંખને ખૂણે આવેલું એક આંસુનું ટીપું હળવી આંગળીએ ઉપાડી લીધું.

ત્યાં તો સસરાનો શબ્દ સંભળાયો : 'બડકમદાર! હું શાક લેવા જાઉં છું. ગાદલાના ગલેફનું કાપડ લેતો આવું છું. બીજું કાંઈ જોવે છે બડકમદાર? ઠે...ક! અત્યારે યાદ ન આવતું હોય તો પછી કહેજે—બડકમદાર! કરમીની જીભ ને અકરમીના ટાંટીઆ! અલી એ અનસુ! બડકમદાર! યમુના, બડકમદાર!' એમ બોલતા સોમેશ્વર માસ્તર રૂપેરી હાથાવાળી સીસમલાકડી વીંઝતા, ઘરમાં છુપાઇને હસતી યમુનાના માથા પર લાકડી અડાડતા કહેતા ગયા કે 'બડકમદાર! કોણ કહે છે તું ગાંડી?–બિલકુલ ગાંડી નહિ, બડકમદા...ર!'

'બડકમદાર' શબ્દ કોઈ મંત્ર કે સ્તોત્ર સમો બન્યો હતો. એ ઉચ્ચાર આખા ફળીમાં જીવન પાથરતો હતો. એ શબ્દ વાટે એક વૃદ્ધની સ્ફૂર્તિ ને શક્તિ હવામાં લહેરીઆં પાડતી હતી. ચાલ્યા જતા સસરાની પાછળ શેરી પણ ગાજતી ગઈ–'બડકમદાર!'

ભદ્રાએ એનો પણ મર્મ કલ્પી લીધો, કે સસરા જાણે કોઇક અપૂર્વ આપત્તિના કસોટીકાળને માટે કૃત્રિમ હિંમતનો સંચય કરી રહેલ છે. એવો અર્થહીન ઉચ્ચાર પગલે પગલે કાઢવાનો એ વગર બીજો હેતુ ન હોય. ને એ કસોટીનો કાળ કયાં દૂર હતો?

એક મહિના પછી એક પ્રભાતે કંચનની એ પ્રસવ-ચીસોનો પ્રારંભ થયો. એના ખાટલાને ઝાલીને ભદ્રા સુયાણીની સાથે બે રાતથી બેઠાબેઠ હતી. વેદના અસહ્ય હતી. કંચનને વેદના પીવાની ટેવ નહોતી, એને તો જાણે કોઇએ અગ્નિકુંડમાં ઝીંકી દીધી. એને ચીસોને દાબવાની શક્તિ હતી તેટલી ખરચી. પણ છેવટે હોઠની ભોગળો ભેદતો ભેદતો સ્વર છૂટયો,—કોના નામનો સ્વર ? કોને તેડાવતો પોકાર ? કોને બોલાવતી ચીસ ? એનું કોણ હતું ? એને મા નહોતી, બહેન નહોતી, ભાઇ નહોતો, ને એક પણ એવી બહેનપણી નહોતી—એક પણ નારીસન્માનક પુરુષમિત્ર નહોતો; ભરથાર હતો પણ નહતા જેવો, દરિયાપાર બેઠેલો, રૂઠેલો, પોતે જ ફગાવી દીધેલો. કોનું નામ પોકારે? કોના નામનો આકાર ધર્યો એ વેદનાની આર્તવાણીએ ?

'બાપુજી ! બાપુજી ! ઓ મારા બાપુજી...જી—જી !' એમ પુકારતા એના દાંતની કચરડાટી બહાર બેઠેલા સસરાએ સાંભળી. કંચનને મન પોતાનો પરિત્રાતા, પોતાને માટે જમની જોડે પણ જુદ્ધ માંડનાર આ એક જ પુરુષ હતો: સસરો સોમેશ્વર હતો; એણે પુકાર્યું—

'બાપુજી ! ઓ મારા બાપુજી...ઇ....ઇઇ— ' ને દાંતની કચરડાટી પર કચરડાટી.

'તુલસી મા ! હે તુલસી મા ! તુલસી મા સારાં વાનાં કરશે બેન ! ' બેઠી બેઠી ભદ્રા, કંચનના લથડતા, કકળતા, ભાંગી ટુકડા થતા શરીરને ટેકવતી બોલતી હતી.

સોમેશ્વર માસ્તરનો એ સૌથી વધુ કપરો કસોટીકાળ હતો. ગઈ કાલ સાંજ સુધી એણે વૈદ્યને બોલાવેલા, ઓસડિયાં ખંડાવેલાં, સુવાવડનો ઓરડો સ્વચ્છ કરાવી ત્યાં ઢળાવવાના ખાટલામાંથી જાતે વીણીવીણી માંકડ કાઢેલા, ધૂપ દેવરાવેલો, ઓરડાને ગૌમૂત્ર છંટાવેલાં ને પૃથ્વી પર

મહેમાન બનનારા માટે નાની માંચી, પોચી ગાદલી, અરે બાળોતિયાંના ટુકડા પણ પોતે ચીવટ રાખી રાખીને તૈયાર કરેલા.

એ જ ડોસાએ જ્યારે પ્રસવ સામે દીઠો ત્યારે એક ધ્રુજારી અનુભવી. એનું હૈયું પાછું પડયું. એની અંતર-ગુહામાં બેઠેલો સંસારી બોલી ઊઠયો : અલ્યા એઈ ! પણ આ બાળક કોનું ! ને શી આ વાત ! અલ્યા આ દીકરાની નામરદાઈનાં નગારાં વગડાવછ ! અલ્યા આ ચીસો પાડનારી લગારે લજવાતી નથી !

ઝાઝા વિચારોએ એને જાણે કે પીંખી નાખ્યો. એને સ્વેદ વળી ગયો ને આજ એક મહિનાથી જે શૌર્ય-શબ્દ 'બડકમદાર' એના મોંને જંપવા દેતો નહોતો તે એના ગળાની નીચે રોકાઈ ગયો.

'બાપુજી ! બાપુજી ! ઓ મારા બાપુજી ઈ-ઈ-ઇ.' ચીસો ઊઠતી રહી, ચીસ પાડનારી રાહ જોતી રહી કે હમણાં પડકારશે ડોસા, 'બડકમદાર !' એટલે હું માનીશ કે મારા સસરા મારી વહાર કરવા, મને દાનવોથી રક્ષવા આંહીં જ બેઠા છે, પણ કોઈ ન બોલ્યું 'બડકમદાર !'

સોમેશ્વરને લજ્જાએ, નબળા વિચારોએ ને આ ચીસોની નફ્ટાઈએ ભાંગી નાખ્યો. એણે કાન આડી હથેળીઓ દીધી. એણે વહુના પ્રસવ-ખંડની પરશાળ છોડી દીધી. એ જાણે કે નાઠો, પણ નાસીને જાય ક્યાં ? નાસીને જવાનું એક જ ઠેકાણું હતું : પાછલી પરશાળે પડેલો અંધા જયેષ્ઠારામનો લબાચો.

સોમેશ્વર સરકીને ત્યાં પહોંચ્યા, એણે જઇને જયેષ્ઠારામના હાથ ઝાલી લીધા, એના મોંમાંથી 'કરમ ! કરમ !' એવા ઉદ્ગાર નીકળ્યા.

જયેષ્ઠારામે ઘરમાં જાણે કશું જ બનતું નથી એવા મિજાજે કહ્યું : 'કાં દવેજી ! આજ તમારૂં 'બડકમદાર' ક્યાં તબડકાવી ગયું ?'

'ચુપ રહે ભાઇ! બોલ મા!' સોમેશ્વરે સાળાનો પંજો દાબ્યો. 'હું હાર્યો છું. મેં આ શું કર્યું? હેં જ્યેષ્ઠા! તેં આ શી સલાહ દીધી'તી મને?'

'શું છે?' જ્યેષ્ઠારામ હસ્યો.

'આ કોનું સંતાન! હેં? આ કોનું હશે?'

'એ તો ખબર નથી દવેજી! પણ તમને કંઇ ખબર છે કે હું મારી માને પેટે કોનો જન્મ્યો હતો? હેં દવે, પાકી ખબર છે તમને કે હું મારા બાપનો જ છું, હેં?'

એવા બોલનાં તાળાં સોમેશ્વરની જીભે દેવાય તે પૂર્વે તો અંધાએ આગળ પ્રશ્ન કર્યો, 'ને તું પડે તારી માને પેટે કોનાથી, તારા બાપથી જ પાકેલ તેની તને ખાતરીબંધ ખબર છે કે દવે! એંશી એંશી વરસના આપણા ન્યાતીલાને પૂછી જોશું હેં દવે, કે મારી ને તારી માને પેટે હું ને તું કોનાથી પાકયા'તા?'

સોમેશ્વર ચુપ બન્યો—થોડી વાર એ મૌન ટકયું—એ મૌનને વીંધીને બૂમ પડી 'ઓ બાપુજી! ઓ મારા બાપુજી! ઓ...ઓ...ઓ...'

'જાઓ દવે!' અંધાએ કહ્યું, 'ને મને ય લેતા જાવ. કોઇએ આ સંતાન કોનું એવું પૂછવા જેવું નથી. તે પૂર્વે આપણે આપણી જાતને પૂછવું કે હું પોતે કોનો હઇશ? માટે ચાલો. એને હિંમત આપો પરશાળમાં બેસીને.'

બીજાને હાથે દોરાતો અંધ તે ટાણે સોમેશ્વરને દોરી પ્રસવ-ખંડ પાસે લઈ ગયો ને ઊભો રહ્યો તે પછી પ્રસવની ભયંકર વાણ્ય આવી. ચીસ પડી! 'બાપુજી, ઓ મારા.......'

'હો બચ્ચા! આ રહ્યો હું બચ્ચા! બડકમદાર!'

એ શબ્દો કંચને સાંભળ્યા. ને તે પછી બીજી જ ક્ષણે વિશ્વની પરશાળે, બ્રાહ્મણવાડાને ઓરડે, તુલસીને ક્યારે, પ્રભુઘરના પરોણલા શી એક બાલિકા ઊતરી પડી. સુયાણીએ બહાર આવી ખબર દીધા : 'દાદાને ઘેર લેણિયાત આવી !'

'બડકમદાર !' એ બોલ બોલીને સોમેશ્વર માસ્તર ગદ્‌ગદિત બન્યા. એ તુલસી–ક્યારે ગયા. ત્યાં યમુના અનસુને લઈ ચુપચાપ બીડેલી આંખે બેઠી બેઠી કંઇક પ્રાર્થના લવતી હતી; અનસુને પણ એણે હાથ જોડાવ્યા હતા.



## પ્રકરણ ચુમાલીસમું

### બાકીનું તપ

**૧૯૩૯ ના** ઓક્ટોબર મહિનામાં લંડનની પાસપોર્ટ-કચેરીમાંનાં પગથિયાં ચડનાર એક ઓવરકોટમાં લપેટાએલા યુવાનને તમે જોયો હોય તો તમે તો શાના ઓળખો ! અરે ભદ્રાએ જોયો હોય તો ભદ્રા પણ પહેલી નજરે તો ભાગ્યે જ ઓળખી શકે કે એ પોતાનો દેર પ્રોફેસર વીરસુત છે. ને ભદ્રા તો એને ભાળે તે પળે જ બોલી ઊઠે કે 'આ હા હા ભૈ ! આ તો તમને ચોખ્ખેચોખ્ખી ભાસ્કર ભૈની જ આશિષો ફળી છે હોં ભૈ. પણ આપણે કોઇની જોડે બાઝતું કરવું નથી. હોં ભૈ !'

દારૂગોળા અને દાવાનળના ઝેરી ધુમાડાથી ખરડાયા પહેલાંની ઇંગ્લાંડની આબોહવાએ ને ધરતીમૈયાએ, પોતાની નિત્યની ખાસિયત અનુસાર આ સુકલકડી હિંદી યુવાનના દેહને પણ પોતાની તંદુરસ્તી ને સુરખીમાં લેટાવ્યો હતો. પાંચ મહિનાના એ વસવાટે એના ગાલના ખાડા, આંખોના ગોખલા, મોં પર પડેલી દાઝો, અને કરચલિયાળી ચામડી પર ગુલાબોની જાણે પૂરણી કરી દીધી હતી.

પાસપોર્ટ-કચેરીનાં પગથિયાં ચડતાં ચડતાં એને પોતાને જ પોતાના દેહ પ્રત્યે આશ્ચર્ય ઊપજી રહ્યું હતું. હિંદમાં હતું ત્યારે જે

શરીર ફાટેલી સાદડી પેઠે અથવા જર્જરિત છત્રીની જેમ કાગડો બનીને કઢંગી ઢબે ઊડવા જેવી ચાલે ચાલતું તે જ શરીર હવે તો પૂરા નીરમે દરિયાનાં નીર પર મલપતા જતા વહાણુ જેવો આનંદ પોતાની તોલદાર ગતિમાં અનુભવી રહ્યું હતું.

ને એ પગથિયાં ચડતાં ચડતાં એને ઘેલી એક બીક પણ લાગતી હતી : હું હિન્દમાં ઊતરીને ઘેર પહોંચીશ તે દરમિયાનમાં આ લાલી, આ ગુલાબી, આ સીનો ને આ દેહ-ભરપૂરતા કોઈ માયાવી સૃષ્ટિની માફક વિલય તો નહિ પામી જાય ને?

એમ વિચારતો વિચારતો એ પોતાના કોટના ઊંડા ગજવામાં ડાયરીની અંદર દાબી મૂકેલા એક કાગળ પર મીઠાશથી પંજો ચાંપતો હતો.

પાસપોર્ટ–અમલદારની મુલાકાત મળતાં પહેલાં એને બહાર લાંબો સમય ઊભા થઇ રહેવું પડ્યું. હિંદમાં પાછા જવાની પરવાનગી મેળવવા મુલાકાતે આવેલાઓની સંખ્યા ક્યાંય માતી નહોતી. દરેકને વારાફરતી મુલાકાત મળતી હતી. ત્યાં જામેલી કતારમાં કેટલાય ચહેરા પર વ્યગ્રતા, શૂન્યતા ને પાસપોર્ટ પર સહી મળવાની નિરાશા લખાએલી હતી. ત્યારે એની વચ્ચે વીરસુત મનમાં મલકાતો ઊભો હતો.

એની નજીકમાં બેઠેલાં અન્ય ગોરાં સ્ત્રીપુરુષોની વચ્ચે જે હળવી વાતચીતો ચાલી રહી હતી તે સાંભળ્યા પછી તો એની આશાનો પારો એકદમ ઊંચે ઊતરી જવા લાગ્યો ને એને અતિ હર્ષાવેશમાં એવું લાગ્યું કે રખે ક્યાંક પોતે પ્રાપ્ત કરેલું ગુલબદન એકાએક ઓગળી જાય.

એને કાને બીજાંઓનું કલ્પાંત પડતું હતું. કોઇ બાઇનાં છોકરાં હિંદમાં હતાં, ને એમાંના એકને ટાઇફોઇડ થયો હતો એટલે

જલદી જઈ પહોંચવું હતું. કોઈનો ધણી અમુક ટ્રેનના અકસ્માતમાં ચગદાઈ મૂઓ હતો. પોતાનો જર્મન યહુદી પતિ હિંદમાં કેદ પકડાયો છે એ જાણીને એક આયરીશ યહુદી સ્ત્રી હિંદને કિનારે પહોંચવા તલસતી હતી.

એવાં તો કૈંક ત્યાં રૂંધાઈને ઊભાં હતાં. કેમ કે ટ્રાફીક ખેડનારાં જહાજો ઓછાં થયાં હતાં, પાસપોર્ટો મંજૂર કરવા પર સખત કાબુ મુકાયો હતો. પાસપોર્ટ અધિકારીની ઓફિસમાંથી એક પછી એક બહાર નીકળતાં મોઢાં પર નિરાશા હતી, આંસુ હતાં, ગુસ્સો અને રીસ હતાં. અંદર બેઠેલો માણસ કેવો શાપિત હશે? કોઈનો કિસ્સો રાજકારણી શંકાને પાત્ર ગણીને એ અધિકારી પાસપોર્ટ કરી આપ-વાની ના કહે છે, કોઈને એકેય જહાજમાં જગ્યા મળેલી નથી તેથી એને બહાર ધકેલે છે.

ધરપત ફક્ત એક વીરસુતને હૈયે છે. એ અઠવાડિયે જ ઊપડતી ચોક્કસ સ્ટીમરમાં એક જગ્યા એને માટે મુકરર થઈ ચૂકી છે. પેસેજની ટિકીટ પોતાના ખિસ્સામાં છે, પોતે સરકારી કૉલેજનો અધ્યાપક છે, બિનરાજદ્વારી માણસ વિદ્યાને માટે દેશાટને નીકળેલો હોવાનાં પોતાના ગજવામાં પ્રમાણો છે. પછી કોણ એને પાછા વળવાની મના કરી શકે તેમ છે?

ચાર દિવસ પછી સ્ટીમર ઊપડશે. તે પછી વીસેક દિવસે પોતાના પગ માતૃભૂમિ પર હશે, ને મુંબઈથી પોતાનું ગામ પૂરા ચોવીસ કલાકને પલ્લે પણ નથી. કંચન ત્યાં દયામણું મોં લઈને, ચરણે ઝૂકતી, પ્રાયશ્ચિત્તનાં આંસુ પાડતી તે જ રાત્રિએ મને એકાંતે મળશે ..એ આખો ચિતાર નજરમાં ગોઠવીને વીરસુત ઊભો હતો. એ ચિતારને રજેરજ આધાર આપતો એક કાગળ એની ડાયરીના બેવડમાં પડયો હતો. એનો પંજો ફરી ફરી એ કાગળવાળી જગ્યા પર જતો હતો.

પણ પોતાનો વારો આવવાને વાર લાગતી ગઇ તેમ તેમ વીરસુતને આ નિરાશ પગલે બહાર નીકળી ચાલ્યાં જનારાંઓ પરની સરસાઇની મીઠાશ કંઇક કંઇક ઓછી થતી ગઇ. એનું કારણ બહુ વિચિત્ર હતું.

એ ઇમારતના માથા પરનું વાદળ વેદનાભર્યું હતું. વિમાનોની પાંખો ગાજતી હતી. દૂર દૂરના ધડાકા વાયુમંડળને કમ્પાવતા હતા. જગતનો વ્યવહાર તૂટતો હતો. માનવપ્રેમના કેડા રૂંધાતા હતા. દુર્ભાગીઓની સંખ્યા વધી રહી હતી. ને સેંકડો ભાગ્યહીનો હતભાગીઓની વચ્ચે એકાકી સુભાગી બનવામાં બિલકુલ રસ નથી બન્યો હોતો એનું ભાન વીરસુતને આંહીં થતું આવતું હતું.

આમ જ્યારે વીરસુતે પોતાના જીવનને બીજા હજારો લાખો જનોની સરખામણીમાં નિહાળવું શરૂ કર્યું ત્યારે એને આખા જીવનમાં કશુંક નવીન લાગ્યું. લડાઇનો એ કાળ એક નાની બારી જેવો બની ગયો. એ બારીમાંથી જાણે વીરસુત બહાર ડોકિયું કરતો હતો. પોતે ઊંચો અને સલામત ઊભો હતો, બીજાં સેંકડો નીચે ભીડાભીડમાં ચાલ્યાં જતાં હતાં, એકબીજાથી ચગદાતાં ને વિખૂટાં પડતાં. જાણે દોડાદોડ મચી હતી, ને મા બાળકોથી, પતિ પત્નીથી, બાપ બેટાથી છૂટાં પડીને એ બેશુમાર ગીરદીમાં અલોપ થતાં હતાં.

મનના તરુવર પર એક મોરલો થનગનતો હતો—ઝટ ઘેર પહોંચી જઇને સ્વજનોને ભેટવાનો ઇચ્છામોરલો. કોઇએ જાણે એ મોરલાને પાણો મારીને ઉડાડ્યો. પછી એ મોર પાછો એની એ જ તરુ—ડાળે આવીને સ્થિર ન બન્યો. ચોખ્ખાચણાક ઉર—આભને છેલ્લે આરે તલના દાણા જેવડી જાણે કાળી વાદળી વરતાઈ. વીરસુત વ્યથિત બન્યો.

એણે પોતાની આજુબાજુ નજર કરી. પોતાની જેવો એક જુવાન ઊભો હતો. કપડાં મેલાં હતાં. સુકાએલા મોં પર વધુ પડતો

ચળકાટ મારતી ભયાનક લાલી હતી. ડોળા ઊંડા ગયેલા. પણ વધુ નિહાળીને જોતાં બે વાતની શક્યતા લાગે : થોડા જ વખત પૂર્વે એ શરીરે ને સંસારે સુખી હોવો જોઇએ. વીરસુતનો રસ તીવ્ર કૌતુકની પરિસીમાએ પહોંચ્યો. એણે સવાલો પૂછ્યા. પહેલાં તો એ યુવાને વાર્તાલાપમાં ઊતરવાની દાનત ન બતાવી, પણ છેવટે વીરસુતે આટલો જવાબ મેળવ્યો :—

'હિંદી છું, મુસ્લિમ ડૉક્ટર છું. આંહીં અભ્યાસ વધારવા આવેલો, એમાં એક શ્રીમંતનંદિની ગોરી સ્ત્રીનો મેળાપ થયો. ઘેર બુઢ્ઢા બાપ છે, મા છે, ને બે બાળકોવાળી બીબી છે. બીબીને તો આંહીં બેઠે બેઠે તલાક દઇ દીધા ને આ ધનિક ગોરી સ્ત્રી સાથે નિકાહ કર્યા. મને મનથી ને શરીરથી ચૂસી લઇને એણે મને તલાકની હાલતમાં ઉતારી મૂક્યો છે. આંહીં પ્રેક્ટીસ સારી ચાલતી, પણ હવે તો જવા ચાહું છું. મેં તલાક આપેલી બીબી બીજે ક્યાંય પરણી નથી ગઈ. મારા પિતા એને પાળે છે. મારી એક બેટી ને એક બેટો મેં છેલ્લાં છોડયાં ત્યારે બહુ નાનાં ને અણસમજણાં હતાં. આજે દીકરો દસ વર્ષનો થયો હશે. સાત વર્ષથી હું આંહીં છું. બેટાના હસ્તાક્ષરનો પહેલો કાગળ, એની માએ લખાવેલો, તે મને મળ્યો તે પછી અહીં દિલ ઠરતું નથી. લાગે છે કે હું મરી જઇશ તો એક કામ બાકી રહી જશે. એ કામ બીબીના કદમોમાં પડી માફી માગવાનું છે.'

આમ કહીને એણે પહેલી જ વાર મોં મલકાવ્યું. એટલા નાના હાસ્યમાં એના ચહેરા પરની ખાડો, દાઝો, કરચલીઓ વગેરે થોડી ઘણી ઢૂબી જઇને પાછી વધુ ઉઘાડી પડી ગઇ. વીરસુતે પૂછ્યું—

'કેમ કહો છો કે તમે મરી જશો ?'

'હું દાક્તર છું તેથી.'

'શું છે?'

'મને ક્ષય છે. એને ઘોડાપુર સ્વરૂપ ધરવાને હવે વાર નથી. મને વહેલું જવા મળ્યું હોત તો હું બીબીને પગે પડીને પછી બીજી જ પલે મરવા તૈયાર રહેત, પણ એવા કોલ પર કોઇ સ્ટીમર કે વિમાન કંપની થોડી જ પેસેજ આપે છે!'

એમ કહીને તે બીજી વાર હસ્યો ને તેણે ખાંસીને રૂમાલ વડે દાબી. રૂમાલ તેણે પાછો ગજવામાં નાખ્યો ત્યારે એ લોહીમાં રંગાયો હતો. વીરસુતને ખાતરી થઈ કે આ માણસને પૂરપાટ વધતો ક્ષય છે.

એટલી વાર થઇ ત્યાં મુલાકાત માટેનો વીરસુતનો વારો આવ્યો. અંદર જઇને એ થોડી મિનીટે પાછો આવી પેલા ક્ષયગ્રસ્ત મુસ્લિમ ડૉક્ટરને પોતાની સાથે અંદર લઈ પાછો ગયો. ત્યાંથી પાછા બહાર નીકળીને એ બેઉ બહાર નીકળી નીચે ઊતર્યા ત્યારે બેઉની સ્થિતિ બદલાઇ ગઈ હતી. વીરસુતની માગણી મંજૂર રાખીને પાસપોર્ટ અધિકારીએ વચન આપ્યું હતું કે, પોતાના નામનો પેસેજ જો પોતે આ મુસ્લિમ ડૉક્ટરના નામ પર કરાવી શકે તો એ ડૉક્ટરના પાસપોર્ટ પર સહી થતાં વાર નહિ લાગે. પણ સાથે સાથે વીરસુતને અધિકારીએ પ્રશ્ન કર્યો હતો કે 'તમારો પેસેજ ગુમાવીને તમે ફરી શું જલદી નવો મેળવવાની આશા રાખો છો?' એનો જવાબ વાળતા પહેલાં વીરસુતની આંખે અંધારાં આવેલાં; પોતે આ શું કરી રહ્યો છે! ઘેર જવાની તાલાવેલીને કેટલીક દબાવી શકશે! કાલે પસ્તાશે તો?

પણ એણે આંખો ખોલીને ઝટપટ કહી દીધું: 'કંઈ ફિકર નહિ.'

'સંસારથી કંટાળ્યા છો કે શું? પરણ્યાંને ઘણાં વર્ષો થઇ ગયાં છે? ડઝનેક છોકરાં છે?' એવી થોડીક મજાક અમલદારે કરી લીધી.

વીરસુત એ પી ગયો હતો.

'ચાલો.' વીરસુતે બહાર આવી એ હિંદીને કહ્યું, 'આપણે એ સ્ટીમર કંપનીની ઑફિસે જઈ આવીએ. મારા પેસેજની બદલી તમારા નામ પર કરાવી દઉં. પછી તમારો મુકામ જોઈ લઉં એટલે ચોથે દિવસે હું તમને ડૉક પર લઈ જઈશ.'

મુસ્લિમ ડૉક્ટરે વીરસુતનો હાથ પકડયો. પણ તરત પાછો છોડી દઈ કહ્યું 'દરગુજર કરજો. હું ક્ષયરોગી છું, ભૂલથી હાથ લેવાઈ ગયો. પણ હું પૂછું છું, તમારી રાહ જોનારાં ઘેર હશે તેનું શું થશે ?'

'રાહ જોનારાં તો સાત સાત વર્ષ પણ જોઈ શકે છે ને !' વીરસુત ડૉક્ટરની પોતાની જ કહેલી આત્મકથાને ઉદ્દેશીને બોલ્યો. એ બોલ ડૉક્ટરના ક્ષયગ્રસ્ત મોં પર ફૂલોની ઢગલી પાથરી રહ્યા.

'પણ ભાઈ !' ડૉક્ટર બોલ્યો : એની સિંધી જબાનના મરોડો અંગ્રેજીમાં અનોખી રીતે ઊતરી રહ્યા : 'તમને આથી રસ શું પડે છે ?'

'નવા મળેલા સુખને થોડી કરુણતા વડે ભીંજવવાનો રસ.'

'લડાઈનો સંયોગો વિફરી રહેલ છે, જાણો છો તમારે કેટલું ખેંચવું પડશે ?'

'કદાચ વર્ષ બે વર્ષ. કદાચ એ દરમિયાન કંઈ થાય તો અનંતકાળ !' વીરસુત બોલતે બોલતે દિવ્ય બન્યો. 'ચાલો ચાલો.' એણે પોતાના ઉપકારપાત્રને ટેકસીમાં લઈને વધુ વાત કરતો રોકયો ને રસ્તામાં કહ્યું, 'તમે ત્યાં જઈ સાજા થાઓ એટલે એક કામ કરજો ને ! મારે ગામ કાઠિયાવાડમાં જઈ મારી બીબીને મળી આવજો, ને કહેજો કે મેં વધુ હકકદારને ન્યાય કરવા મારી તક જતી કરી છે.'

ચોથા દિવસે પોતે જાતે ડૉક્ટરને ઘેર જઈ, એનો સામાન બાંધી આપી, એને સ્ટીમરમાં વિદાય દીધી. વીરસુત પાછો વળ્યો ત્યારે

એને ઘડીભર એવી ભ્રમણા થઇ કે જાણે રસ્તે ચાલતાં તમામ માણસો એની પાસે આવી આવી, એની સાથે હાથ મિલાવી, એને ધન્યવાદ દેતાં હતાં.

એક રેસ્ટોરાંમાં ખૂણાની કૅબીન ખોળીને એ બેઠો, ને એણે પોતાના ગજવામાં દબાઈ રહેલો કંચનનો કાગળ લગભગ પંદરમી વાર વાંચ્યો. એમાં છૂટક છૂટક આવું આવું લખ્યું હતું કે–

'બાપુજીની પરવાનગી મળ્યા પછી જ આ લખું છું. બાપુજીએ તમારા પાંચ છ સામટા કાગળો મને ગઈ કાલે જ આપ્યા. પોતે સ્પષ્ટ કર્યું કે પોતે જ એ કાગળને રાખી લીધા હતા. પોતે સાચા ધણીની ગોત કરતા હતા. કાગળનું ધણી પોતાને મળી ગયું છે એટલે હવે તો આપણ બેઉની વચ્ચે એકલો ટપાલી જ હશે એમ પોતે મને કહી દીધું. ટપાલનાં કવરો ટિકીટો પણ લાવી આપ્યાં છે.

'પણ પ્રથમ મને કહો તો ખરા વહાલા, કે તમે આટલી બધી શકિતને અંદર કયાં સંઘરી રાખી હતી? આટલી શકિત હતી તો મને વેળાસર કેમ ન બચાવી લીધી? મને ભેખડાવા દીધી કેમ? મને રસાતાળ મોકલી જ શાને?

'બાપુજીને અને ભદ્રા ભાભીને જે ભ્રમણા તમે કરાવી છે, તે કોઇ દિવસ ભાંગશો તો નહિ ને? નવું બાળ તમારું જ છે એવી એ ભ્રમણા તમે જો ન કરાવી ગયા હોત તો હું આજે કયાં હોત? કદાચ જીવનને પાર હોત. હું આ જીવતા જગતમાં, ને જેટલું વાંચ્યું છે તે સાહિત્યના જગતમાં, વાર્તાઓમાં, કવિતામાં, બધે ય તપાસી રહી છું, કે પોતાની બગડી ગયેલી પત્નીને માટે આવી રક્ષણકારી ભ્રમણા કોઇ પતિએ ઊભી કરી છે ખરી?'

આંહીં વીરસુતથી થંભ્યા વગર ન રહેવાયું. આંખોનાં પાણીએ ચશ્માંના કાચ બગાડ્યા હતા ને પોતે વિચારતો હતો. બાપુજીએ ને ભદ્રા ભાભીએ મને મહાનુભાવ બતાવવા માટે પોતાના અજાણપણાનું કેવું અદ્દ્ભૂત તર્કટ આ સ્ત્રીના અંતરમાં ઊભું કર્યું છે. એ તર્કટનો ભેદ કંચન સમક્ષ ખુલ્લો કરીને હું મારી મહાનુભાવતાને ભોગે બાપુજીની ને ભાભીની ભવ્યતા પ્રકટ કરી શકીશ ખરો કોઈ દિવસ?

ચશ્માં લૂછીને એણે કાગળ આગળ વાંચ્યો-

'એ ભ્રમણા કરાવીને તમે સદાને માટે તો નથી ગયા ને? પાછા આવવું તો છે ને? ક્યારે આવવું છે? મને એક વાર ધરાઈ ધરાઈને રડી લેવા ક્યારે દેવી છે?

'પણ અરેરે! ઘણી વાર એમ થાય છે કે તમે પોતે એ ભ્રમણાના કરાવનાર, તમે તો સત્યના જાણભેદુ છો, એટલે કેમ કરીને આંહીં આવી સુખ પામી શકશો?

'છોકરી-મારૂં પાપ, કમભાગ્ય, જે કહો તે-ને ખોળામાં લઈને ભદ્રાભાભી જ્યારે જ્યારે બોલે છે કે 'અસ્સલ જાણે લૈનું જ મોં!' ત્યારે મને શું થતું હશે, કલ્પી શકો છો?

'છોકરીને ધવરાવવાનું દિલ તો થયા વગર શાનું રહે? થોડાક દિવસ તો મનને દબાવી દબાવી મારાં સ્તનો સૂકવી નાખવા મથેલી, પણ બાપુજીએ તો એવી મધુરી ભ્રમણા પાથરી દીધી છે કે હું જ ભાન ભૂલી ગઈ છું. બાપુજી એવું એવું બોલે છે કે મને કલાકે કલાકે પાનો ચડે છે. ને છોકરી તો રાભડી રાભડી બની રહી છે.

'તમે એને જોશો ત્યારે શું થશે, એ બીકે કમ્પું છું. આ કંપારીનો સારો કે માઠો અંત ઝટ આવે તો સારૂં. માટે જ માગું છું કે વહેલા પાછા વળો!

'દેવુને માટે મેં એક કન્યા ગોતી રાખી છે. દેવુને ખબર પડવા દીધી નથી. બાપુજીને પણ મારે કોઇક દિવસ એ કન્યા બતાવીને ચમકાવવા છે. અત્યારે તો હું ભદ્રા ભાભીને પણ કહી દેતી માંડ માંડ મહાપ્રયત્ને બચી છું. પણ એ કન્યાને માટે થઇને મેં એનાં માવતર સાથે ખૂબ સંબંધ કેળવવા માંડેલ છે. ભલે ને છ વર્ષ પછી વેવિશાળ કરીએ ! તમે આવો તો હું તરત બતાવું.

'યમુના બહેનને તેડવા એના વર કોણ જાણે ક્યાંથી ઓચીંતા ફાટી નીકળ્યા ! આવીને કહે કે એ ગાંડી હશે તો યે હું મારાં આંખ માથા પર રાખીશ. કોણજાણે કેમ થયું તે ત્રણ દિવસમાં આંહીં બેઉનાં મન મળી ગયાં, તો પણ બાપુજી જમાઇને કહે કે એમ હું નહિ ફસાઇ જાઉં. તું એક મહિનો અહીં મારા ઘરમાં રહે, ને હું ઝીણામાં ઝીણું પણ દુઃખ જો ન જોઉં તો જ મારી યમુનાને મોકલું. કારણ કે કોને ખબર હું મારી યમુનાના જ પ્રારબ્ધનું ખાતોપીતો હઇશ તો ! યમુનાને હું ધકેલી મોકલું ને પાછળ મારા ઘરમાંથી સૌભાગ્યદેવી પણ પલાયન કરે તો ? માટે નહિ મોકલું : બડકમદાર ! બડકમદાર શબ્દ તો બાપુજી પગલે પગલે બોલે છે હો ! એને એ બોલ બોલતા સાંભળવા તો આવો. તમે ગમે તેટલું મથો તોય બાપુજી જેવું 'બડકમદાર' ન જ બોલી શકો ને ! જો બોલી શકોને, તો તમે કહો તે હારૂં ! ઠીક ઠીક, હું તો ઘેલી બીજી વાતે ચડી ગઇ. એક મહિને બાપુજી સંતોષ પામ્યા. ને યમુના બહેને વિદાય લીધી ત્યારે અમારાં કોઇનાં હૈયાં હાથ નહોતાં રહ્યાં. એણે તો જતાં જતાં તુલસીમાનો ક્યારો આંસુડે ભર્યો હતો.

'ભદ્રાભાભી કોઈ કોઈવાર શૂન્યકાર બની જાય છે, ને ગણ્યા કરે છેઃ એક, બે, ત્રણ, ચાર, પાંચ, ને છ. મને લાગે છે કે તમને ગયાને જેટલા મહિના થયા તે પોતે ગણે છે.

'પણ હું નથી ગણતી. ગણવાનો મને હક્ક નથી. મળવાની હું અધિકારિણી નથી. મને તો હજુ પણ મનમાં ખાતરી થતી નથી કે તમારો મેળાપ વહેલો વાંચ્છું કે મોડો ! કેટલું તપ તપું તો ફરીથી મારે, તમારે, દેવુને ને એની ભવિષ્યમાં આવનારી વહુને, ભદ્રાબાને, યમુનાબાને, બાપુજીને ને મામાજીને પણ આવાં વીતકો વેઠવાં ન પડે ?

'રાતમાં ઝબકું છું. ઝબકે ઝબકે તમે આવ્યા હોવાના ભણકારા ઊઠેછે. ખાટલાની ઓશીકા બાજુએ તમે જાણે આવીને બેસો છો. પણ હું સવારે ઊઠીને તુલસીક્યારે એટલું જ પ્રાર્થું છું કે એ બધું જ હું વેઠીશ : પણ ફરી વાર અમારે આવા વિજોગ ન પડે તેટલું તપ તો મારી પાસે જરૂર તપાવી લેજો હો તુલસી મા !

લી૦ તમારી છું
એમ કહેતાં ય લજવાતી
કંચન.'

* * *

તે પછી ઘેરથી નિયમિત અનિયમિત બીજા પણ કાગળો આવતા રહ્યા. યુદ્ધ વધુ દારુણ બન્યું. પોતાની તક એ મુસલમાન ડૉકટરને આપ્યા પછી બીજી તક મેળવતાં વીરસુતને મહિના પર મહિના વીતવા લાગ્યા. વીરસુતે પણ પોતાના હૃદયને તુલસીક્યારે કંચનની જ પ્રાર્થના રટયા કરી કે ' હે જગજ્જનની ! જેટલું તપાવવું હોય તેટલું તપ અત્યારે સામટું તપાવી લેજો. પણ મારા દેવુના સંસારમાં અમારી વેષવેલડીનું ઊંડે ય મૂળિયું ન રહી જાય તેવું કરજો. '

**સંપૂર્ણ**



# સંસ્કાર ગ્રંથાવલિ

| | | | |
|---|---|---|---|
| ૧ | ભારેલો અગ્નિ | ર. વ. દેસાઈ | ૩-૦-૦ |
| ૨ | ભૈરવી | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૩ | કુમુદિની | ટાગોર | ૩-૦-૦ |
| ૪ | પંકજ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૫ | સાવકી મા | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૬ | પ્રેમાશ્રમ પૂર્વાર્ધ | પ્રેમચંદજી | ૩-૦-૦ |
| ૭ | પ્રેમાશ્રમ ઉત્તરાર્ધ | પ્રેમચંદજી | ૨-૮-૦ |
| ૮ | વિપ્રદાસ | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૯ | ઠગ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૧૦ | અનુરાધા-બડીદિદિ-વિ. | શરદ્‌બાબુ | ૩-૦-૦ |





# પુસ્તક ત્રેવીસમું

| | | | |
|---|---|---|---|
| ૧૧ | શુભદા | શરદ્‌બાબુ | ૨-૧-૦ |
| ૧૨ | ચરિત્રહીન | શરદ્‌બાબુ | ૩-૮-૦ |
| ૧૩ | પ્રભાતકિરણો | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ૨-૮-૦ |
| ૧૪ | નવીના (શેષ પ્રશ્ન પૂ. કિ. સાથે) | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૧૫ | ક્ષિતિજ પૂર્વાર્ધ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૧૬ | દંભીદુનિયા | ગી. પી. અડાલજા | ૩-૦-૦ |
| ૧૭ | દરિદ્રનારાયણ પૂર્વાર્ધ | ગુ. આચાર્ય | ૨-૮-૦ |
| ૧૮ | દરિદ્રનારાયણ ઉત્તરાર્ધ | ગુ. આચાર્ય | ૩-૦-૦ |
| ૧૯ | બીડેલાં દ્વાર | મેઘાણી | ૨-૦-૦ |
| ૨૦ | શોભના | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૨૧ | જય સોમનાથ | ક. મા. મુનશી | ૩-૦-૦ |
| ૨૨ | પિયાસા | સુંદરમ્ | ૨-૮-૦ |



